શાહકૃત.

સુધારા વધારા સાથે

# ભરતખંડનો
# સંક્ષિપ્ત ઇતિહાસ.

આવૃત્તિ ૩ જી

—:o:—

પ્રસિદ્ધ કર્તા.

જેચંદ તલકશી એન્ડ સન્સ.

બુકસેલર્સ—રતલામ શહેર.

કિંમત ૦—૧૦—૦ દશ આના.

# ભરતખંડનો સંક્ષિપ્ત

# ઇતિહાસ.



લખનાર:

હરજીવન છગનલાલ શાહ.



પ્રકાશક:

જેચંદ તલકશી એન્ડ સન્સ,

બુકસેલર્સ—વઢવાણ શહેર.



સુધારેલી આવૃત્તિ ૩ જી. પ્રત ૩૦૦૦

કિંમત ૦-૧૦-૦

---

PRINTED AT
THE JASHVANTSINH PRINTING PRESS, LIMBDI
AND
SHREE KESARIAJI PRINTING PRESS,
BY VADILAL KESHAVLAL,
AHMEDABAD.
&
Published by
RATILAL JECHAND
of Messers Jechand Talakshi & Sons,
Booksellers & Publishers,
Wadhwan City (Kathiawar).

---



1-1-1929.

# પ્રસ્તાવના.

ઇતિહાસ એટલે અગાઉ થઇ ગએલા બનાવોનું અનુક્રમ વર્ણન કરી બતાવવુ તે.

દુનિયામાં નાનાથી મોટા દરેક માણસોએ ઇતિહાસ જાણવાની ખાસ આવશ્યકતા છે, કારણ તેથી જનસમૂહમાં દેશદેશના અગાઉના રીત રિવાજો, રહેણીકરણી, જ્ઞાન, સ્વભાવ, હુન્નર, વિદ્યા, દોલત, શૌર્ય વિગેરેની માહિતી મળે છે; અને તેથી જે જે માણસોમાં જે જે ગુણોની ખામી હોય તે ઘણે અંશે જાગૃત થાય છે.

નાનાં બાળકોને પોતાના દેશનો ઇતિહાસ ટુંકો ટુંકો પણ અગત્યની હકીકતોથી શિખવવાની ખાસ જરૂર છે, કારણ કુમળી વયના બાળકો પર જેવી છાપ પાડવી હોય તેવી પડી શકે છે, તેથી તેમનામાં દેશની હકીકતનું ખરેખરૂં જ્ઞાન થાય છે.

ઇતિહાસ શિખવવાની ખરી પદ્ધતિ તો ફક્ત શિક્ષકોએ સમજાવવાની બાબત જુદા જુદા પુસ્તકોમાંથી વાંચી લેવી જોઇએ, અને તે બરાબર સમજણપૂર્વક પોતે ( શિક્ષકે ) મનન કરી, વિદ્યાર્થીઓને તે બાબતની વાર્તાઓ કહેવી અને વાર્તારૂપે બરાબર વિદ્યાર્થીઓને સમજાવવી, પછી તે વાત વિદ્યાર્થીઓ બરાબર સમજી ગયા છે કે નહિ તે તપાસી જોવું. એ પ્રમાણે દર વખતે વિદ્યાર્થીઓને વાત કહેતા જવી, અને પહેલાંના સંકલન સાથે જોડી તે પરથી વિદ્યાર્થીઓ પાસેથી પ્રાશ્નિક પદ્ધતિથી સવાલ જવાબો લઇ તે વિષય બરાબર સમજાવવો, મતલબ કે વિદ્યાર્થીઓને ઇતિહાસના પુસ્તકની બિલકુલ જરૂર હોતી નથી.

ઉપર મુજબ ઇતિહાસની અગત્યતા ન ગણાય પણ આ પ્રમાણે દરેક શિક્ષકો કરી શકતા નથી, જેથી ઘણા જુદા જુદા પુસ્તકોમાંથી

જરૂર જેવું અને વિદ્યાર્થીઓ સમજી શકે તેવુ સાદી અને રસિક ભાષામાં આ પુસ્તકમાં વિદ્યાર્થીઓ માટે લખવામાં આવેલ છે.

આ સિવાય વિદ્યાર્થીઓને ઇતિહાસ સમજાવતી વખતે એક બાબત ખાસ લક્ષમાં રાખવાની છે, તે એકે ઇતિહાસ સમજાવતી વખતે જે દેશનો ઇતિહાસ ચાલતો હોય, તે દેશ સાથે બીજા આજુબાજુના દેશોની તથા પરદેશોની સરખામણી કરવી, અને તે પરથી આપણા દેશમાં શી શી ખામીઓ હાલ છે, અને તે કેવી રીતે સુધરી શકે એ વિગેરે બાબતો પર ખાસ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચવુ

આ પુસ્તક લખવામાં અમારા મે. એજયુ. સુપરિ. સાહેબ શ્રીમાન કાળીદાસ નાગરદાસ શાહે તેમના ઇતિહાસનો તરજુમો કરવાની સંમતિ આપી કેટલીક હકીકતો લેવા મા છૂટ આપેલ છે, તથા અમારૂં દરેક લખાણ વાંચી તેમાં યોગ્ય સુધારો વધારો કરી કેટલીક કિંમતી મદદ આપેલ છે, માટે તેઓ સાહેબનો અમે આ સ્થળે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

તા. ૧-૪-૨૬. કર્ત્તા.

---

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

અમારા આ પુસ્તકની બે આવૃત્તિઓ થોડા વખતમાં ખપી ગઇ છે, એજ આ પુસ્તકની જરૂરીઆત અને ઉપયોગિતા જણાવે છે.

આ પુસ્તકને વડોદરા, ગોંડલ, જામનગર, મોરબી, વઢવાણ, ધ્રોળ, માંગરોળ વગેરે સ્ટેટના કેળવણી ખાતાએ શાળાઓ માટે મંજુર કરેલ છે.

નવી આવૃત્તિમાં કેટલાક યોગ્ય સુધારો વધારો કરવામાં આવેલ છે, અને સાથે કેટલાક નવાં નકશા પણ ઉમેર્યા છે. આશા છે કે આ આવૃત્તિ પ્રથમની બે આવૃત્તિ કરતાં પણ વધારે સ્પષ્ટ અને લાભદાયક થઇ પડશે.

તા. ૧-૧-૨૯. કર્ત્તા.

# ઉપોદ્ઘાત.

ઇતિહાસ શિખવાનું મૂળ સ્થાન ભૂગોળ છે—જે સ્થળનો ઇતિહાસ આપણે જાણવો હોય, તે સ્થળની ભૂગોળ પ્રથમ જાણવી જોઇએ; કારણ કે તે ન જાણતા હોઇએ ત્યાં સુધી તે બાબત પૂરેપૂરી સમજાતી નથી. માટે ભરતખંડનો ઇતિહાસ જાણતાં પહેલાં આપણે તે સંબંધી સંપૂર્ણ ભૂગોળ જાણવી જોઇએ.

**હિંદુસ્તાન નામ પડવાનું કારણ**:—એશિઆખંડની દક્ષિણ બાજુએ આવેલો આ મોટો ત્રિકોણાકાર પ્રદેશ પ્રથમ અનાર્ય લોકોનો દેશ હતો, એમ વિદ્વાનોનું માનવું છે. એ પછી ઘણી મુદ્દતે એશિઆના મધ્ય ભાગમાંથી આર્યલોકોએ આ દેશના ઉત્તર ભાગમાં વસાહત કરી તે ભાગનું નામ આર્યાવર્ત આપ્યું, ત્યાર પછી કેટલીક મુદ્દતે દુષ્યંત રાજાના કુંવર ભરત રાજા થયા, તેમના નામ પરથી આ દેશનું નામ ભરતક્ષેત્ર અથવા ભરતખંડ પડયું. (જૈન મત પ્રમાણે ઋષભદેવના પુત્ર ભરત રાજા ચક્રવર્તી થયા, તેમના નામ પરથી આ દેશનું નામ ભરતક્ષેત્ર પડયું એમ કહેવાય છે.) વળી ગ્રીક અને બીજા લોકોએ સિંધુ નદીનું નામ ઇંડસ આપ્યું, અને તે પરથી તે પ્રદેશનું નામ ઇન્ડિયા પડયું. અને તે પરથી પારસીઓએ સિંધુના કાંઠાના પ્રદેશનું નામ હિંદ આપ્યું, અને તે પરથી આખા દેશનું નામ પાછળથી હિંદુસ્થાન પડયું.

**સીમા**:—ઉત્તર દિશાએ હિમાલય પર્વતની ઉંચી અને લાંબી હાર, તથા કારાકોરમ પર્વત: પશ્ચિમે સુલેમાન, અને હાલા પર્વતો તથા અરબી સમુદ્ર: દક્ષિણે અરબી સમુદ્ર, હિંદી મહાસાગર અને બંગાળી ઉપસાગર: અને પૂર્વે આસામ, આરાકાન અને તિનાસરીમના ડુંગરો આવેલા છે.

**ક્ષેત્રફળ તથા વસ્તીઃ**—એની ઉત્તર દક્ષિણ લંબાઈ લગભગ ૧૯૦૦ માઈલ છે, અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ પણ લગભગ તેટલીજ છે. એટલે એનું ક્ષેત્રફળ ૩૦ લાખ ચો. માઈલ થાય, પણ ત્રિકોણાકાર પ્રદેશ હોવાથી એનું ક્ષેત્રફળ લગભગ ૧૫ લાખ ચો. માઈલ છે. અને એમાં વસ્તી શુમારે ૩૩ કરોડ માણસની છે.

**આ દેશમાં પ્રવેશ કરવાના માર્ગઃ**—આ દેશની ઉત્તરે હિમાલય નામનો ઉંચો પર્વત છે, તેનાં શિખરો બહુજ ઉચાં છે, વળી તેનાં શિખરો પર હમેશા બરફ રહે છે, તેથી તેમાં થઈને હિંદુસ્તાનમાં પેસવાનો રસ્તો નથી. પણ પશ્ચિમ તરફ સિંધુની ખીણમાં થઈને આ દેશમાં આવવાના રસ્તા છે, અને તે રસ્તે થઈને અગાઉ વેપારીઓ અને મુસલમાની લશ્કરો હિંદુસ્તાન પર આવતા, પણ લગભગ ૪૦૦ વર્ષથી યુરોપના લોકોએ દરીઆ માર્ગે હિંદુસ્તાનમાં આવવાના રસ્તા ખુલ્લા કર્યા ત્યારથી પરદેશી લોકો તે રસ્તેથી હિંદુસ્તાનમાં આવવા લાગ્યા, અને પહાડોમાં થઈને આવતા અટકી ગયા. હાલ પહાડોમાં થઈને ફક્ત અફઘાનિસ્તાન તથા મધ્ય એશિયાના લોકો કવચિત આવે છે.

**કુદરતી ભાગોઃ**—કુદરતી રીતે હિંદુસ્તાનના ૨ ભાગ વિંધ્યાચળ પર્વતથી પડેલા છે. તેની ઉત્તરનો પ્રદેશ એટલે કાશ્મીરથી નર્મદા સુધીનો પ્રદેશ ઉત્તર હિંદુસ્તાન, અને નર્મદાથી દક્ષિણનો ઠેઠ કન્યાકુમારી 'ભૂશિર' સુધીનો પ્રદેશ દક્ષિણ હિંદુસ્તાનના નામથી ઓળખાય છે. એ ઉત્તર ભાગના પણ બે ભાગ પડે છે (૧) હિમાલય પર્વતની લાંબી હારનો તળેટીનો પ્રદેશ. (૨) હિમાલય પર્વતમાંથી નીકળતી નદીઓનો રસાળ પ્રદેશ. આ તરફ પશ્ચિમ બાજુએ સિંધુ અને તેને મળનારી ઝેલમ, ચિનાબ, રાવી, સતલજ વિગેરે નદીઓ વહે છે, અને તેથી કાશ્મીર, પંજાબ અને સિંધને રસાળ બનાવે છે. બીજી તરફ

ગંગા અને તેને મળનારી નદીઓ જમના, સોણ, ગોગરા, ગંડકી, કુશી વિગેરે વહે છે અને તે આગ્રા અને અયોધ્યાના મુલક બહાર, બંગાળા વિગેરે ભાગોને રસાળ બનાવે છે, અને ત્રીજી મોટી નદી બ્રહ્મપુત્રા આસામમાં વહી આસામ અને બંગાળાને રસાળ બનાવે છે.

દક્ષિણના પ્રદેશમાં ઉત્તરમાં સાતપુડા, વિંધ્યા અને કેમુર પર્વતોની હાર આવેલી છે, પશ્ચિમ બાજુએ પશ્ચિમ ઘાટની લાંબી હાર અને પૂર્વ બાજુએ પૂર્વ ઘાટની લાંબી હાર આવેલીછે. એ બને પર્વતો નીલગીરી પર્વતથી જોડાએલા છે, એટલે આ ભાગ વચ્ચે આવેલો મુલક સપાટ છે. એ પ્રદેશોમાં સાતપૂડા, વિંધ્યા અને કેમુર પર્વતમાંથી નીકળતી નર્મદા, તાપી, મહા વિગેરે મોટી નદીઓ પશ્ચિમ અને પૂર્વ તરફ વહી સમુદ્રમાં પડે છે. અને સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળતી નદીઓ ગોદાવરી અને કૃષ્ણા પૂર્વ તરફ વહી સમુદ્રમાં પડે છે. એ બધી નદીઓ એ વિભાગને ફળદ્રુપ બનાવે છે. આ પ્રમાણે હિંદુસ્તાનના કુદરતી વિભાગો પડે છે.

**રાજકીય વિભાગો:**—હિંદુસ્તાનના રાજકીય વિભાગો ૪ પ્રકારના છે. (૧) બ્રિટિશ સરકારની ખાસ દેખરેખવાળો ખાલસા મુલક, (૨) બ્રિટિશ સરકારની દેખરેખવાળો રાજાઓનાં તાબાનો મુલક, (૩) નેપાળ, ભુતાનનાં અર્ધ સ્વતંત્ર રાજ્યો, (૪) ફ્રેંચ અને પોર્ટુગીઝ પ્રજાનો સ્વતંત્ર મુલક.

**લોકો:**—હિંદમાં વસતા લોકોના મુખ્ય ૪ વર્ગ પાડી શકાય. (૧) હિંદુ, (૨) મુસલમાન, (૩) પારસી, (૪) ખ્રીસ્તિ.

હિંદુ પ્રજામાં આર્ય અને આ દેશમાં પ્રથમ વસતા અનાર્ય લોકોનો સમાવેશ થાય છે, એ અનાર્યો પ્રથમ જંગલી અવસ્થામાં હતા, પણ પાછળથી આર્યોના સહવાસથી ઘર બાંધીને રહેતાં અને

રાંધીને ખાતાં શિખ્યા, તથા આર્ય પ્રજાના રીતરિવાજને પ્રમાણે વર્તતાં શિખ્યા, ત્યારથી તેઓ પણ હિંદુ તરીકે ઓળખાયા. આ અનાર્ય લોકોમાં મોટો ભાગ **દ્રાવીડનો** ગણાય છે, એ સિવાય ગુજરાત અને ખાનદેશમાં વસતા **કોળી**, **ભીલ**, **નાયકડા**, **દુબળા**, મદ્રાસ ઇલાકામાં અને તેની આસપાસ વસતા **નેર**, **તોડા**, બંગાળા અને ઓરિસામાં વસતા કંધ, સંતાલ વિગેરે જાતો છે.

(૨) **મુસલમાન**:—એ લોકો પ્રથમ હિંદુસ્તાનના ધોરીના માર્ગમાં થઇને આ દેશમાં વેપાર માટે આવતા પણ ઇ. સ. ના ૭મા સૈકામાં તેઓએ હિંદુસ્તાનપર રાજ્ય મેળવવા અને ધર્મ ફેલાવવા સ્વારીઓ કરવા માંડી, તોપણ મુસલમાનોની હિંદમાં આવવાની ખરી શરૂઆત ઇ. સ. ના ૧૨ મા સૈકાની આખરમાં થઇ.

(૩) **પારસી**:—તેઓ પ્રથમ ઇરાનમાં વસતા હતા, પણ ઇ સ. ના ૭ માં સૈકામાં મુસલમાનો ઇરાન પર ચડી આવ્યા, એથી તે લોકો વટાળની બીકથી હિંદુસ્તાનમાં નાસી આવ્યા, અને આ દેશના રહેવાસી થઇને રહ્યા.

(૪) **ખ્રીસ્તી**:—પંદરમાં સૈકાથી યુરોપી પ્રજા હિંદમાં આવવા લાગી. ત્યારથી કેટલાંકોને પોર્ટુગીઝોએ વટાળી ખ્રીસ્તિ કર્યા અને કેટલાક ધીમે ધીમે યુરોપી પ્રજાના સંસર્ગથી ખ્રીસ્તિ થયા.

**ધર્મ**:—હિંદુસ્તાનમાં સેંકડો **જુદા જુદા ધર્મ** ગણી શકાય, પણ મુખ્યત્વે કરીને ૫ ધર્મ કહી શકાય.

(૧) **વેદ ધર્મ**—તેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ વિગેરેને માનનારાનો સમાવેશ થાય છે. (૨) **જૈન ધર્મ**—એમાં તીર્થંકરને માનનારાનો સમાવેશ થાય છે. "**અહિંસા પરમો ધર્મ**" એ એ ધર્મનું ખાસ સૂત્ર છે. (૩) **મુસલમાન**—મહંમદ પેગંબરને માનનારા છે. તેમાં શિઆ, અને સુન્નો એવા બે પંથ છે. (૪) **પારસી**—અગ્નિ, (આતસ)ને માનનારા છે. (૫) **ખ્રીસ્તિ**—ઇસુખ્રીસ્તને માનનારા છે.

**ભાષા:**—આ દેશમાં આર્યોના આવ્યા પહેલાં અનાર્યો જે ભાષા બોલતા તે હાલની કાનડી, તામીલ, તેલુગુ વિગેરેને મળતી હતી. પાછળથી આર્યો આ દેશમાં આવ્યા તેઓ સંસ્કૃત ભાષા બોલતા, પણ વખત જતા તેમાંથી હાલની ગુજરાતી, બંગાળી, પંજાબી, મરાઠી, હિંદી વિગેરે ભાષાઓ થઇ વળી મુસલમાનો આ દેશમાં રાજ્ય કર્તા થયા, ત્યારથી પુસ્તુ, અરબી, ફારસી, વિગેરે ભાષાઓ પોતાની સાથે લાવ્યા, તેથી એ ભાષાના કેટલાક શબ્દો આ દેશની ભાષામાં સેળભેળ થયા, અને ત્યાર પછી ઇંગ્રેજી રાજ્ય થવાથી એ ભાષા આપણા દેશમાં રાજભાષા થઇ અને તેથી તે માહેના કેટલાક શબ્દો આપણી ભાષામાં ભળી ગયા, અને હાલ એ ભાષા સર્વત્ર શીખવાય છે.



# અનુક્રમણિકા.







## મુસલમાની રાજ્ય.

વિષય. પૃષ્ટ.





## ભાગ ૨ જો.





## ભાગ ૩ જો.

વિષય. ... પૃષ્ઠ.









# ભરતખંડનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### આર્ય રાજ્ય.

**ભારતવર્ષનો જુનો ઇતિહાસ જાણવાનાં સાધનોઃ—** ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ મેળવવાનાં મુખ્ય સાધનોમાં વેદના મંત્રો, જુનાં લખાણો, તામ્રપત્રો, જુના સિક્કાઓ, તાલપત્રો, શિલાલેખો, રામાયણ, મહાભારત આદિ ગ્રંથો, સ્મૃતિઓ, પુરાણો, અને જૈન તથા બૌદ્ધ સાહિત્યો તથા પરદેશી મુસાફરોની નોંધો વગેરે છે. આ બધા પરથી પ્રાચીન ઇતિહાસ વિષે કેટલીક જાણવા લાયક ઐતિહાસિક હકીકત મળી આવે છે.

(૨) **આર્ય લોકોનું હિંદુસ્તાનમાં આવી વસવું:—** સામાન્ય રીતે વિદ્વાનોનું એવું માનવું છે કે ઘણા જુના વખતમાં હિંદુઓ, અફઘાનો, ઇરાનીઓ અને યુરોપીઅન લોકોના પૂર્વજો એકજ હતા, તેઓ એકજ ભાષા બોલતા, અને એકજ સ્થળે રહેતા; એ લોકોનું રહેવાનું મૂળ સ્થાન હિંદુકુશ પર્વતની ઉત્તરે એશિઆ ખંડના મધ્ય ભાગમાં હતું, ત્યાંથી કોઇ કારણને લીધે તેમનાં જુદાં જુદાં ટોળાંઓ નીકળી પશ્ચિમ અને દક્ષિણ તરફ ચાલ્યાં ગયાં. પશ્ચિમમાં ગએલાં ટોળાં ગ્રીસ, ઇટાલી વિગેરે ઠેકાણે જઇ વસ્યાં, અને દક્ષિણમાં ગએલાંમાંથી કેટલાક લોકો હિંદુકુશ પર્વત ઓળંગી ઇરાનમાં જઇ રહ્યા, અને કેટલાક ખૈબરઘાટને રસ્તે સિંધુને કાંઠે આવી વસ્યા. એ ઇરાનમાં વસેલા

હાલના પારસીઓ છે, અને સિંધુને કાંઠે વસેલા હાલના હિંદના આર્ય લોકો છે.

**(૩) આર્યોની રાજ્ય સ્થાપના અને અનાર્યો સાથે લડાઈ:**—આર્યો આ દેશમાં આવ્યા ત્યારે અહીં અસંસ્કારી અથવા જંગલી લોક રહેતા હતા, આર્યો તેમને અનાર્ય અથવા રાક્ષસના નામથી ઓળખતા. આ રાક્ષસો સાથે આર્યોને પ્રથમ યુદ્ધ થયું, તેમાં અનાર્યો હાર્યા, તેથી તેમના મુલકો આર્યોએ જીતી લીધા, આથી અનાર્યો નાસી જઈ ડુંગરામાં ભરાયા, તોપણ તેઓ વારવાર આર્યોપર હુમલા કરતા. અને તેમની સાથે લડતા, છેવટે આર્યોની જીત થઇ, તેથી અનાર્યોએ આર્યોની તાબેદારી સ્વીકારી, અને તેમનો ધર્મ ગ્રહણ કર્યો; એ અનાર્યો આર્યોની સેવા કરવાનો ધંધો કરવા લાગ્યા, તેથી શૂદ્ર કહેવાયા.

**(૪) તે વખતે આર્ય લોકોનો ધર્મ:**—આર્યોએ સિંધુનાં કાંઠાપર વસાયત કરીને ઋગ્વેદના મંત્રો રચ્યા, એ મંત્રો પરથી તે વખતે આર્ય લોકોનો ધર્મ કેવો હતો તે માલૂમ પડે છે. એ વખતે તેઓ સૂર્ય, અગ્નિ, ઇંદ્ર, વરૂણ વગેરે દેવોની મંત્રો વડે સ્તુતિ કરતા, આ સિવાય વરસાદ, પ્રભાત વિગેરેની સ્તુતિના પણ મંત્રો બનાવ્યા હતા. આ વખતે મૂર્તિપૂજા નહતી.

**(૫) આર્યોની સંસાર સ્થિતિ:**—ઋગ્વેદના મંત્રો પરથી તે વખતના આર્યોની સંસાર સ્થિતિ સંબંધીની હકીકત જાણવામાં આવે છે. એ વખતે આર્યો ખેતી કરીને ગુજરાન ચલાવતા, અને એ ખેતીના સાધન માટે ગાય, ભેંસ, બળદ, બકરાં વગેરે જાનવરો પાળતા, ખેતી વડે નીપજાવેલા અનાજને દળી રાંધીને ખાતા, અને પહેરવા માટે રૂ, ઉન અને ચામડાં વિગેરે વાપરતા, તેમને કાંતવાનું, વણવાનું અને રંગવાનું કામ આવડતું, આ સિવાય તેઓ સુતાર અને લુહારનાં કામો પણ જાણતા હતા, તેથી તેઓ ઘર બાંધીને રહેતા હતા, તથા લડાઇ માટે તરવાર, ફરસી, ભાલા, તીરકામઠાં વગેરે બનાવતા. દરેક ઘરની અંદર જે વૃદ્ધ પુરૂષ હોય, તે વડીલ

વડીક ગણાતો. અને ઘરનાં બધાં માણસો તેની આજ્ઞા પ્રમાણે ચાલતાં, એ વડીલ વિદ્યા ભણાવવાનું તથા ગોરનું કામ પણ કરતો. **બધા આર્યો બ્રાહ્મણનું, ક્ષત્રિયનું અને વૈશ્યનું કામ કરી શકતા.** કારણ આ વખતે ચાર વર્ણ બંધાઇ ન હતી, તેથી બધા આર્યો સરખા ગણાતા. આ વખતે મડદાને દાટવાનો અને બાળવાનો બંને રિવાજ હતા, બાપનો વારસ દીકરો ગણાતો. અને દીકરો ન હોય તો દત્તક લેવાનો પણ રિવાજ હતો.

**(૬) તે વખતની આર્ય સ્ત્રીઓની સ્થિતિ:**- એ વખતે કન્યાને ઉત્તમ રીતે નાનપણથી કેળવણી અપાતી, તેથી તેઓ મોટપણે સદ્ગુણી થતી, અને દરેકની સાથે હળીમળીને ચાલતી, પતિની સેવા કરતી, તથા પોતાના બાળકોને યોગ્ય રીતે કેળવતી; પરણવાની ક્રિયા લગભગ આજના જેવીજ હતી, પણ તે વખતે નાની ઉમરની કન્યાઓને પરણાવતા નહિ. આર્યસ્ત્રીઓને પણ વણવાનું, કાંતવાનું, ગુંથવાનું વિગેરે કામ આવડતાં હતાં, આ પ્રમાણે આર્યોનો ઘરસંસાર સુખદાયક હતો.

**(૭) આર્યોના તે વખતના ગ્રંથો:**—આર્યો પાછળ કહ્યા મુજબ સૂર્ય, આકાશ, વરૂણ, વરસાદ, ઇંદ્ર, અગ્નિ વગેરે દેવોની પ્રાર્થના કરતા, એ બધા મંત્રોના સંગ્રહનું પુસ્તક **રૂગ્વેદ સંહિતા** કહેવાયછે. (૨) આર્યો આ વખતે યજ્ઞ વગેરે પણ કરતા, આ યજ્ઞ ક્રિયા કરી કરાવી શકે તેને માટે ખાસ કેળવણી આપવી પડતી. એ કેળવણી સંબંધીનાં પુસ્તક તે **સામવેદ** તથા **યજુરવેદ** કહેવાય છે. સામવેદમાં યજ્ઞ સંબંધી ગાયનો છે. અને યજુરવેદમાં યજ્ઞ માટે જમીન માપીને વેદી બનાવવી, યજ્ઞ માટે વાસણ, અને લાકડાં તૈયાર રાખવાં, તથા હોમ કરવાની વસ્તુઓ તૈયાર કરવી વગેરેના મંત્રો છે. (૪) રોગથી, ઘાતક પશુઓથી, શ્રાપથી એ વગેરેથી બચવાના તથા પૈસા મેળવવાના એ વગેરેના મંત્રોની હકીકતનો ગ્રંથ **અથર્વવેદ** કહેવાય છે. એ અથર્વવેદ પાછલા વખતથી વેદમાં ગણાયો છે; મૂળ તો ત્રણજ વેદ હતા.

આ સિવાય જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ આર્યોએ વેદના મંત્રોના સંગ્રહ ઉપર વિસ્તારથી ટીકાઓ લખી નવા ગ્રંથો લખ્યા, તે ગ્રંથો **બ્રાહ્મણ** ગ્રંથો કહેવાયા, એ બ્રાહ્મણ ગ્રંથો ચારે વેદ પર લખાએલા છે; એમાં ગામમાં રહી યજ્ઞ, હોમ વગેરે ક્રિયાઓ કરવાનું વર્ણન છે; એ સિવાય **આરણ્યક ગ્રંથો** પણ તેજ વખતે લખાયા, તેમાં જંગલમાં રહી ઋષિ મુનિઓને હોમ વગેરે ક્રિયાઓ કરવાનું વર્ણન છે. એ સિવાય **ઉપનિષદ્**ના ગ્રંથોમાં જંગલમાં ઋષિઓ જીવ ઇશ્વર શું છે? જીવનનું કર્ત્તવ્ય શું છે? એ વગેરે તત્વજ્ઞાનની બાબતોનો વિચાર કરતા; એ સંબંધીની હકીકત છે. ઉપર જણાવેલા વેદના ગ્રંથો તથા બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ્ના ગ્રંથોને આર્યો ઇશ્વરદત્ત માને છે; અને પવિત્ર અને સર્વમાન્ય ગણે છે.

**આર્યોની જાતિઃ**— આર્યોનાં ટોળાં જેમ જેમ મધ્ય એશિઆમાંથી વધારે વધારે આવતાં ગયાં, તેમ તેમ તેઓએ આગળ વધી ઉત્તરના ઘણાખરા ભાગમાંથી અનાર્યોને હાંકી કાઢયા, આ પ્રમાણે અનાર્યો તેમનો વસવાનો મૂલક જવાથી આર્યો સાથે લડવા લાગ્યા, આથી વારંવાર લડાઇ થવાથી આર્યો શાસ્ત્રનો અભ્યાસ કરવાનું તથા ખેતી કરવાનું કામ કરી શકતા નહિ; તેથી આર્યોએ પોતાના ટોળામાંથી સૌથી બળવાન, કુટુંબના જથ્થાવાળો, અને યોગ્ય માણસને રાજા ઠરાવી તેની સરદારી નીચે બીજા ઉત્સાહી અને શૂરા માણસો સોંપી તેમનો જુદો વર્ગ ઠરાવ્યો તેઓ **ક્ષત્રિય** કહેવાયા; તેજ પ્રમાણે વેદ કરનારા તથા યજ્ઞ, હોમ વગેરે કરનારનો જુદો વર્ગ ઠરાવ્યો. તેઓ **બ્રાહ્મણ**, અને ખેતી, વેપાર, પશુપાલન, ધીરધાર વગેરે કરનારાનો જુદો વર્ગ ઠરાવ્યો તેઓ **વૈશ્ય** થયા; આ પ્રમાણે ત્રણે વર્ગ જુદા પડયા, અને તેમની ત્રણ જાતિ થઇ; અને ચોથી અનાર્ય લોકોને આર્યોએ પોતાની સેવા કરવાનું કામ સોંપ્યું તે ચોથી **શૂદ્ર** જાતિ થઇ. આ શૂદ્ર સિવાય ત્રણે જાતિઓ અરસપરસ એક બીજા સાથે કન્યા આપવા લેવાનો વહેવાર રાખતી; જો કે આ પ્રમાણે જાતિઓ બંધાઇ હતી, તો પણ કેટલાક વખત સુધી **બ્રાહ્મણ**, **ક્ષત્રિય**,

**વૈશ્ય જાતિનો કોઇ પણ માણસ પોતાને ફાવે તે કામ કરી શકતો.** પણ પાછળથી તેમાં ફેરફાર થઇ ગયો, અને બ્રાહ્મણનો વંશજ હોય તેજ બ્રાહ્મણ, ક્ષત્રિયનો વંશજ હોય તેજ ક્ષત્રિય, અને વૈશ્યનો વંશજ હોય તેજ વૈશ્ય એ પ્રમાણે મજબુત જાતિ બંધન થઇ ગયું, તો પણ ઘણી મુદત સુધી તેમાંથી પેટા જાતિઓ થઇ ન હતી.



## પ્રકરણ ૨ જું.

### આર્ય રાજ્યનો ઉત્તર ભરતખંડમાં ફેલાવો.

**આર્ય રાજ્ય વિસ્તારઃ**—ઉપર જણાવેલા વેદ, પુરાણ અને બીજા ધર્મ ગ્રંથો પરથી માલુમ પડે છે કે તે વખતે આર્યો ઉત્તર ભરતખંડના ઘણા ભાગમાં ફેલાઇ ગયા હતા, અને તેથી તે ભાગમાં આર્યોનાં નાનાં મોટાં ઘણાં રાજ્યો થઇ ગયાં હતાં, તેમાં **હસ્તિનાપુરનું, પંચાળનું, વિદેહનું, અયોધ્યાનું**, અને કાશીનું એ રાજ્યો મુખ્ય હતાં; અયોધ્યામાં **સૂર્યવંશી** અને હસ્તિનાપુરમાં **ચંદ્રવંશી** ક્ષત્રિયો રાજ્ય કરતા હતા. આ બધાં ક્ષત્રિય રાજ્યો ઉત્તરમાં હિમાલયથી દક્ષિણમાં વિંધ્યા પર્વત સુધી અને પૂર્વમાં બંગાળાથી પશ્ચિમમાં સિંધુ નદી સુધી હતાં. એ ભાગને આર્યો **આર્યાવર્ત્ત** કહેતા. એ વખતના રાજાઓ વિદ્વાનોને આશ્રય આપનારા, અને ધર્મિષ્ઠ હતા. તેમણે રાજ્યના દરેક મોટાં મોટાં નગરોમાં પાઠશાળાઓ સ્થાપી હતી.

**આ વખતના આર્યોની રાજ્ય પદ્ધતિઃ**—રાજાઓ રાજ્યનું કામકાજ કરતા, અને બ્રાહ્મણો મંત્રીનું કામ કરી રાજ્ય ચલાવવામાં અને ઇન્સાફ આપવામાં શાસ્ત્ર પ્રમાણે સલાહ આપતા; રાજાઓએ પોતાનાં રાજ્યોના મોટા મોટા પ્રાંતો પાડી તેના ઉપરી તરીકે સુબાઓ નીમેલા હતા, એ સુબાઓના હાથ નીચે વહીવટદારો અને વહીવટદારોના હાથ નીચે કામદારો નીમેલા હતા, અને તેઓની નીચે એક એક ગામના ઉપરીઓ નીમેલા હતા, એ પ્રમાણે રાજ્ય વ્યવસ્થા ચાલતી હતી.

એ વખતે રાજ્યની મુખ્ય આવક જમીનની વિઘોટી અને વેરો હતાં; પણ ગરીબ માણસો વેરો આપી શકે તેમ ન હોય તો તેઓ વેરો ન આપતાં એક દિવસ રાજ્યની વેઠ કરતા. આ વેરો ઉઘરાવવાનું કામ ગામનો મુખ્ય પટેલ (મુખી) કરતો, તેના બદલામાં તેને રાજ્ય તરફથી પસાયતાની જમીન મળતી. એ પટેલ ગામના કજીઆ ટંટા પંચ મારફત પતાવતો, એ પટેલના હાથ નીચે બીજા ગામ નોકરો પણ રહેતા, તેઓને પણ રાજ્ય તરફથી પસાયતાં મળતાં હતાં. આ પ્રમાણે દરેક ગામનો તે વખતનો વહીવટ હતો.

**સૂત્ર ગ્રંથોઃ**—આર્ય લોકો જેમ જેમ વિસ્તીર્ણ પ્રદેશમાં વસવા લાગ્યા, અને તેમની વસ્તીમાં પણ વધારો થતો ગયો, તેમ તેમ તેઓ વધારે વ્યવહારિક તથા સાહસિક થતા ગયા; તેમણે નવા નવા વિદ્યા હુન્નરની શોધ ખોળ કરવા માંડી. તથા તે બાબતના ગ્રંથો લખ્યા, તે સાથે તેમણે ધર્મ ગ્રંથો પણ ટુંકા અને ઉપયોગી બનાવ્યા, તે ગ્રંથો **સૂત્રગ્રંથો** કહેવાયા. આ ગ્રંથો રચવાનું મુખ્ય કારણ તે વખતે વિદ્યાર્થીઓ ગુરૂને ઘેર ભણવા આવતા, તેમને તે પાઠે કરાવવામાં આવતા. તેથી ટુંકા કહેવત જેવાંજ સૂત્રો રચાયાં હતાં, તે પરથી સૂત્ર ગ્રંથો નામ પડયું છે. આ ગ્રંથો રચનારનાં નામો માલૂમ પડે છે, તેથી તે ઇશ્વરદત્ત મનાતા નથી.

**બીજા ગ્રંથોઃ**—**શ્રૌતસૂત્રો** વેદની યજ્ઞ ક્રિયા કરવાની વિસ્તારવાળી રીતને ટુંકાં સૂત્રોમાં કરી તે **શ્રૌતસૂત્રો** કહેવાયા. (૨) **ધર્મ સૂત્રો**—તે વખતના લોકોને ચાલવા પાળવાના રિવાજો તથા કાયદાઓ ઘડાયા તે **ધર્મ સૂત્રો** કહેવાયા. (૩) **ગૃહસૂત્રો**—ગૃહસ્થોએ કેમ ચાલવું, તથા પિતા, પુત્ર, પતિ, પત્ની, ભાઇ, બહેન વિગેરે તરીકેના જુદા જુદા ધર્મ બતાવવા જે સૂત્રો ઘડાયાં તે **ગૃહસૂત્રો**. એ સિવાય **સ્વરશાસ્ત્ર**, **જ્યોતિસ્ત્રશાસ્ત્ર**, વિગેરેના પણ ગ્રંથો થયા હતા.

**શાસ્ત્ર ગ્રંથોઃ**—(૧) **યોગ શાસ્ત્ર**—તેમાં યોગની ક્રિયાથી ઇંદ્રિયોને વશ કરી શાશ્વત્ સુખ પામવાનો ક્રિયા માર્ગ વર્ણવ્યો છે.

(૨) **સાંખ્ય શાસ્ત્ર**—તેમાં જીવને જીવત્વમાંથી છૂટી શાશ્વત સુખ પામવાનો જ્ઞાન માર્ગ બતાવ્યો છે. (૩) **ન્યાયશાસ્ત્ર**—અને (૪) **વૈશેષિક શાસ્ત્ર**—એ બેમાં તત્વજ્ઞાન તથા ત: **સંબંધીની હકીકત** છે. આ સિવાય (૫) **પૂર્વ મિમાંસા**—અને **ઉત્તર મિમાંસાના** પણ ગ્રંથો થયા હતા. એમાંનું પૂર્વ મિમાંસા વેદને અને ઉત્તર મિમાંસા ઉપનિષદને મળતું છે.

**ચાર આશ્રમ**:—ઉપર કહેલા આર્યોની જીંદગીના તેઓએ ચાર આશ્રમ (કાળ) ઠરાવ્યા હતા; (૧) **બ્રહ્મચર્ય** (૨) **ગૃહસ્થ** (૩) **વાનપ્રસ્થ** (૪) **સંન્યસ્થ**. પહેલો આશ્રમ જનોઇ દીધા પછી બાર અથવા તેથી વધારે વર્ષ ગુરૂને ઘેર રહી અભ્યાસ કરવો તે. બીજો આશ્રમ ભણી રહ્યા પછી ઘર સંસાર માંડી ગૃહસ્થના ધર્મ પાળવા તે. ત્રીજો આશ્રમ ગૃહસ્થાશ્રમ ભોગવી રહ્યા પછી સ્ત્રી હયાત હોય અને તેની ઇચ્છા હોય તો તેની સાથે, નહિ તો એકલા વનમાં જવું ને ત્યાં તત્વચિંતન કરવું તે. ત્રીજો આશ્રમ પૂરો કર્યા પછી છેલ્લો ચોથો આશ્રમ આર્યો ધારણ કરતા, તેમાં તેઓ કોપીન, કમંડળ, દંડ, કામળી એ સિવાય કાંઇ પણ રાખતા નહિ, ભિક્ષા માગીને ખાતા, અને શાસ્ત્રનો અભ્યાસ કરતા.



## પ્રકરણ ૩ જું

### સૂર્ય વંશી રાજ્ય.

**હરિશ્ચંદ્ર**:—જુનાં પુરાણો ઉપરથી માલુમ પડે છે, કે **અયોધ્યા**-માં સૂર્યવંશી રાજ્ય સ્થાપનાર ઇક્ષ્વાકુ રાજા થયા. તેના વંશમાં ૩૦ મી પેઢીએ હરિશ્ચંદ્ર નામે સત્યવાદી રાજા થયો. એ હરિશ્ચંદ્રની રાણીનું નામ **તારામતી** અને તેના પુત્રનું નામ **રોહિતાશ્વ** હતું. એ રાજાના કુળગુરૂ વસિષ્ઠ ઋષિ હતા. એક વખત હરિશ્ચંદ્રના સત્યની તથા દાનની **વસિષ્ઠ ઋષિએ** દેવોની સભામાં બહુ પ્રશંસા કરી, તે વાત **વિશ્વામિત્ર** ઋષિને ગમી નહિ; તેથી તેમણે હરિશ્ચંદ્રનું સત્યવ્રત તજાવવા દેવોની સભામાં પ્રતિજ્ઞા લીધી અને હરિશ્ચંદ્રના દરબારમાં

આવી રાજા પાસે પોતાને યજ્ઞ કરવો છે એમ કહી કેટલાક સુવર્ણની માગણી કરી, હરિશ્ચંદ્રે તે આપવા હા કહી, પણ તે પહેલાં બીજું કાંઇ માગવા કહ્યું, તેના બદલામાં તેણે હરિશ્ચંદ્ર પાસેથી તેનું આખું રાજ્ય માગ્યું, હરિશ્ચંદ્ર મહાન્ સત્યવાદી અને દાનશીલ હતા. તેથી તેમણે તે રાજ્ય તેમને સોંપી દીધું, એટલે વિશ્વામિત્રે તેમને પોતાની હદમાંથી બહાર નીકળી જવા કહ્યું તેથી હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિત ત્રણે ત્યાંથી ફક્ત પહેરેલાં કપડે ચાલતાં થઇ ગયાં, રસ્તામાં વિશ્વામિત્રે આડા ઉભા રહી પોતાના યજ્ઞની દક્ષિણા માગી. આથી છેવટે રાજાએ પોતાનો દેહ વેચી દક્ષિણા આપી, પણ તેથી વિશ્વામિત્રની તૃપ્તિ થઇ નહિ. તેથી હરિશ્ચંદ્ર વિચારમાં પડી ગયા, પણ તે વખતે તેની સતી સ્ત્રી તારામતીએ પોતાને વેચી દક્ષિણા પૂરી કરી પોતાના પતિનું વચન પળાવવા આગ્રહ કર્યો. **"ધન્ય આવી સતી સ્ત્રીઓને."** છેવટે તારામતી અને રોહિત પણ વેચાયાં, અને ત્રણે જણાંએ અસહ્ય સંકટ વેઠયાં, પણ સત્યથી ડગ્યાં નહિ. આખરે વિશ્વામિત્ર ઋષિ તથા દેવો તેમનું સત્ય જોઇ પ્રસન્ન થયા. અને તેમને મૂળ સ્થિતિમાં મૂકયા. એ સત્યથી હરિશ્ચંદ્ર રાજા આજે પણ સત્યવાદીને નામે. રાણી તારામતી સતીને નામે, આજે પણ આર્યોમાં પૂજનીય છે. આ પરથી આપણે શિખામણ લેવાની છે કે **"છેવટે સત્યનોજ જય થાય છે."**

**રામાયણ**:— એમાં અયોધ્યાના પ્રતાપી રાજા **રામચંદ્રનું** જીવન ચરિત્ર છે, પ્રતાપી સૂર્યવંશમાં ૫૭ મી પેઢીએ **દશરથ** રાજા થયા, તેમને **કૌશલ્યા, સુમિત્રા,** અને **કૈકેયી** એ ત્રણ રાણીઓ હતી. તેમાં કૌશલ્યાને રામ, સુમિત્રાને લક્ષ્મણ અને શત્રુઘ્ન તથા કૈકેયીને ભરત નામે પુત્રો હતા. તેમાં રામ સૌથી મોટા હતા. તેમને તથા લક્ષ્મણને વિશ્વામિત્ર ઋષિએ **શસ્ત્રવિદ્યા** શિખવી હતી.

**સીતા સ્વયંવર**:—આ વખતે મિથિલા નગરીમાં **જનક** નામે રાજા રાજ્ય કરતા હતા, તેમને **સીતા** નામે ગુણવાન તથા સ્વરૂપ-વાન પુત્રી હતાં; તેમનો સ્વયંવર કરવાને જનક રાજાએ **દેશદેશના** રાજાઓને આમંત્રણ કર્યું હતું. રામચંદ્રજી પણ ત્યાં વિશ્વામિત્ર

ઋષિ સાથે આવ્યા હતા, સ્વયંવર માટે જનક રાજા પાસે તેના બાપદાદાના વખતનું એક મોટું ધનુષ્ય હતું, એ ધનુષ્ય જે તોડે તેને સીતા વરમાળ પહેરાવે એવી શરત કરી હતી. ઘણા રાજાઓએ ધનુષ તોડવા પ્રયત્ન કર્યો, પણ કોઇથી તે તૂટી શક્યું નહિ, છેવટે રામચંદ્રજીએ તે ધનુષ તોડયું તેથી સીતાજીએ રામચંદ્રજીને વરમાળ પહેરાવી, અને જનકે સીતાને રામ વેરે પરણાવ્યાં. આ મંડપમાં લંકાનો રાક્ષસ રાજા રાવણ પણ આવ્યો હતો, અને તે નાઉમેદ થઇ પાછો ગયો હતો.

**રામચંદ્રજીનો વનવાસઃ**—આ પછી કેટલેક કાળે રાજા દશરથ વૃદ્ધાવસ્થાને પામ્યા, અને તેમને પોતાનો અંતઃકાળ સમીપ આવેલો જણાયો, તેથી તેમણે રામચંદ્રજીને **યુવરાજ** (રાજકાજમાં મદદ કરનાર અને ગાદીનો હક ધરાવનાર નાનો રાજા) નીમવાનો વિચાર કર્યો, અને તે માટે તેમણે પોતાના સરદારો અને સલાહકારોને પૂછ્યું, સૌનો રામચંદ્રજી પર બહુજ પ્રેમ હતો, તેથી તેઓ સર્વેએ એકી અવાજે એ બાબતમાં પોતાની ખુશી જણાવી, આથી રાજાએ જાહેર કર્યું કે “ **આવતી કાલે રામચંદ્રજી યુવરાજ પદ મેળવશે**.” આ વાતની ખબર પડતાં લોકોમાં ઘેર ઘેર આનંદ છવાઇ રહ્યો.

પણ આ વાતથી રામચંદ્રજીના ઓરમાન મા કૈકેયી ઘણાંજ દુઃખી થયાં, અને જ્યારે રાજાજી તેમના પાસે આવ્યા ત્યારે તે રિસાઇને બેઠાં, તથા ભરતને યુવરાજ બનાવવા તથા રામને ચૌદ વર્ષ વનવાસ આપવા માગણી કરી.

દશરથ રાજાને આ વાતથી ઘણુંજ દુઃખ થયું, પણ તેઓ ઘણી મુદ્દત પહેલાં કૈકેયી જે માગે તે આપવા વચનથી બંધાઇ ચુકયા હતા, તેથી તેઓ કાંઇ બોલી શકયા નહિ. બીજે દિવસે આ વાત રામચંદ્રજીના જાણવામાં આવી, તેથી તે પોતાના પિતાનું વચન પાળવા ચૌદ વરસ વનમાં જવાને તૈયાર થયા, આ વાતની શહેરના લોકોને ખબર પડતાં તેઓએ રામચંદ્રજીને વનવાસ નહિ જવા માટે ઘણું કહ્યું, પણ તેના ઉત્તરમાં રામચંદ્રજીએ ધર્મનો બોધ આપી પોતે વનવાસ જવાને

તૈયાર થયા. આ વાતની સીતાજીને ખબર પડતાં તેઓ પણ સાથેજ જવાને તૈયાર થયાં. માતા કૌશલ્યાએ સીતાજીને નહિ જવા બહુજ આગ્રહ કર્યો, પણ સીતાજીએ પોતાના ધણીની સાથે રહેવાની પોતાની ફરજ બતાવી સાથે જવાને તૈયારી કરી.

આ વખતે યુવરાજ બનાવવા ભરતને તેમના મોસાળથી બોલાવવામાં આવ્યા હતા. પણ તેમણે આવ્યા પછી પોતાની માતાને બહુ ઠપકો આપ્યો, અને રામચંદ્રજી સાથે વનમાં જવા ઇચ્છા જણાવી, છેવટે રામચંદ્રજીના આગ્રહથી પોતાના પિતાના વચનનો ભંગ ન થાય, માટે તેમણે રામચંદ્રજી પાછા આવતાં સુધી તે વાત કબુલ કરી. "બંધુ પ્રેમનો આ દાખલો હાલના લોકોને શિખામણ લેવા યોગ્ય છે." રામ વનવાસ ગયાના ખબર પડતાંજ દશરથ રાજાના પ્રાણ છૂટી ગયાં.

**સીતાનું હરણ**:—રામ, સીતા અને લક્ષ્મણ અયોધ્યેથી નીકળી જમનાની દક્ષિણના જંગલી મુલકમાં પ્રથમ ગયાં, અને ત્યાંથી મધ્ય હિંદમાં વિંધ્ય પર્વતની દક્ષિણના દંડકારણ્યમાં રહ્યાં. એ દંડકારણ્ય હાલ જ્યાં નાસીક ગામ છે ત્યાં આવેલ હતું; એ ભાગમાંથી ફળફૂલાદિ વીણી લાવી તે ત્રણે જણાં ગુજરાન ચલાવતાં હતાં. **સ્વયંવરમાંથી** નાઉમેદ થએલ લંકાનો રાક્ષસ રાજા રાવણ આ દક્ષિણના ઘણા ભાગપર રાજ્ય કરતો હતો; તે લાગ સાધી સીતાને એકલી જોઇ લંકામાં ઉપાડી ગયો, અને ત્યાં જઇ તેને પોતાની પટરાણી થવાને બહુ બહુ સમજાવ્યું, પણ તેમણે તે માન્યું નહિ, તેથી તેમને એક વનમાં એક ઝુંપડીમાં સખત ચોકી પહેરામાં રાખવામાં આવ્યાં હતાં.

**સીતાની શોધ**:—આ બનાવ બન્યો, ત્યારે રામ, લક્ષ્મણ શિકારે ગયા હતા; ત્યાંથી જ્યારે પાછા આવ્યા ત્યારે તેઓએ સીતાને દીઠાં નહિ. આથી બંને જણા તેની શોધ માટે દક્ષિણમાં ચાલ્યા. આ ભાગમાં તે વખતે છૂટાં છવાયાં જંગલો હતાં, અને તેમાં જંગલી લોકો રહેતા હતા; આગળ ચાલતાં જંગલી લોકોનું **કિષ્કીંધા** નામે ગામ આવ્યું. ત્યાં **વાળી** નામે રાજા રાજ્ય કરતો હતો. એ વાળીને

તેના ભાઇ સુગ્રીવ સાથે અણબનાવ હતો, તેથી સુગ્રીવે રાજ્ય મળવાની શરતે રામને મદદ કરવાનું કબુલ કર્યું: તેથી રામે વાળીને મારી સુગ્રીવને ગાદી આપી; એ સુગ્રીવના પ્રધાન હનુમાને ઠેઠ દક્ષિણમાં લંકામાં જઇ સીતાની ખબર મેળવી.

**લંકાપર રામની ચડાઈ:**—આ પ્રમાણે શોધ મળી, એટલે રામ, સુગ્રીવ અને તેના મદદ કરનારા રાજાઓનું મોટું સૈન્ય એકઠું કરી લંકાપર ચડયા; તેઓએ પ્રથમ સીતાને પાછાં આપવા માટે રાવણને સમજાવવા વાલીના પુત્ર અંગદને મોકલ્યો. તેણે, રાવણની સ્ત્રી મંદોદરીએ, તથા રાવણના ભાઇ વિભિષણે સીતાને પાછાં આપવા રાવણને બહુ બહુ રીતે સમજાવ્યો, પણ રાવણ સમજ્યો નહિ. તેથી આખરે લડાઇ થઇ. તેમાં રાવણ, તેનો ભાઇ કુંભકર્ણ, અને તેનો પુત્ર ઇંદ્રજીત વગેરે સર્વ મરાયા. આથી રામે લંકાની ગાદી વિભિષણને આપી, ને પોતે સીતાને લઇ વનવાસની મુદત પુરી થવાથી અયોધ્યે ગયા.

**સીતાને ફરીથી વનવાસ:**—રામે અયોધ્યા આવી રાજ્યની લગામ હાથમાં લીધી, તેઓ રાત્રે વેષ પાલટી નગરચર્યા જોવાને નીકળતા, તથા લોક વાયકા સાંભળતા. એક વખત સીતાના પતિવ્રત પર શક પડતી લોકવાયકા તેમણે સાંભળી. અને તેથી લોક ખાતર પોતાને સીતાના પાતિવ્રત્ય માટે સંપૂર્ણ વિશ્વાસ છતાં તેમણે લક્ષ્મણ સાથે તેમને વનમાં મોકલી દીધાં. વનમાં લક્ષ્મણ મૂકીને પાછા આવ્યા પછી સીતા કેટલોક વખત હૈયાફાટ રૂદન કરતાં અહીં તહીં ભટકતાં, કેટલીક મુદતે વાલ્મિકી મુનિના આશ્રમે આવ્યાં, આ વખતે સીતા સગર્ભા હતાં, તેથી આશ્રમમાં આવ્યા પછી તેમણે બે જોડકા પુત્રનો જન્મ આપ્યો. મુનિએ તેમને ઉછેર્યા, અને શસ્ત્ર વિદ્યા શિખવી.

**સીતાનો રામ સાથે ફરીથી મેળાપ:**—કેટલાંક વર્ષ વીત્યા બાદ રામે ચક્રવર્તી થવા માટે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો, એ યજ્ઞ કરનાર ઘોડાને છૂટો મૂકે છે, અને તેના રક્ષણ માટે તેની પાછળ સૈન્ય જાય છે, જે કોઇ એ ઘોડાને બાંધે તેની સાથે યુદ્ધ કરી તેને

ફરાવી ઘોડાને છોડાવે છે, એમ દરેક દેશોમાં પોતાની આણ ફેરવે છે, એટલે એ રાજા **ચક્રવર્તી** કહેવાય છે.

રામનો ઘોડો કેટલીક મુદ્દતે વાલ્મીકિ મુનિને આશ્રમે આવ્યો, ત્યાં રામના પુત્રોએ તે બાંધ્યો, આથી તેઓની સાથે લડાઇ થઇ, તેમાં તે બંને પુત્રોએ બહુ બહાદુરી બતાવી, એવામાં વાલ્મીકિ મુનિ ત્યાં આવી પહોંચ્યા. તેમણે આ બંને પુત્રો તેમનાજ છે, એવું રામને ઓળખાણ કરાવ્યું, આથી રામ બંને પુત્રો સાથે સીતાને લઇ અયોધ્યા ગયા.

**રામની રાજ્યનીતિઃ**—રામે અયોધ્યે પાછા આવ્યા પછી સુખશાંતિમાં રાજ્ય ચલાવ્યું, તેઓ રોજ નગરચર્ચા જોવા નીકળતા અને તે સાંભળી પ્રજાજનોનું દુઃખ મટાડતા, તેથીજ સુખી અને આબાદ રાજ્યને આજે પણ “ રામરાજ્ય ” ની ઉપમા અપાય છે. વળી તેમણે પોતાની પ્રજાને પુત્રની પેઠે પાળીને સુખ આપ્યું હતું, તેથી તેઓ આજે પણ ઇશ્વરના અવતાર તરીકે પૂજાય છે.



## પ્રકરણ ૪ થું.

### મહાભારત.

રામાયણના ઇતિહાસ જેવોજ જાણવા જોગ ઇતિહાસ મહાભારતનો છે, એ વખતે ઉત્તર હિંદમાં હસ્તિનાપુરમાં પાંડવ કૌરવોનું, પાંચાળમાં દ્રુપદનું, મથુરામાં કંસનું, મગધમાં જરાસંધનું, ધોળકામાં વિરાટ રાજાનું અને દ્વારિકામાં કૃષ્ણનું વિગેરે રાજ્યો મુખ્ય ગણાતાં હતાં. તેમાં હસ્તિનાપુરની ગાદી માટે પાંડવ કૌરવો વચ્ચે થએલી લડાઇનો ઇતિહાસ ઘણો જાણવા લાયક છે.

**પાંડવ કૌરવની ઉત્પત્તિઃ**—એ વંશનો મૂળ પુરૂષ **પુરૂ** કરીને હતો, એ પુરૂથી અઢારમી પેઢીએ દુષ્યંત રાજા થયો, તેનો પુત્ર **ભરત** થયો, એના નામપરથી આ દેશનું નામ ભરતખંડ પડયું, એમ હાલના લોકો માને છે. એ પછી કેટલીક પેઢીએ એ વંશમાં

કુરૂ નામનો રાજા થયો; એ પછી શંતનુ રાજા થયો, તેમના પુત્ર **ભીષ્મ પિતામહે** અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હતું, એ શંતનુ રાજાની ત્રીજી પેઢીએ ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામના બે ભાઈઓ હસ્તિનાપુરની ગાદી ઉપર આવ્યા. મોટાભાઈ ધૃતરાષ્ટ્ર આંધળા હતા, તેથી ગાદીને માટે પાંડુ લાયક ગણાયા. પણ તેઓ મરણ પામવાથી ધૃતરાષ્ટ્ર ગાદીપતિ થયા. ધૃતરાષ્ટ્રને સો પુત્ર હતા, તે પ્રથમના કુરૂ રાજાના નામ પરથી **કૌરવ** કહેવાયા; તેમાં સૌથી મોટો દુર્યોધન હતો. અને પાંડુને **યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ** અને **સહદેવ** એ નામના પાંચ પુત્રો હતા તે પાંડુના નામ પરથી **પાંડવ** કહેવાયા. તેમાં સૌથી મોટા યુધિષ્ઠર સત્યવાદી અને ધર્મિષ્ઠ હોવાથી ધર્મના અવતાર તરીકે હજુ પણ આર્યોમાં જાણીતા છે. ભીમ ગદાયુદ્ધમાં કુશળ હતો, અર્જુન મહાન બાણાવળી હતો, નકુળ અશ્વવિદ્યામાં અને સહદેવ જ્યોતિસ્ શાસ્ત્રમાં કુશળ હતો. એ પાંચ પાંડવો અને સો કૌરવો દ્રોણાચાર્ય નામના ગુરૂ પાસે શસ્ત્ર અને શાસ્ત્ર વિદ્યા શિખ્યા હતા.

**રાજ્યના ભાગો**:—પાંડવો મોટા થયા, એટલે ધૃતરાષ્ટ્રે રાજ્યના ભાગો પાડી અલાહાબાદ અને તેની આસપાસનો ભાગ પાંડવોને, અને હસ્તિનાપુર અને તેની આસપાસનો ભાગ કૌરવોને વહેંચી આપ્યો. આ પ્રમાણે પાંડવોને ભાગ મળ્યો તે અદેખા દુર્યોધનને ગમ્યું નહિ, તેથી તેણે દગાથી પાંડવોનો રાજ્ય મહેલ સળગાવી મૂકાવ્યો પણ તેમાંથી પાંડવો છાનામાના નાસી ગયા, અને વનમાં બ્રાહ્મણને વેશે ભટકવા લાગ્યા.

**દ્રૌપદી સ્વયંવર**:—આ વખતે પાંચાળ દેશના દ્રુપદ રાજાએ પોતાની કુંવરીને પરણાવવા સ્વયંવર રચ્યો હતો. એ સ્વયંવરમાં એક પાણીનો કુંડ હતો, તેમાં એક થાંભલો ખોડી તે પર મચ્છ લટકાવેલ હતું. એ મચ્છનું કુંડમાં પ્રતિબિંબ (પડછાયો) પડતું હતું. એ પ્રતિબિંબ જોઇ જે પુરૂષ મચ્છને વીંધે તે દ્રૌપદીને પરણે એવી શરત હતી. મોટા મોટા રાજા રાણા આ વખતે ત્યાં પોતાનું પરાક્રમ બતાવવાના અને દ્રૌપદી પરણવાના લોભથી આવ્યા હતા, પાંડવો પણ બ્રાહ્મણના વેશમાં

ત્યાં જઈ ચઢ્યા. સઘળા રાજાઓએ તે મચ્છ વિંધવા પ્રયત્ન કર્યો, પણ કોઇ રાજાથી મચ્છ વિંધાઇ શક્યો નહિ, તેથી અર્જુને બ્રાહ્મણના વેશમાં ઉઠીને મચ્છવેધ કર્યો, તેથી દ્રૌપદીને અર્જુન સાથે પરણાવી, પણ ભૂલથી માતા કુંતાજીએ આપેલી આશિષથી પાંચે પાંડવોએ તેને સ્ત્રી તરીકે સ્વીકારી.

**પાંડવોને ફરી રાજ્યનું મળવું:**—આ પછી ધૃતરાષ્ટ્રને પાંડવ પક્ષવાળાએ સમજાવ્યાથી યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રે અર્ધું રાજ્ય આપ્યું, પણ આ વાત કૌરવોને ગમી નહિ, તેથી તેમણે યુધિષ્ઠિરને જુગટું રમવા બોલાવ્યા, તેમાં યુધિષ્ઠિર રાજપાટ વગેરે સર્વસ્વ હારી ગયા, છેવટે દ્રૌપદી શરતમાં મૂકી તે પણ હારી ગયા, આથી અદેખા અને પાપી કૌરવોએ દ્રૌપદીનું ભરસભામાં નિર્લજ્જ થઇ અપમાન કર્યું, આખરે વૃદ્ધો વચમાં પડયા અને પાંડવોનું રાજ્ય તેમને પાછું અપાવ્યું.

પણ ફરીવાર દુર્યોધને યુધિષ્ઠિરને જુગટું રમવા બોલાવ્યા, આ વખતે એવી શરત કરી કે જે હારે, તેમણે બાર વર્ષ વનવાસ ભોગવવો, અને તેરમું વર્ષ ગુપ્ત રહેવું. એમાં જો ભૂલ થાય તો ફરી બીજા બાર વર્ષ વનવાસ ભોગવવો. આ પ્રમાણેની શરતમાં યુધિષ્ઠિર દુર્યોધનના મામા શકુનિના છળથી હારી ગયા, અને બાર વર્ષ સુધી વનવાસ ભોગવ્યો, અને તેરમે વર્ષે વેશ પાલટી વૈરાટ રાજાને ત્યાં ગુપ્તપણે રહ્યા. એ પ્રમાણે વખત પૂરો થયા પછી અર્જુનના પુત્ર અભિમન્યુને વૈરાટ રાજાની કુંવરી ઉત્તરા વેરે પરણાવ્યો.

**મહાભારતનું યુદ્ધ:**—વનમાં તેર વર્ષ પુરાં થયાં, એટલે પાંડવોની વતી તેમના મામાના દીકરા કૃષ્ણ તેમને અર્ધું રાજ્ય આપવાને કૌરવોને સમજાવવા હસ્તિનાપુર ગયા, પણ દુર્યોધને કોઇ પણ રીતે માન્યું નહિ, આથી બન્ને વચ્ચે લડાઇ થઇ અને પાણીપતના મેદાનમાં ભાઇ ભાઇઓ એકબીજાનાં ગળાં કાપવાને સામ સામા ઉભા. આ વખતથી ભરતખંડમાં **કળીયુગની** શરૂઆત થઇ એમ કહેવાય છે.

પાંડવોના પક્ષમાં કૃષ્ણ, દ્રુપદ રાજા, વૈરાટ રાજા તથા બીજા સગાંસ્નેહીઓ હતા. કૌરવોના પક્ષમાં ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ,

શકુનિ વગેરે હતા, બન્ને તરફનું થઈને ૩૯૩૬૬૦૦ માણસનું લશ્કર હતું. પાંડવ કરતાં કૌરવોનું લશ્કર લગભગ પોણાબેગણું હતું. અઢાર દિવસ સુધી તેમનું આ મહોટું યુદ્ધ ચાલ્યું, છેવટે પાંડવોના પક્ષમાંથી ફક્ત પાંચ પાંડવ અને કૃષ્ણ અને કૌરવોના પક્ષમાંથી ફક્ત અશ્વત્થામા અને કૃપાચાર્ય જીવતા રહ્યા, પછી ધૃતરાષ્ટ્રે પોતાના ભત્રીજાઓને હસ્તિનાપુરની ગાદી સ્વાધિન કરી, યુધિષ્ઠિર ગાદીએ બેઠા અને ભરતખંડના ચક્રવર્તી રાજા થયા. આ પછી થોડી મુદતે કૃષ્ણ પણ મરણ પામ્યા.

**પાંડવોનો રાજ્ય ત્યાગઃ**—આ પ્રમાણે ભાઈ ભત્રીજાઓના નાશથી અને કૃષ્ણના મોતથી પાંડવો બહુ શોકાતુર રહેતા, તેથી છેવટે અર્જુનના પુત્ર અભિમન્યુના કુંવર પરિક્ષિતને રાજ્ય સોંપી પાંચે પાંડવો દ્રોપદી સાથે હિમાલય પર ગયા, ને ત્યાંથી દેવલોક પામ્યા. યુધિષ્ઠિર મહા ધર્મિષ્ઠ અને સત્યવાદી રાજા હતા, તેથી તેઓ ગાદીએ બેઠા ત્યારથી લોકો તેનો **શક** ગણવા લાગ્યા, એ શક માળવામાં વિક્રમાદિત્ય રાજા થયો ત્યાં સુધી ચાલ્યો.

મહાભારતના ગ્રંથમાં ઉપર કહેલી લડાઈના વર્ણનની સાથે બીજી સુબોધક અને રસિક કથાઓનો સંગ્રહ પણ પુષ્કળ છે. કુરૂક્ષેત્રના મેદાનમાં યુદ્ધ વખતે અર્જુને ભાઈ ભાઈનાં ગળાં કાપવાની ના પાડી તે વખતે કૃષ્ણે અર્જુનને જે બોધ કર્યો છે, તે **ભગવદ્ગીતા** કહેવાય છે; તેમજ વિદુરે પાંડવોને અર્ધું રાજ્ય આપવા માટે કૌરવોને જે ઉપદેશ કર્યો છે, તે **વિદુરનીતિ** કહેવાય છે, વગેરે ઘણીએક બોધદાયક કથાઓ છે.

**હસ્તિનાપુરના રાજ્યનો અંતઃ**—આ પછી કેટલીક પેઢીએ હસ્તિનાપુરની ગાદી પર નીમી નામે રાજા આવ્યો, તેના વખતમાં હસ્તિનાપુર ગંગા નદીમાં તણાઈ ગયું, તેથી તે રાજાએ પોતાની રાજધાની બીજે ઠેકાણે કરી; એ રાજ્ય આગળ જતાં મગધના રાજા **જરાસંધ**ના વંશજ સહદેવે જીતી લીધું.



# પ્રકરણ ૫ મું.

## મગધનું રાજ્ય.

**સહદેવના વંશજો**:—સહદેવે હસ્તિનાપુરનું રાજ્ય જીતી લીધા પછી કેટલીક પેઢી સુધી તેના વંશમાં એ રાજ્ય રહ્યું, પછી **તક્ષક** રાજાઓએ તે રાજ્ય જીતી લીધું, એ લોકોની ધ્વજા ઉપર તક્ષક (સર્પ) નું ચિહ્ન હોવાથી તે વંશ તક્ષક ઉર્ફે શિશુનાગના નામથી ઓળખાતો હતો. એ પછી **નંદ** વંશના હાથમાં એ બધું રાજ્ય ગયું. છેલ્લા નંદ રાજા પાસેથી એ રાજ્ય તેના અનોરસ પુત્ર **ચંદ્રગુપ્તે** જીતી લીધું; એ ચંદ્રગુપ્તના વંશજો એની મા મુરાના નામપરથી **મોર્ય વંશી** કહેવાયા છે.

**ચંદ્રગુપ્ત**:—એ છેલ્લા નંદરાજાનો ભાઇ હતો, તેને દેશનિકાલ કરવામાં આવેલ હતો, તેથી તે હિંદના જુદા જુદા ભાગોમાં રખડતો હતો, પણ પાછળથી તેણે લાગ સાધી પંજાબના બળવાખોરોનો આગેવાન થઇ પંજાબ પ્રાંત ત્યાંના રાજા પાસેથી જીતી લઇ ત્યાંનો રાજા થયો, તે પછી તેના પ્રધાન ચાણાકયની મદદથી મગધ (બિહાર) દેશનો રાજા થયો. ઇ. સ. પૂર્વે ૩૧૫. આ પછી તેણે નર્મદાની ઉત્તરનાં કેટલાંક નાનાં નાનાં રાજ્યો જીતી લીધાં, અને ચક્રવર્તી રાજા થયો. તે ઇ. સ. પૂર્વે ૨૯૧ માં મરણ પામ્યો.

**બિંદુસાર**:—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ બેઠો, તેણે પણ ભરતખંડની ઉત્તરનાં કેટલાંક નાનાં નાનાં રાજ્યો જીતી લીધાં તે ઇ. સ. પૂ ૨૬૩ માં મરણ પામ્યો.

**અશોક**:—બિંદુસાર પછી તેનો પ્રતાપી પુત્ર અશોક ગાદી પર આવ્યો, એનું બીજું નામ પ્રીયદર્શી હતું, તેણે ભરતખંડના ઘણા દેશો તથા અફ્ઘાનિસ્તાન વગેરે જીતી લીધા, અને ભરતખંડનો ચક્રવર્તી રાજા થયો. અત્યાર સુધીના બધા રાજાઓ બ્રહ્મણ ધર્મી હતા, પણ અશોક બૌદ્ધ ધર્મી હતો, તેણે એ ધર્મને રાજ્ય ધનથી બહુજ ઉત્તેજન આપ્યું, તથા દેશપરદેશ ઉપદેશ કરવાને યતિઓ મોકલ્યા,

વળી એ ધર્મની પવિત્રતા સચવાય માટે એ ધર્મના મૂળતત્ત્વો ઠેકાણે ઠેકાણે થાંભલા ઉપર અને પત્થર ઉપર કોતરાવ્યા, તેમજ વળી એ ધર્મના પુસ્તકોનો માગધી ભાષામાં સંગ્રહ કરાવ્યો, આથી તે ધર્મ હિંદુસ્તાન સિવાય ચીન, જાપાન, બ્રહ્મદેશ, શિઆમ, લંકા વિગેરે ઠેકાણે ચાલ્યો. એ મહારાજા ૪૦ વર્ષ રાજ્ય કરી ઇ. સ. પૂ. ૨૨૩ માં મરણ પામ્યો.

**અશોકના ગુણ:**—એ બહુ ડાહ્યો, પ્રતાપી, શૂરવીર અને પરોપકારી રાજા હતો. એણે બૌદ્ધ ધર્મ ફેલાવવા માટે ઘણોજ શ્રમ ઉઠાવ્યો, પણ ધર્મને બહાને કોઇના પર જુલમ કર્યો નહતો; બૌધ્ધ ધર્મની તેને એટલી બધી લાગણી હતી કે તે ધર્મનો ઉપદેશ કરવાને તેણે પોતાના કુંવરને પણ લંકામાં મોકલ્યો હતો. વળી એ બહુ દયાળુ હતો, તેથી દેહાંતદંડની શિક્ષાનો પોતાના રાજ્યમાં અટકાવ કર્યો હતો, વળી તેણે પ્રજાને ઉપયોગી ન્યાય કોર્ટો સ્થાપી હતી, રસ્તા બંધાવ્યા હતા, નિશાળો સ્થાપી હતી વિગેરે લોકોપયોગી કામો પણ કર્યાં હતા.

**મગધના રાજ્યનો અંત:**—અશોકના મરણ પછી તેનો દીકરો **દશરથ** ગાદી પર આવ્યો; તે પછી બીજા રાજાઓ એ વંશમાં થયા. છેલ્લા મૌર્ય રાજાને તેના સેનાપતિએ મારી નાખી મગધમાં શૃંગ વંશ સ્થાપ્યો ઇ. સ. પૂ. ૧૮૪.

**શૃંગ વંશ:**—એ વંશનો પહેલો રાજા **પુષ્પમિત્ર** થયો, અને તે પછી તેનો દિકરો **અગ્નિમિત્ર** થયો. તેના વખતમાં પ્રખ્યાત સંસ્કૃત વૈયાકરણી અને યોગ સુત્રનો રચનાર **પતંજલી** થયો, એ રાજાના વખતમાં બૌદ્ધ ધર્મની પડતી થઇ. એ વંશનો છેલ્લો રાજા **દેવભૂમિ** કરીને હતો, તેનો તેના પ્રધાને ઘાત કરાવી એ વંશની આખર આણી ઇ. સ. પૂ. ૭૨.

**કાણ્વવંશ:**—એ વંશનો પહેલો રાજા **વાસુદેવ** થયો. એ

વંશમાં ચાર રાજા થયા, છેલ્લા રાજા **સુશર્મનને** દક્ષિણમાંના એક આંધ્રકુળના રાજાએ મારી નાખ્યો. એ પ્રમાણે મગધના રાજ્યની આખર આવી ઇ. સ. પૂર્વે ૨૭.



## પ્રકરણ ૬ ઠું.

### પરદેશી લોકોની સ્વારીઓ.

**સેમિરામિસઃ**—યુધિષ્ઠિરના વંશજોના વખતમાં આસિરિઆ દેશની **સેમિરામિસ** નામે રાણીએ સવારી કરી હતી, તેની સાથે પંજાબનો રાજા હાથી લાવી લડવા આવ્યો, તેથી સેમિરામિસનું સૈન્ય બીને નાશી ગયું, ને રાણી પણ પાછી ગઇ ઇ. સ. પૂ. ૧૮૦૦.

**દરવેશ ગુસ્તાસ્પઃ**—મગધના શિશુનાગ રાજાઓના વખતમાં **દરવેશ ગુસ્તાસ્પ** નામે રાજા ઇરાનમાં રાજ્ય કરતો હતો, તેણે આ દેશપર ઇ. સ. પૂ. ૫૧૮માં સવારી કરી હતી, અને સિંધુ નદીની પડોશનો તમામ મુલક ખંડણી આપતો કર્યો હતો.

**સિકંદરઃ**—એ ગ્રીસ દેશનો રાજા હતો, તેણે હિંદુસ્તાનના પંજાબ પ્રાંત પર સ્વારી કરી હતી. ઇ. સ. પૂ. ૩૨૭. તે વખતે પંજાબમાં **પોરસ** નામે રાજા રાજ્ય કરતો હતો, તે પોતાના દેશના રક્ષણ માટે ઝેલમ નદી પાસે સિકંદર સામે થયો, પોરસના લશ્કરે બહુ બહાદુરી બતાવી. પણ વરસાદને લીધે તેના લશ્કરની બહુ ખરાબી થઇ, તેના હાથીઓ પાછા નાસી જવા માંડયા; અને તેથી તેના પોતાનાજ લશ્કરને નુકશાન થયું, આથી તેના પુત્રો લડાઇમાં મરાયા, અને પોતે પણ લડતાં લડતાં કેદ પકડાયો. પણ સિકંદરે તેનું પરાક્રમ જોઇ તેનું રાજ્ય તેને પાછું આપ્યું. આ વખતે મગધ દેશનો રાજા ચંદ્રગુપ્ત રાજ્ય ખટપટથી નાસી પોરસને આશ્રયે આવ્યો હતો. તેણે સિકંદરને મગધનું રાજ્ય જીતી લેવા સલાહ આપી. સિકંદરનો પણ તેવોજ વિચાર હતો; પણ પોરસના પરાક્રમથી સિકંદરના સૈન્યે ડરી

જઇ આગળ વધવાની ના પાડી, તેથી તે ત્યાંથી મુલતાનને માર્ગે પાછો ગયો. પાછા જતાં તેને મુલતાન તથા હૈદ્રાબાદ આગળ લડવું પડયું તેમાં તે જીત્યો. ત્યાંથી તે ઇરાનમાં થઇ બાબિલોન ગયો, ત્યાં તે ઇ. સ. પૂ. ૩૨૩ માં મરણ પામ્યો; તેને પુત્ર નહિ હોવાથી તેનું રાજ્ય તેના સરદારોએ વહેંચી લીધું. તેમાં ભરતખંડનો જીતેલો ભાગ સેલ્યુકસ નિકેટરના તાબામાં આવ્યો.

**સેલ્યુકસઃ**—એણે શરૂઆતમાં ચાર વર્ષો એના રાજ્યનો બંદોબસ્ત કરવામાં કાઢ્યાં, તે વખતે મગધમાં ચંદ્રગુપ્ત કરીને રાજા હતો. તેણે આજુબાજુના સેલ્યુકસના તાબાનો મૂલક જીતી લીધો. તેથી સેલ્યુકસ તેના પર એક મોટું લશ્કર લઇ ચડી આવ્યો; પણ તે હારી ગયો, તેથી સેલ્યુકસે ચંદ્રગુપ્તને સિંધુ નદીની પૂર્વનો કેટલોક મૂલક આપ્યો, તથા પોતાની કુંવરી પરણાવી, તેના બદલામાં ચંદ્રગુપ્તે ૫૦૦ હાથીની સેલ્યુકસને ભેટ કરી; તથા તેનો એલચી પોતાના રાજ્યમાં રહેવા દીધો.

**મેગેસ્થિનિસઃ**—સેલ્યુકસે ચંદ્રગુપ્તના દરબારમાં મેગેસ્થિનિસ નામનો એલચી રાખ્યો હતો, તે ઇ. સ. પૂ. ૩૦૬ થી ઇ. સ. પૂ. ૨૯૮ સુધી પટણામાં રહ્યો, તેણે આ દેશનાં વિદ્યા હુન્નરના, સંસાર સ્થિતિનાં, તથા ગ્રંથોનાં ઘણાં વખાણ કર્યાં છે.

**શક રાજ્યઃ**—સેલ્યુકસના રાજ્યની પડતીના વખતમાં **બલ્ખમાં** એક સ્વતંત્ર ગ્રીક રાજ્ય થયું. તેણે સેલ્યુકસના રાજ્યનો પંજાબનો કેટલોક ભાગ જીતી લીધો, પણ છેવટે તે રાજ્ય નબળું પડવાથી **શક** લોકે તે જીતી લીધું, એ શક લોકોએ ભરતખંડમાં એક જોરાવર રાજ્ય સ્થાપ્યું હતું. એ રાજ્યની ગાદી પર **કનિસ્ક** નામનો જોરાવર રાજા થયો, તેણે કાબુલ, કાશ્મીર, સિંધ, પંજાબ, યાર્કંદ, ખોકંદ વિગેરે દેશો તાબે કર્યા હતા.

**કનિસ્કઃ**—એ શક રાજા ઇ. સ. ૪૦ માં થયો. તેણે બૌદ્ધ ધર્મને બહુ ઉત્તેજન આપ્યું. અશોકના વંશજોની પડતીના સમયમાં બૌદ્ધ ધર્મની પણ પડતી થઇ હતી. તેથી કનિસ્કે રાજ્ય ધનથી એ ધર્મને

ઉત્તેજન આપી, તથા દેશપરદેશ ઉપદેશકો મોકલી તે ધર્મને ફરી જાગૃત કર્યો. ને તેથી તે ધર્મ ચીન, તાતાર, જાપાન વિગેરે મુલકોમાં ફેલાયો.

## પ્રકરણ ૭ મું.
## બૌદ્ધ ધર્મ.

ગોતમ બુદ્ધઃ—બૌદ્ધ ધર્મના સ્થાપનાર ગોતમ ( બુદ્ધ દેવ ) સુદ્ધોધન રાજાના રાણી માયાદેવીની કુખે નેપાળ દેશની કપીલવસ્તુ નગરીમાં જન્મ્યાં હતા. ઈ. સ. પૂ. ૫૫૭. નાનપણથીજ તેમનામાં ધાર્મિક સંસ્કારો ઉત્પન્ન થયા હતા, તેથી તેઓ ૩૦ વર્ષની ભર જુવાનીમાં પોતે સંસારના દુઃખોથી મુક્ત થવા તથા દુનિયાને મુક્ત કરવા પોતાના કુટુંબનો અને રાજ્યગાદીનો મોહ છોડી દઈ સંન્યસ્ત ધારણ કરી જંગલમાં ચાલ્યા ગયા, અને તે પછી ૬ વર્ષ ધર્મશાસ્ત્રોના અધ્યયનમાં તથા દેહદમનમાં કાઢ્યા, પણ તેથી સંતોષ થયો નહિ.



બુદ્ધ દેવ

છેવટે તેઓ ગયાજી પાસે એક ઝાડ નીચે એકાંતમાં સ્થિર ચિત્તે ધ્યાનસ્થ થયા, તે વખતે તેમને મોક્ષ પામવાનો ખરો માર્ગ સુઝી

આવ્યો એમ તેમને જણાયું; એટલે તેઓ જાહેરમાં ઉપદેશ કરવા લાગ્યા ઇ. સ. પૂ. ૫૨૧.

**બૌદ્ધ મતઃ**—આ મતમાં મુખ્ય સિદ્ધાંત સંસારનો સુધારો અને નીતિનો ઉપદેશ હતો. બુદ્ધ ભગવાન કહેતા કેઃ—

(૧) જગતના સર્વે જીવો સરખા છે. ઉંચું નીચું કોઇ નથી.

(૨) આ ભવમાં અને પછીના ભવમાં માણસની સ્થિતિનો આધાર તેમનાં કામો ઉપર રહે છે. માટે નઠારાં કામો કરવાથી દુઃખ અને સારાં કામો કરવાથી સુખ મળે છે.

(૩) દેવોને યજ્ઞવડે સંતોષવાથી પાપ ધોવાતું નથી.

(૪) માણસ જાતે જે કરે તેનું ફળ તેનેજ ભોગવવું પડે છે.

(૫) પશુ હિંસા કરવી નહિ, અને કોઇની વસ્તુ ચોરવી નહિ.

(૬) અસત્ય બોલવું નહિ, અને પરસ્ત્રી સેવનથી દૂર રહેવું.

(૭) માદક પદાર્થોથી દૂર રહેવું.

(૮) મુઆ પછી માણસનો આત્મા પુનર્ભવ (બીજો અવતાર) પામે છે, પણ જ્યારે તેના પાપનો અંત આવે છે, અને બધાં સુખ દુઃખ ભોગવી રહે છે, ત્યારેજ તેના આત્માને છેવટનો આરામ મળે છે, આ આરામને બુદ્ધદેવ **નિર્વાણ** કહેતા.

**બૌદ્ધ મતનો ફેલાવોઃ**—ઇ. સ. પૂ. ૫૨૧ માં બુધ્ધે પોતાને થએલા જ્ઞાનનો સંસારના લોકોને બોધ કરી તેમની જીંદગી પવિત્ર બનાવવાને ઉપદેશ કરવાનું શરૂ કર્યું. પ્રથમ તેઓ કાશી ગયા ને ત્યાં તે બાબતનો બોધ કર્યો; તેમાં તેમના ૬૦ શિષ્યો થયા. બુધ્ધે તેમને જુદી જુદી જગાએ ઉપદેશ કરવાને મોકલ્યા, પછી પોતે પટણા ગયા ત્યાં તે વખતે બિંબિસાર નામનો તક્ષક રાજા રાજ્ય કરતો હતો. બુધ્ધે તેને ઉપદેશ કરી બૌદ્ધ ધર્મી બનાવ્યો. એ રાજાએ એ ધર્મને સારૂં ઉત્તેજન આપ્યું. તે પછી પોતે કપિલવસ્તુ જઇને પોતાનાં માતપિતા, સ્ત્રી, પુત્રને ઉપદેશ આપી તે ધર્મમાં આણ્યાં. આ પ્રમાણે તેમણે તથા તેમના શિષ્યોએ ગામે ગામ ફરી ફરીને

ઉત્તર હિંદના ઘણા ભાગોમાં એ ધર્મ ફેલાવ્યો. એ પ્રમાણે ૪૪ વર્ષ સુધી ઉપદેશ કર્યા પછી ઇ. સ. પૂ. ૪૭૭માં તેમનો સ્વર્ગવાસ થયો. તે પછી તેમના શિષ્યોએ પણ દેશ પરદેશ ઉપદેશક તરીકે ફર્યા કીધું, તેથી તથા મહારાજા અશોક, કનિસ્ક, શિલાદિત્ય વિગેરે રાજાઓએ રાજ્ય ધનથી તે ધર્મને સારૂં ઉત્તેજન આપ્યું. આથી એ ધર્મ હિંદુસ્તાનમાં તથા તેની બહારના મૂલકો ચીન, જાપાન, સીઆમ, બ્રહ્મદેશ, તિબેટ, સિલોન વિગેરે ઠેકાણે ફેલાયો.

**બૌદ્ધ ધર્મની પડતીઃ**—આ પ્રમાણે હિંદમાં બૌદ્ધ ધર્મ પૂર જોસમાં ચાલતો હતો, તોપણ બ્રાહ્મણ ધર્મનો તદ્દન નાશ થયો નહોતો, એટલે બૌધ્ધ ધર્મને ઉત્તેજન આપનારા રાજાઓ પાછલા વખતમાં નબળા પડી જવાથી બૌધ્ધ ધર્મને રાજ્ય તરફથી આશ્રય મળતો બંધ થયો, તેથી તે ધર્મની પડતી થવા લાગી. આ વખતનો લાભ લઇ બ્રાહ્મણોએ પોતાનો વેદ ધર્મ ફરી સજીવન કરવા પ્રયત્ન કર્યો, તેમાં તેમણે જમાનાને અનુકુળ કેટલોક ફેરફાર કરી નાખ્યો, આ નવા સુધારેલા ધર્મમાં તેમણે બૌધ્ધ અને જૈન ધર્મનું મૂળ સૂત્ર "**અહિંસા પરમો ધર્મ**"નો સ્વીકાર કર્યો, તથા કેટલાક દેવ દેવીની મૂર્તિઓ દાખલ કરી મૂર્તિપૂજા ચાલુ કરી. આથી તે નવો સુધારેલો ધર્મ લોકોને પસંદ પડયો, ને તેથી એ ધર્મની ચઢતી થતી ગઇ, અને બૌધ્ધ ધર્મની પડતી થતી ગઇ. છેવટે બૌધ્ધ ધર્મનો આ દેશમાંથી તદ્દન નાશ થયો. ને બ્રાહ્મણ ધર્મ પૂર ચઢતીમાં આવ્યો.

**બૌધ્ધ ધર્મની હાલની સ્થિતિઃ**—હાલ એ ધર્મ આ દેશમાંથી નાશ પામ્યો છે; પણ તિબેટ, ચીન, તાર્તરી, જાપાન, જાવા, લંકા વિગેરે ઠેકાણે હજુ એ ધર્મ ચાલે છે. અને એ ધર્મ માનનારાની સંખ્યા પણ દુનિયાના હરકોઇ ધર્મ માનનાર કરતાં વધારે છે. પણ આ દેશમાં તો ફક્ત તેના લેખો, ગુફાઓ ને મંદીરોજ છે.



# પ્રકરણ ૮ મું.

## જૈન ધર્મ.

આ ધર્મને કેટલાકો બૌધ્ધ ધર્મનો એક પંથ કહે છે, પણ તે વાત ખોટી છે, કારણ કે જૈનોમાં છેલ્લા તીર્થંકર ભગવાન મહાવીર થયા, તે પહેલાં ઘણી ઘણી મુદ્દતના અંતરે બીજા તેવીશ તીર્થંકરો થઇ ગયા છે. તે પરથી તે ધર્મ અનાદિ છે એ સિદ્ધ થાય છે. આ ધર્મમાં જગતનો કર્તા કોઇ નથી એમ માનવામાં આવે છે.

**જૈન ધર્મ નામ પાડવાનું કારણ**:—જૈન શબ્દનો અર્થ જીન પરથી થએલ છે. જી=જીતવું=ઇંદ્રિયોને જીતવાવાળો. (પવિત્ર માણસ) એવો અર્થ થાય છે, અને તે પરથી એ ધર્મ પાળનારા **જૈન** કહેવાય છે. એ ધર્મ ચલાવનારા પુરૂષો **તીર્થંકર** એટલે સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા એ ચાર તીર્થના સ્થાપનારા કહેવાય છે. એ ધર્મ તે **જૈન ધર્મ** કહેવાય છે.

છેલ્લા તીર્થંકર શ્રી વર્ધમાન (મહાવીર સ્વામી) થયા તેઓ ક્ષત્રિય કુળના સિધ્ધાર્થ રાજાને ત્યાં જન્મ્યા હતા, તેમણે પોતાને કૈવલ્ય ઉત્પન્ન થયા પછી ઉપદેશ આપી મોટા મોટા રાજાઓને જૈન ધર્મમાં આણ્યા હતા. હાલના જૈન ધર્મ માનનારા તેમના અનુયાયીઓ ગણાય છે, તેઓ વીર સંવત પ્રમાણે કાળની ગણત્રી કરે છે. અત્યારે વીર સંવત્ ૨૪૫૪ છે.

**જૈન ધર્મના મુખ્ય સિધ્ધાંતો**:—(૧) દરેક પ્રાણી માત્રની દયા પાળવી, (૨) સત્ય વચન બોલવું. (૩) ચોરી કરવી નહિ, (૪) ભોગવિલાસનો ત્યાગ કરવો, (૫)એશઆરામની વસ્તુઓ તથા ધન દોલતનું માપ કરવું, એ પાંચ મુખ્ય સિધ્ધાંતો છે. એ સિવાય પ્રાણી માત્રની શાંતિ, સર્વ તરફ સમાન વૃતિ, વ્રત, અપવાસ, દેહદમન એ વગેરે સિધ્ધાંતો છે.

**જૈન ધર્મના ભેદો**:—એ ધર્મમાં **શ્વેતાંબર** અને **દીગંબર** એવા બે મુખ્ય ભેદ છે. શ્વેતાંબરમાં **સ્થાનકવાસી** અને **દેરાવાસી**

એવા બે પંથ છે. એ સિવાય દરેક ફીરકા (પંથ) ની અંદર જુદા જુદા ઘણા ભેદો છે! જૈન ધર્મ માનનારાઓની સંખ્યા ગુજરાત, કાઠિયાવાડ, પંજાબ મારવાડ વિગેરે દેશોમાં છે. તેમની વસ્તિ લગભગ ૧૨ લાખ જેટલી છે.

**જૈન ધર્મની બીજી હકીકતઃ**—એ ધર્મ માનનારા શ્રાવક કહેવાય છે. તેઓ ગ્રંથો કરતાં સૂત્રો (મૂળના હસ્તાક્ષરથી લખાયેલાં પુસ્તકો) ને વધારે માન આપે છે. એ પંથમાં **હેમચંદ્રાચાર્ય**, **મેરૂતુંગાચાર્ય**, **માનતુંગાચાર્ય**, વિગેરે પ્રખ્યાત વિદ્વાનો થઇ ગયા છે. એ ધર્મના પુસ્તકોનો સંગ્રહ પાટણ, ખંભાત, જેસલમીર વગેરે સ્થાને પુષ્કળ છે.



## પ્રકરણ ૯ મું.

### નવા બ્રાહ્મણ ધર્મનું બંધારણ, ગ્રંથો તથા વિદ્વાનો.

**નવા બ્રાહ્મણ ધર્મનું બંધારણઃ**—ઇ. સ. ની શરૂઆતથી ૧૦૦૦ વર્ષ સુધીમાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો થયા, તેમણે વખતને અનુસરીને બૌધ્ધ ધર્મ તથા જૈન ધર્મ સામે ટકી શકે, એટલા માટે મૂળના વેદ ધર્મમાં ઘણો ફેરફાર કર્યો, "**અહિંસા પરમો ધર્મ**" એ સિદ્ધાંતપર સંપૂર્ણ લક્ષ આપી તેમણે પશુઓનો હોમ કરવાની બંધી કરી, તથા મોક્ષ માર્ગ મેળવવાના સાધનો, સારાં કામો તથા ઇશ્વર ભક્તિ, અને ઇશ્વર તરફ સંપૂર્ણ વિશ્વાસ છે એમ ફેલાવ્યું. વળી અજ્ઞાન લોકોને ઇશ્વર તરફ શ્રદ્ધા રહે તેટલા માટે દેવ દેવીઓની મૂર્તિઓ પણ દાખલ કરી, અને તેમને પૂજવાથી દેવ રાજી થઇ મોક્ષ સુખ આપે છે એમ સમજાવ્યું, આથી ઘણે ઠેકાણે ( મોટાં શહેરોમાં ) દેવાલયો બંધાયાં, તથા મૂર્તિપૂજા ચાલુ થઇ.

**નવા ધર્મના ગ્રંથોઃ**—આ પ્રમાણે મૂર્તિપૂજા ચાલુ થઇ, તેથી તે દેવો પર આસ્થા બેસવાને તેમનું મહાત્મ્ય બતાવનારા ઘણા ગ્રંથો થયા; તેમાં **અઢાર પુરાણ**, અઢાર **ઉપપુરાણ**, તથા ધર્મ-

શાસ્ત્રના **સ્મૃતિના** ગ્રંથો મુખ્ય છે. પુરાણોમાં કથાઓ તથા રાજાઓની વંશાવળીઓ છે. અને સ્મૃતિઓમાં લોકોને ચાલવા તથા પાળવાના નિયમો છે.

**બ્રાહ્મણ વિદ્વાનો**:—બ્રાહ્મણ ધર્મની ફરી સ્થાપના કરનારાઓમાં મુખ્ય **કુમારિલભટ્ટ** નામના બ્રાહ્મણ બંગાળામાં થયા. તેમણે ત્યાંના રાજાને પ્રથમ બ્રાહ્મણ ધર્મી બનાવ્યો. અને પછી તેની મારફતે બૌદ્ધ ધર્મનું જોર તોડયું, એ રાજાએ તેમના કહેવાથી એવું જાહેર કર્યું કે જે રાજા બ્રાહ્મણ ધર્મમાં ન આવે, તેને મારી કુટીને લાવવો; આથી એ પ્રદેશમાંથી બૌદ્ધ ધર્મનો જલદી નાશ થયો; બીજા પ્રસિદ્ધ અને સમર્થ વિદ્વાન **શ્રીમાન્ શંકરાચાર્ય** થયા, તેમણે શ્વેતબિંદુ રામેશ્વરથી હિમાલય સુધી દરેક ઠેકાણે જાતે ફરીને અને ઉપદેશ કરીને બ્રાહ્મણ ધર્મ ફેલાવ્યો; તેમણે એ ધર્મ ફેલાવવામાં એટલો બધો શ્રમ લીધો કે તેઓ ૩૨ વર્ષની જુવાન વયમાં સ્વર્ગવાસ પામ્યા, છતાં પણ તેમણે તેમનું ધારેલું કામ પાર પાડયું, જેથી હજુ પણ દરેક વેદધર્મી આર્યો તેમને પૂજ્યભાવથી સંભારે છે.



## પ્રકરણ ૧૦ મું.

### માળવાનું પરમાર રાજ્ય.

**વિક્રમાદિત્ય**:—પાછળ જણાવ્યા મુજબ મગધનું રાજ્ય નબળું પડ્યા પછી **આંધ્ર** જાતના રજપૂતો જોરપર આવ્યા, એ રાજાઓનાં રાજ્યો મગધ, માળવા, અને વરંગુળમાં જોરાવર થયાં, તેમાં માળવામાં આંધ્ર જાતની **પરમાર** શાખાનું રાજ્ય હતું. એ વંશમાં ભર્તૃહરી રાજા બહુ વિદ્વાન થઇ ગયો, તેણે રાજ્યપાટ છોડી દઇ વૈરાગ્ય ધારણ કર્યો, તેથી તેનો નાનો ભાઇ **વિક્રમાદિત્ય** ગાદી પર આવ્યો. ઇ. સ. પૂ. ૫૭.

**વિક્રમ સંવત**:—એ ગાદી પર આવ્યો, તે પહેલાં કેટલાક

વખતથી ભરતખંડની વાયવ્ય કોણમાંથી શક લોકોનાં ટોળાં હિંદુસ્તાનપર ચઢી આવતાં, તેમને અટકાવવા માટે ઉત્તર હિંદુસ્તાનના રાજાઓ પ્રયત્ન કરતા. તેમાં સૌથી વધારે યત્ન કરનાર અને તેમને હાંકી કાઢનાર **વિક્રમાદિત્ય** હતો. તેથી તે "શકારિ" (શક લોકોનો શત્રુ) એવું ઉપનામ પામ્યો, તથા તે વખતથી નર્મદાની ઉત્તરના લોકો તેનો શક સંવતના નામથી ગણવા લાગ્યા, તેથી આ વખતથી યુધિષ્ઠિરનો શક ચાલતો હતો તે બંધ પડ્યો. ઇ. સ. પૂ. ૫૭.

**વિક્રમના ગુણ**:—એ રાજા દયાળુ અને પરોપકારી હતો, કોઇનું પણ દુઃખ મટાડવાને તે પોતાનું તન, મન અને ધન અર્પણ કરતો; વળી તે મહારાજા **રામચંદ્રની** પેઠે વેષ પાલટીને **નગરચર્યા** જોવાને રાત્રે નીકળતો ને રૈયતનું દુઃખ મટાડતો, તેથી તે પરદુઃખભંજનના નામથી આજે પણ જાણિતો છે. એના દરબારમાં ઘણા પંડિતો હતા, વળી એની રૈયત પણ વિદ્વાન્, આબાદ અને સુખી હતી.

**વિદ્યાના ગ્રંથો**:—આ સમયમાં એટલે લગભગ ઇ. સ. ની શરૂઆત પહેલાં વિદ્વાન્ રાજાઓના ઉત્તેજનથી ઘણા પંડિતો થયા, તેમણે ઘણાજ સુંદર, રસિક અને બોધદાયક વિદ્યાના ગ્રંથો લખ્યા છે. અક્ષર ગણિત સંબંધી તથા આકાશી પદાર્થોના જ્ઞાન સંબંધીના પુસ્તકો લખનાર **આર્યભટ્ટ** આ વખતે થયા, તેમણે પૃથ્વી પોતાની ધરી પર ફરે છે, તે વિષે તથા સૂર્ય અને ચંદ્રગ્રહણ થવાનાં કારણો વિષે પુસ્તકો લખેલ છે. તે સિવાય **ભાસ્કરાચાર્ય**, **બ્રહ્મગુપ્ત**, **વરાહમિહિર** વિગેરેએ પણ ગણિત અને ખગોળ સંબંધી પુસ્તકો લખેલ છે. વળી **ચરક**, **શુશ્રુત્** વિગેરેએ પણ રોગ થવાનાં તથા મટાડવાનાં કારણો પર વૈદકનાં પુસ્તકો લખ્યાં છે.

**વાર્તાના ગ્રંથો**:—ઉપર કહેલા વિદ્વાનો સિવાય **કાળીદાસ**, **બાણભટ્ટ**, **માઘ**, **ભારવી**, **ભર્તૃહરિ** વિગેરે ઘણા કવિઓ અને વાર્તિકકાર થયા, તેમણે નાટકનાં તથા વાર્તાનાં ઘણાં પુસ્તકો લખ્યાં

છે. તેમાં શાકુંતલ, કાદંબરી, મેઘદુત, કથા સરિત સાગર, પંચતંત્ર વિગેરે મુખ્ય છે. આ બધાં પુસ્તકો એટલાં બધાં રસિક અને સુબોધકારક છે કે તેમનાં ભાષાંતરો આજે દુનિયાની ઘણી ખરી ભાષાઓમાં થએલાં છે.

**ભોજરાજા**:—વિક્રમ પછી કેટલીક પેઢી ગયા પછી **ભોજરાજા** ગાદી પર આવ્યો. એની રાજધાની **ધારા** નગરીમાં હતી; એ રાજા વિદ્વાન હતો. તેથી તે વિદ્વાનોને બહુ ઉત્તેજન આપતો; એણે કન્યાઓને કેળવણી આપવાને કન્યાશાળાઓની શરૂઆત ભરતખંડમાં પહેલ વહેલી કરી હતી, વળી એવું પણ કહેવાય છે કે એના વખતમાં ખેડુતો પણ સંસ્કૃત ભાષા બોલી જાણતા હતા.

**માળવાના રાજ્યની આખરઃ**—ભોજનો પૌત્ર યશોવર્મા નામે રાજા ગાદી પર આવ્યો. તેને ગુજરાતના મહારાજા સિધ્ધરાજે હરાવી એ રાજ્ય ખંડીયું બનાવી દીધું. પણ આગળ જતાં સિધ્ધરાજના મરણ પછી તે રાજ્ય ફરી સ્વતંત્ર થયું, અંતે એ રાજ્ય દિલ્હીના ગુલામ વંશના પાદશાહ અલ્તમશે જીતી લીધું. ઇ. સ. ૧૨૩૧.



## પ્રકરણ ૧૧ મું.

### ઉત્તર હિંદનાં બીજાં રાજ્યો.

**ગુપ્ત વંશ**:—પાછળ કહ્યા મુજબ મગધની ગાદી પર આંધ્ર રાજાઓ પછી ગુપ્ત વંશના રાજાઓ ગાદી પર આવ્યા, એ રાજ્યમાં ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્ત એ બંને ચક્રવર્તી રાજાઓ થઇ ગયા. એ વંશ લગભગ ૧૮૦ વર્ષ સુધી ચાલ્યા પછી પડતીમાં આવ્યો, તો પણ તે લગભગ ૫૦૦ વર્ષ સુધી ચાલ્યો.

**કાશ્મીરનું રાજ્ય**:—એ રાજ્ય હિંદુસ્તાનનાં બીજાં રાજ્યોના સંબંધમાં બહુ આવતું નહિ; ત્યાં **મેઘવાહન** નામે ચક્રવર્તી રાજા થયો, તેણે દક્ષિણ ભરતખંડ પર સવારી કરી, આખો ભરતખંડ તાબે કર્યો હતો.

**પંજાબનું રાજ્ય**:—પોરસ પછી એ રાજ્ય **અશ્વનંદી** રાજા-ોના તાબામાં ગયું. અશ્વનંદી કહેવાનું કારણ એ રાજ્યના સિક્કાઓ ર એક તરફ અશ્વનું અને બીજી તરફ બળદનું મોરૂં હતું. એ રાજ્ય . સ. ૧૨૦૫ માં મુસલમાનોએ જીતી લીધું.

**કનોજનું રાજ્ય**:—કનોજમાં રાઠોડનું રાજ્ય હતું. એ રાજ્યમાં હારાજા શિલાદિત્ય બૌધ્ધ ધર્મને આશ્રય આપનાર રાજા થઇ ગયો' ે રાજ્ય ઇ. સ. ૧૧૯૪ માં મુસલમાનોએ જીતી લીધું.

**બંગાળાનું રાજ્ય**:—એ રાજ્યમાં **દેવપાળદેવ** નામનો ચક્રવર્તી ાજા થયો, તેણે લંકા સુધીનો મૂલક જીત્યો હતો. એ રાજ્ય ઈ. સ. ૨૦૩ માં મુસલમાનોએ જીત્યું.

**ગુજરાતનું રાજ્ય**:—આ દેશમાં પ્રથમ પાંડવોનું રાજ્ય હતું, છી અશોકનું રાજ્ય થયું. અશોકના વંશજો પછી એ રાજ્ય શક ોકોના તાબામાં ગયું; એ પછી ગુપ્ત વંશનું રાજ્ય થયું, એમની ાદી વલભીપુરમાં હતી. ગુપ્ત પછી ચાવડા રજપુતો ગાદી પર આવ્યા મની ગાદી પંચાસરમાં હતી, એ વંશમાં **વનરાજ** મહા પ્રતાપી ાજા થઇ ગયો, તેણે ગુજરાતની ગાદી પાટણમાં કરી. કેટલાંક વર્ષો ુધી એ વંશમાં ગાદી ચાલ્યા પછી સોલંકી રાજાઓ ગાદીપર આવ્યા: ે વંશમાં **મુળરાજ**, મહારાજા **સિધ્ધરાજ** તથા જૈન ધર્મી **ુમારપાળ** વિગેરે પ્રખ્યાત રાજાઓ થઇ ગયા; તે પછી તે ાઘેલા રજપૂતોના તાબામાં ગયું, છેલ્લા વાઘેલા રાજા કરણદેવ કરણઘેલો) પાસેથી એ રાજ્ય ઇ. સ. ૧૨૯૭ માં મુસલમાનોએ ્તી લીધું.

**બીજાં નાનાં રાજ્યો**:—આ સિવાય દિલ્હી, અજમેર, કલિંજર, વાલિઅર વિગેરે રાજ્યો હયાતિમાં હતાં, એ રાજ્યો પણ છેવટે ુસલમાનોએ જીતી લીધાં.

# પ્રકરણ ૧૨ મું.

## દક્ષિણનાં રાજ્યો.

**આર્ય લોકોની દક્ષિણમાં વસાયત**:—આર્ય લોકો ઉત્તરમાં ફેલાયા પછી ધીરે ધીરે દક્ષિણમાં પણ વસાવત કરવા લાગ્યા, ને ત્યાં તેમનાં વિદ્યા, હુન્નર દાખલ કર્યાં, તથા વળી ત્યાં પોતાનાં (આર્ય) રાજ્યો સ્થાપ્યાં, અને ત્યાંના અનાર્યોને સુધારી પોતાના ધર્મમાં આણ્યા.

**કલ્યાણીનું રાજ્ય**:—કલ્યાણીમાં ચાલુક્ય વંશના રજપૂતો રાજ્ય કરતા હતા, એ રજપૂતો રામચંદ્રજીના વંશજ હતા, એમ કહેવાય છે. એ રાજ્ય આગળ જતાં બહુ બળવાન થયું; ગુજરાતનું રાજ્ય જીતનાર ભૂવડ કલ્યાણીનો રાજા હતો, એ રાજ્ય આગળ જતાં બારમા સૈકાની આખરે દેવગઢના જાદવ રાજાઓએ જીતી લીધું.

**પૈઠણનું રાજ્ય**:—ગોદાવરી નદીને કાંઠે પૈઠણ નામની નગરીમાં **શાલીવાહન** નામે જોરાવર રાજા રાજ્ય કરતો હતો. તે કુંભારનો છોકરો હતો એમ કહેવાય છે. તેણે નર્મદાની દક્ષિણનાં નાનાં નાનાં રાજ્યો જીતી લીધાં તથા માંળવાનું રાજ્ય **વિક્રમાદિત્યના** વંશજ પાસેથી જીતી લીધું, તથા વળી ઉત્તરના શક લોકોનાં લુટારૂ ટોળાંને તેણે હરાવી મારી કાઢયાં, આથી લોકો તેનો શક ગણવા લાગ્યા, એ શક નર્મદાની દક્ષિણમાં આજે પણ ચાલે છે.

**ઓડીઆનું રાજ્ય**:—ત્યાં **કેશરી** કુળના રાજાઓ રાજ્ય કરતા હતા. તે પછી **ગંગા** વંશના ગજપતિ રાજા થયા, એ ગજપતિ વંશમાંના એક રાજાએ **જગન્નાથપુરીનું** દેવળ બંધાવ્યું હતું; એ રાજ્ય ઇ. સ. ૧૫૭૮ માં અકબરે જીતી લીધું.

**ચોલ રાજ્ય**:—કાંજેવરમમાં **ચોલ** જાતના રાજાઓ રાજ્ય કરતા હતા, એ રાજ્ય આગળ જતાં **પાંડ્ય** રાજ્ય સાથે લગ્ન સંબંધથી જોડાઇ ગયું હતું, પણ ઇ. સ. ૨૧૪ માં ફરી છુટું પડયું. તે પછી એ વંશના રાજાઓએ પોતાની રાજધાની તંજાવરમાં

ફરી. એ રાજ્ય આગળ જતાં શિવાજીના ભાઈ વ્યંકાજીએ મરાઠી રાજ્ય સાથે જોડી દીધું.

**પાંડ્ય રાજ્યઃ**—છેક દક્ષિણમાં **મદુરામાં પાંડ્ય** રાજાનું રાજ્ય હતું. એ રાજ્ય લગભગ એકજ વંશમાં ૨૫૦૦ વર્ષ ચાલ્યું, આગળ જતાં એ રાજ્ય નબળું પડી ગયું, અને છેવટે ઇ. સ. ૧૭૩૬ માં આર્કાટના નવાબે એ રાજ્ય જીતી લીધું.

**બીજાં રાજ્યોઃ**—એ સિવાય વરંગુળમાં **આંધ્ર શાખાનું**, મલબાર કાંઠાપર **ચેરા** કુળનું, અને મહિસુરથી ઉત્તરમાં **બલ્લાળ** રજપૂતો વિગેરેનાં રાજ્યો હતાં.

**દક્ષિણનાં રાજ્યોનું જાતિ બંધનઃ**—ઉત્તરની પેઠે દક્ષિણમાં ચાર મુખ્ય જાતિઓ હતી, પણ પાછળથી ત્યાંના અનાર્યો અને બહારથી સવારી કરનાર શક લોકો એ બંનેને બૌદ્ધ ધર્મીઓએ પોતાના ધર્મમાં લીધા, ત્યાર પછી બ્રાહ્મણોએ બ્રાહ્મણ ધર્મમાં લીધા. તે વખતે મુખ્ય જાતિઓમાંથી પેટા જાતિઓ પડી ગઇ. એ પેટા જાતિઓનું જાતિબંધન આગળ જતાં એવું તો મજબુત થયું કે મુસલમાનોના ધર્મ સંબંધી જુલમથી પણ તૂટયું નહિ.

**દક્ષિણમાં રાજ્ય વ્યવસ્થાઃ**—ઉત્તરની માફક દક્ષિણમાં પણ રાજાઓ રાજ્યનું અને બ્રાહ્મણો મંત્રીનું કામ કરતા હતા. તથા રાજ્યના મોટા મોટા ભાગો પાડી તેના ઉપરી સુબાઓ નીમેલા હતા, સુબાના હાથ નીચે વહીવટદારો અને તેની નીચે કામદારો હતા. તેમની નીચે દરેક ગામનો પટેલ પોતાના ગામના ઉપરી તરીક ગામનો બંદોબસ્ત રાખવાનું, ગુન્હાના ઇન્સાફ પંચ મારફત આપવાનું, તથા પોતાના હાથ નીચેના નોકરોથી ખેતી વિગેરેનું રક્ષણ કરાવવાનું કામ કરતો. આ બધા કામના બદલામાં તેને તથા તેના હાથ નીચેના નોકરોને રાજ્ય તરફથી પગાર પેટે જમીનો આપવામાં આવતી.

**દક્ષિણનો ધર્મઃ**—બ્રાહ્મણ ધર્મ દક્ષિણમાં પ્રથમ શરૂ થયો, તે પછી અશોકના વખતથી બૌધ્ધ ધર્મ દાખલ થયો, પણ કેટલાક

દત પછી એ ધર્મની પડતી થતાં ફરી બ્રાહ્મણ ધર્મ ફેલાયો; ગુજતમાંથી કેટલીક મુદતે જૈન ધર્મ દક્ષિણમાં ફેલાયો; પણ ફરી શંકચાર્યે તથા રામાનુજસ્વામીએ શિવપંથ અને વિષ્ણુપંથ ફેલાવ્યા.



## પ્રકરણ ૧૩ મું.

### ધર્મ પ્રવર્તકો.

**(૧) રૂષભદેવઃ** - એ જૈન ધર્મના આ કાળચક્રના મૂળ નાયક કહેવાય છે, એમણે જૈન મત પ્રમાણે ભરતખંડના લોકોને ખેતી કરતાં, રાંધતાં, વણતાં, કાંતતાં વિગેરે શીખવ્યું હતું, તથા ચતુર્વિધ સંઘ તીર્થની સ્થાપના કરી હતી, જૈન ધર્મ પ્રવર્તક તરીકે એ હિંદમાં અદ્યાપિ પર્યંત પ્રસિધ છે; તેમના દીકરા ભરતના નામ પરથી આ ક્ષેત્રનું નામ ભરતક્ષેત્ર (ભરતખંડ) પડેલું ગણાય છે.

**ગોતમ બુધ્ધઃ**—એમણે પાછળ કહ્યા મુજબ પોતાની યુવાન વયમાં સંસાર ત્યાગ કરી સંન્યસ્ત ધારણ કરી બૌધ્ધ ધર્મ ફેલાવ્યો, એ ધર્મ સંબંધી તથા તેના મુખ્ય સિધ્ધાંતો વિષેની હકીકત આગળ આવી ગએલ છે.

**મહાવીર (વર્ધ્ધમાન):**—એ સિધ્ધાર્થ રાજાના પુત્ર હતા જૈન ધર્મના એ ચોવીસમા તીર્થંકર ગણાય છે. એમનો જન્મ વિક્રમ સંવત પૂર્વે ૫૪૨ વર્ષે થયો, એમણે હાલના (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા,) ચતુર્વિધ સંઘની સ્થાપના કરી છે. એમણે ફેલાવેલા જૈન ધર્મની હકીકત આગળ આવી ગઇ છે.

**કુમારિલ ભટ્ટ:**—એ બ્રાહ્મણ ધર્મની પુનઃ સ્થાપના કરનાર વિદ્વાન હતા. એમણે ઉત્તર હિંદુસ્તાનમાં એ ધર્મનો ફેલાવો કરી એ ધર્મની પુનઃ ચડતી કરી હતી.

**શંકરાચાર્ય:**—તેમણે એ ધર્મને આખા હિંદુસ્તાનમાં ફેલાવ્યો, એઓ સમર્થ વિદ્વાન્ હતા તેથી શિવના અવતાર તરીકે આજે બ્રાહ્મણો તેમને ઓળખે છે.

**રામાનુજસ્વામીઃ**—એમણે વિષ્ણુપંથ ફેલાવ્યો, એઓ વિદ્વાન હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૧૫૦ માં મદ્રાસ ઇલાકામાં થયો હતો. તેમણે આખા હિંદમાં ફરીને શૈવ પંથને બદલે વૈષ્ણવ પંથ ફેલાવ્યો, તેમની ગાદી હાલ **કાંજેવરમમાં** છે.

**રામાનંદ**—એ રામાનુજ સ્વામીના શિષ્ય હતા, તેમણે ઉત્તર હિંદમાં વૈષ્ણવ પંથ ફેલાવ્યો. એમણે હિંદી ભાષામાં ઘણા ધાર્મિક ગ્રંથો લખ્યા છે. એમના શિષ્ય કબીર થયા.

**કબીરઃ**—એમણે તથા એમના શિષ્ય નાનકે હિંદુ મુસલમાનો એક બીજા સાથે કજીઆ ન કરે એટલા માટે બંને ધર્મના થોડાં થોડાં મૂળતત્ત્વો લઇ નવા પંથ રચ્યા, પણ તે પંથ બહુ ચાલ્યા નહિ. **નાનકના** શિષ્યો આગળ જતાં શીખો થયા. એ ધર્મ હજુ પંજાબમાં ચાલે છે.

**ચૈતન્યઃ**—એ પણ વિષ્ણુ પંથી હતા, તેઓ જ્ઞાતિ ભેદને બહુ ઉત્તેજન આપતા નહિ. જીવોની દયા પાળવા બાબતમાં બહુ ચુસ્ત હતા, તેઓ કહેતા કે કોઇના શરીરમાંથી "લોહીનું એક ટીપું પાડવું" એ ઇશ્વરનો મહાન્ ગુન્હો કર્યા બરાબર છે.

**વલ્લભાચાર્યઃ**—એમણે શ્રી કૃષ્ણની ભક્તિથીજ મોક્ષ મળે છે, એવો ઉપદેશ દક્ષિણમાં ફેલાવ્યો. આજ પણ એ ધર્મ માનનારા (હવેલીના પંથીઓ) ભક્તિ માર્ગી બતાવે છે. અને તેમના શિષ્યોને દિવસમાં આઠ વખત જુદાં જુદાં દર્શન કરાવે છે, તે વખતે તેઓ મૂર્તિને ઉત્તમ વસ્ત્રો પહેરાવે છે, સ્વાદિષ્ઠ પ્રસાદ ધરાવે છે, વિગેરે જુદી જુદી રીતે ભક્તિ કરવાનું બતાવે છે.

**સહજાનંદ સ્વામીઃ**—એમણે સ્વામીનારાયણનો ધર્મ ફેલાવ્યો, તેઓ લક્ષ્મીનારાયણ રૂપે વિષ્ણુની પૂજા કરે છે, એ ધર્મ ગુજરાતમાં હાલ મોટા પાયા પર ચાલે છે. કાઠિઆવાડની કાઠિ પ્રજાને નીતિનો ઉપદેશ તેમણે આંપેલો ગણાય છે.



# પ્રકરણ ૧૪ મું.

## મુસલમાની રાજ્ય.

## મુસલમાનોની ભરતખંડ પર સવારીઓ.

**મુસલમાની ધર્મની સ્થાપના**:—મુસલમાની ધર્મના સ્થાપનાર **હજરત મહુંમદ પેગંબર** મક્કામાં ઇ. સ. ૫૭૦માં જન્મ્યા હતા, તેઓ નાનપણથીજ ઇશ્વર સંબધી ધ્યાન ધરતા, આ વખતે આરબ લોકો મૂર્તિપૂજક હતા, હજરત મહંમદ એમ માનતા હતા કે પરમેશ્વર એકજ છે; તેથી કાષ્ટ પાષાણની મૂર્તિઓમાં ઇશ્વરનું અસ્તિત્વ ધરાવી શકાતું નથી, માટે મૂર્તિપૂજા નજ કરવી જોઇએ; તેથી તેમણે આરબોને એ બાબતનો ઉપદેશ આપ્યો; પણ આરબોને આ વાત પોતાના ધર્મની વિરૂદ્ધ જણાઇ. તેથી તેઓ હજરત મહંમદને હેરાન કરવા લાગ્યા, આથી હજરત મહંમદે આરબો સામાં ટકી રહેવાને ઉપદેશ ફેલાવ્યો કે બધા મુસલમાનો ભાઇ છે, ધર્મને માટે લડી મરનાર સ્વર્ગે જાય છે, તથા મૂર્તિપૂજકોને મુસલમાની ધર્મમાં લાવવાથી પુણ્ય થાય છે. આ પ્રમાણે ઉપદેશ કર્યાથી એક બાજુ મૂર્તિપૂજક આરબો અને બીજી બાજુ મહંમદ અને તેમના શિષ્યો એ બંને સામસામા લડાઇ કરવા લાગ્યા, પણ કેટલીક મુદ્દત તેમના શિષ્યો ઓછા હોવાથી મૂર્તિપૂજક આરબો સામે ટકી શકાય એટલું બળ તેમનામાં ન હતું, તેથી તેઓને મક્કા છોડી મદીના નાસી જવું પડયું. ઇ. સ. ૬૨૨. આ વખતથી મુસલમાન લોકો સન ગણવા લાગ્યા, એ સનનું નામ **હીજરી** પડયું; મદીને ગયા પછી પણ મહંમદે પોતાના નવા ધર્મનો ફેલાવો કરવા પોતાનો આગ્રહ તથા ઉપદેશ ચાલુ રાખ્યો; તેથી તેમના અનુયાયીઓ ધીમે ધીમે વધતા ગયા, એટલે તેમણે મૂર્તિપૂજક આરબોને મારી હઠાવી આખા અરબસ્તાનમાં **મુસલમાની ધર્મ** ફેલાવી દીધો; મહંમદ પેગંબરનો કાળ ઇ. સ. ૬૩૨ માં થયો.

**મુસલમાની ધર્મનો ફેલાવો**:—મહંમદ પેગંબરના કાળ પછી તેમના શિષ્યો ગાદી પર આવ્યા, તેઓ **ખલિફા** કહેવાતા, તેમણે એ ધર્મ આજુબાજુના દેશોમાં જોરાવરીથી મનાવવાનો ઉપાય ચાલુ રાખ્યો. ઇરાન દેશ પાસે હોવાથી એ દેશ પર પહેલીજ મુસલમાનોની ધાડ આવી. એ વખતે ઇરાનમાં પારસીઓનું રાજ્ય હતું, તે પહેલાના જેવું બળવાળું રહ્યુ ન હતું, તેથી તે મુસલમાન સામે ટકી શકે તેમ ન હતું, તો પણ પોતાના દેશની ખાતર અને ધર્મની ખાતર પારસીઓ મુસલમાન સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. પણ તેઓ હારી ગયા, એટલે વટલાવાની બીકે કેટલાક પારસીઓ ડુંગરામાં નાસી ગયા, કેટલાક વહાણમાં બેસી હિંદુસ્તાનમાં આવતા રહ્યા, અને કેટલાકને મુસલમાનોએ વટલાવી મુસલમાન બનાવી દીધા. આ પ્રમાણે ઇરાનમાં મુસલમાની રાજ્ય થયું, અને મુસલમાની ધર્મ ફેલાયો.

હિંદુસ્તાનમાં આવેલા પારસીઓ પ્રથમ સંજાણમાં ગયા; ત્યાંથી છેવટે ઉદવાડામાં આવી પોતાની સાથે લાવેલા આતસ્ ( અગ્નિ ) ની ત્યાં સ્થાપના કરી, પોતાના ધર્મની અગીઆરી બાંધી ત્યાં રહ્યા, અને ત્યાંથી તેઓ ધીમે ધીમે વેપાર રોજગાર વગેરેમાં જોડાયા. હાલ તેઓ સારી સ્થિતિમાં છે.

ઇરાન પછી ખલિફાએ **બસરા** જીત્યું, અને ત્યાં મુસલમાની રાજ્યની ગાદી કરી; ત્યાંથી આગળ વધ્યા અને લડાઇઓ કરી એશિયામાઇનર, આફ્રિકાનો ઉત્તર ભાગ, સ્પેનનો કેટલોક ભાગ, તથા બીજો કેટલોક મૂલક જીત્યો. ને તે દરેક જગાએ તેઓએ મુસલમાની ધર્મ ફેલાવ્યો, હવે તેઓ પૂર્વમાં આગળ વધ્યા, અને ઇરાન પાસેના દેશો તાર્તરી, અફગાનિસ્તાન, બલુચિસ્તાન, વિગેરે દેશો જીતી ત્યાં પણ મુસલમાની ધર્મ ફેલાવી ત્યાંની રૈયતને મુસલમાન બનાવી.

આ પ્રમાણે મુસલમાની ધર્મનો પૂરતો ફેલાવો કર્યા પછી તેમણે ભરતખંડમાં મુસલમાની ધર્મ ફેલાવવા તથા પોતાને તાબે

રવા પ્રયત્ન કર્યો, પણ ૩૦૦ વર્ષ સુધી તેઓ હિંદુકુશની આ પાર આવી શકયા નહિ; તે પછી તેમણે ચીન જીતવાનો પ્રયત્ન કર્યો, પણ બૌદ્ધ ધર્મી ચીનાઓએ ચીનની ઉત્તરમાં ગોબીના રણુ પાસે રેતી વડે મોટો ગઢ કર્યો, અને તેમને પાછા કાઢ્યા.

**મુસલમાનોની જળ માર્ગે હિંદુસ્તાન પર સવારીઃ—** ઉપર કહ્યા મુજબ મુસલમાનો હિંદુસ્તાનમાં જમીન માર્ગે આવવામાં ફાવી શકયા નહિ, તેથી છેવટે તેઓએ દરિયા માર્ગે હિંદુસ્તાનમાં આવવા માટે વિચાર કર્યો, અને દરિયા રસ્તે સવારીઓ કરવા મંડયા.

પ્રથમ ઇ. સ. ૬૩૬ માં મુંબાઇ પાસેના બંદર પર દરિઆઇ લશ્કર મોકલ્યું, તે પછી ઇ. સ. ૬૬૪માં બીજી વાર લશ્કર મોકલ્યું, પણ તે બન્નેમાંથી એકે રીતે ફાવી શકયા નહિ, અને હારીને પાછા જવું પડયું; છેવટે ઇ. સ. ૭૧૨ માં **મહંમદ કાસમ** નામના બહાદુર સરદારને સિંધ પર એક જોરાવર લશ્કર આપી દરિયા રસ્તે મોકલ્યો, તે પ્રથમ કરાંચી બંદરે આવ્યો, એ કરાંચી પાસે દેવળગામ કરીને તે વખતમાં મોટું નગર હતું, ત્યાં **દાહીર** નામનો જોરાવર રાજા રાજ્ય કરતો હતો, તેણે પોતાના દેશ અને ધર્મની ખાતર કાસમ સાથે જબરૂં યુદ્ધ કર્યું, પણ તે હારી ગયો, અને માર્યો ગયો: તેનું સૈન્ય પણ કેશરીઆ કરી મુસલમાનો પર તૂટી પડયું, એકે એક રજપૂત મરતાં સુધી લડયો, પણ મુસલમાનોના જુસ્સા આગળ તેઓ હારી ગયા. રજપૂત સ્ત્રીઓ પણ છેવટે ચીતા સળગાવી મરણ પામી. આ પછી કાસમ શહેરમાં પેઠો, અને ત્યાંની રૈયતને લૂટી લઇ તેમની કતલ કરી નાંખી. આ પ્રમાણે તેણે બીજાં કેટલાંક શહેરો પણ લૂંટી પાયમાલ કરી નાખ્યાં પછી ત્યાંથી તેણે આગળ વધી મુસલમાની ધર્મ ફેલાવવાનો વિચાર કર્યો, પણ ત્યાંના લોકો બહુ બહાદુર હતા, અને તેઓ પણ પોતાના ધર્મની ખાતર તેના સાથે લડયાજ કરતા હતા, તેથી તેની એ ઇચ્છા પાર પડી નહિ. ફકત સિંધ દેશ ઉપરજ મુસલમાની અમલ ફેલાયો.

**સિંધમાં ફરીથી રજપૂત રાજ્યઃ**–કાસમને મોકલનાર ખલીફો મરણ પામ્યાથી બસરાની ગાદી પર બીજો ખલીફો આવ્યો, તેની કોઇ પણ કારણને લઇને કાસમ પર અપ્રીતિ થઇ; આ બાબતનો લાભ લઇ હિંદુઓએ કાસમ પર ચડાઈ કરી, તેને મારી નાખ્યો; અને તેનું માથું ગંધાતા ચામડામાં સીવી બસરાના ખલીફાને મોકલી આપ્યું.



## પ્રકરણ ૧૫ મું.

### ગિઝની વંશ. (૯૬૨–૧૧૮૬–૨૨૪ વર્ષ.)

**ગિઝની વંશની ઉત્પતિઃ**--ઉપર જણાવ્યા મુજબ ખલીફાનું રાજ્ય એશિયાના ઘણા ભાગમાં, યુરોપમાં, આફ્રિકામાં વિગેરે જગોએ ફેલાયું તેથી તે બહુજ વિસ્તારવાળું થયું. તેને સાચવી શકે એવા પાછળના ખલીફા ન થયાં, તેથી તેમના સુબાઓ પોત પોતાના પ્રાંતો પચાવી પડી સ્વતંત્ર થયા. એ પ્રમાણે બુખારાના સુબાના **અલપ્તગીન** નામના ગુલામે લાગ જોઇ **ગિઝનીમાં** પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૯૬૨. પંદર વર્ષ તેણે રાજ્ય કર્યા પછી તે મરણ પામ્યો, ત્યારે તેનો જમાઇ **સબકતગીન** ગીઝનીનો સુલતાન થયો.

**સબક્તગીનઃ**—( ઇ. સ. ૯૭૭–૯૯૭–૨૦ વર્ષ ) એ બહુ બહાદુર હતો. તેણે અફઘાનિસ્તાન તથા બલુચિસ્તાનનો કેટલોક ભાગ જીતી લઇ પોતાનું રાજ્ય વધાર્યું, એ સુલતાનના માણસો વારંવાર ભરતખંડની સરહદ પર ચડી આવી લૂટફાટ કરી જતા, તેથી તેમને અટકાવવા માટે લાહોરના રાજા **જયપાળે** સબકતગીન સાથે લડાઇ કરી, તેમાં રજપૂતોએ બહુ બહાદુરી બતાવી મુસલમાનોને હંફાવ્યા. પણ એટલામાં ભારે વરસાદ થયો, તેથી ઘણીજ ઠંડીને લીધે જયપાળનું લશ્કર બહુ હેરાન થયું, અને જયપાળને

પાછા હઠવું પડયું. સબકતગીને આ વખતનો લાભ લઇ જયપાળને પાછા જવાનો માર્ગ રોકયો. તેથી જયપાળે સુલતાનને ૫૦ હાથી આપ્યા તથા અઢી લાખ રૂપીઆ ખંડણી આપવી કબુલ કરી, પણ જયપાળે લાહોર આવ્યા પછી ખંડણી આપી નહિ, જેથી તે વસુલ કરવા સબકતગીને મોટા લશ્કરથી પંજાબ પર સ્વારી કરી. પેશાવર આગળ રજપૂતો અને મુસલમાનો સામસામા આવ્યા, પણ રજપૂતો હાર્યા; તેથી સબકતગીને જયપાળ પાસેથી ખંડણી વસુલ કરી, તથા સિંધુ નદીની આસપાસનો કેટલોક મૂલક તાબે કરી પેશાવરમાં થાણુ લશ્કર રાખી પાછો ગયો તે ઇ. સ. ૯૯૭ માં મરણ પામ્યો.

**સુલતાન મહંમુદ**--( ૯૯૭–૧૦૩૦–૩૩ ) સબક્તગીન પછી તેનો દાસી પુત્ર મહંમુદ ગાદી પર આવ્યો. તે બહુ બહાદુર અને ધર્માંધ હતો; તેણે મુસલમાની ધર્મ ફેલાવવા અને લૂટ મેળવવા હિંદુસ્તાન પર લગભગ સત્તર સવારીઓ કરી, તેમાંની પાંચ મુખ્ય છે.

**પહેલી સવારી**:—ઇ. સ. ૧૦૦૧ માં તેણે લાહોર પર સવારી કરી, ત્યાંનો રાજા જયપાળ સામો થયો, પણ હાર્યો અને કેદ પકડાયો, એટલે મહમદને ભારે દંડ આપી છૂટયો, આથી જયપાળ શરમાયો, અને પોતાના પુત્ર અનંગપાળને ગાદી આપી ચિતા ખડકાવી બળી મુઓ.

**બીજી સવારી**:—ઇ. સ. ૧૦૦૪ માં ભાટી રાજા વિજયરાય પર કરી તેને હરાવી તેની પાસેથી ખંડણી લીધી.

**ત્રીજી સવારી**:—મુલતાનના મુસલમાન સુબાએ બંડ કર્યું, તેથી મહંમુદે તેને હરાવી વશ કર્યો.

**ચોથી સવારી**:—ઇ. સ. ૧૦૦૮ માં લાહોરના રાજા અનંગપાળ પર કરી, કારણ તેણે મુલતાનના સુબાને મદદ કરી હતી. આ લડાઇમાં અનંગપાળે ઉજ્જન, ગ્વાલિઅર, કલિંજર, કનોજ, દિલ્હી, અજમેર વિગેરેના રાજાઓને પોતાની મદદે બોલાવ્યા. અટક

પાસે વૈહિંદગઢ આગળ હિંદુ મુસલમાનનાં લશ્કરો સામસામા થયાં. તેમાં રજપૂતોએ પ્રથમ તો બહુ બહાદુરી બતાવી મુસલમાનોને પાછા હઠાવ્યા, પણ એટલામાં અનંગપાળના હાથીને તીર વાગવાથી તે ઘોડાપર બેઠો, રાજાને નહિ દેખવાથી રજપૂત સૈન્યમાં એકદમ ભંગાણ પડયું તેથી મહંમુદ જય પામ્યો. ત્યાંથી તે **નગરકોટનું** પ્રખ્યાત દહેરૂં લૂટવા ગયો. તેમાંથી તેને પુષ્કળ ધન મળ્યું. તે લઇ તે ગિઝની ગયો.

તે પછીના ૧૪ વર્ષમાં તેણે હિંદુસ્તાનના જુદા જુદા ભાગો પર સવારીઓ કરી, પુષ્કળ દ્રવ્ય હિંદુસ્તાનમાંથી લઇ ગયો; આ પછી ઇ. સ. ૧૦૨૨ માં તેણે ફરી પંજાબ પર સ્વારી કરી, ત્યાંના રાજા પાસેથી લાહોર જીતી લીધું. અને ત્યાં મુસલમાની રાજ્ય સ્થાપી એક સુબો નીમ્યો; આ વખતથી ભરતખંડમાં મુસલમાની રાજ્યની સ્થાપના થએલી ગણાય છે.

સૌથી પ્રખ્યાત સવારી ઇ. સ. ૧૦૨૪ માં તેણે કાઠીયાવાડમાં આવેલા સોરઠી **સોમનાથ** પર કરી. આ સવારીમાં મહંમુદ ધર્માંધ મુસલમાનોનું જોરાવર લશ્કર લાવ્યો હતો. તેની સામા સોમનાથ મહાદેવનું રક્ષણ કરવા કાઠીયાવાડના સઘળા નાના મોટા રાજાઓ સોમનાથમાં પોત પોતાનું લશ્કર લઇ એકઠા થયા, અને પોતાના ધર્મને માટે બહાદુરીથી લડી મુસલમાનોને હંફાવ્યા. એવામાં ગુજરાતનો રાજા **ભીમદેવ** બાણાવળી એક જોરાવર લશ્કર લઇ સોમનાથના રક્ષણ માટે આવી ચડયો. પણ તે હારી ગયો, તેથી રજપૂતો નિરાશ થઇ ગયા. અને મહંમુદની જીત થઇ.

હવે તે દહેરામાં પેઠો, ને મૂર્તિઓ (શિવલિંગ) તોડવા માંડી, બ્રાહ્મણોએ મૂર્તિઓ નહિ ભાંગવા માટે મહંમુદને બહુજ કાલાવાલા કર્યા, અને તેના બદલામાં પાંચ કરોડ રૂપીઆ આપવા માંડયા, પણ મહંમુદે કહ્યું કે **વેચવા કરતાં મને તોડવાનું બહુ ગમે છે.**

એમ કહી તેણે મૂર્તિઓ તોડી નાંખી, તેની નીચેથી તેને પુષ્કળ દ્રવ્ય મળ્યું. તે લઇ મહંમુદ સિંધના રણને રસ્તે પાછો ગયો. ઇ. સ. ૧૦૨૭. તે ઇ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો.

**મહંમુદના ગુણદોષ:**—મહંમુદ પરાક્રમી, ચતુર, વિદ્વાન પણ લોભી અને લૂટારો હતો, તેના રાજ્યમાં **ફરદુશી** નામનો એક પ્રખ્યાત ફારસી કવિ હતો, તેણે મહંમુદનાં વખાણ માટે **શાહનામું** લખ્યું છે એ શાહનામાની દરેક કડી પાછળ એકેક સોનામહોર મહંમુદે તેને આપવા કરેલ, પણ પાછળથી તેણે ફકત ૬૦ હજાર રૂપીઆ આપવા માંડયા, આથી તે લોભી હતો એમ માલૂમ પડે છે; તો પણ તેણે ફારસી વિદ્વાનોને અને વિદ્યાને ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું.

**ગિઝની વંશની પડતીઃ**—મહંમુદના મુઆ પછી તેની ગાદીએ કોઇ બહાદુર પાદશાહ થયો નહિ, પણ તેઓ બધા ઉલટા માંહેમાંહે લડી મરનારા, અને બળહીન થયા, તેથી તેમના સુબાઓ પોત પોતાના પ્રાંતો લઇ સ્વતંત્ર થઇ ગયા; હિંદુઓએ પણ લાહોર પાસેનો કેટલોક ભાગ જીતી લીધો. છેવટે ઇ. સ. ૧૧૫૨ માં બ-હેરામ પાદશાહ ગીઝનીની ગાદી પર આવ્યો. તેને ઘોર પ્રાંતના સુબા સાથે વાંધો પડવાથી તેણે તેના બે ભાઇઓને મારી નાખ્યા. આથી ઘોર પ્રાંતના સુબા અલાઉદ્દીને ગિઝની પર ચઢાઇ કરી એ શહેર જીતી લીધું. અને શહેરને સાત દિવસ સુધી બાળ્યું. બહેરામ નાસી ગયો, તે રસ્તામાંજ મરણ પામ્યો; ઇ. સ. ૧૧૫૨. એ બહેરામનો દીકરો ખુશરૂ લાહોરમાં જઇ રાજ્ય કરવા લાગ્યો; તેણે ૭ વર્ષ રાજ્ય કર્યું, પછી તેનો દીકરો ખુશરૂ મલેક ગાદી પર આવ્યો. તેને ઘોરી શાહ શાહબુદ્દીને ગિઝનીમાં કુટુંબ સહીત કેદ કરી ગિઝની વંશનો આખર આણ્યો ઇ. સ. ૧૧૮૬.



# પ્રકરણ ૧૬ મું.

## ઘોરી વંશ. (૧૧૫૨–૧૨૧૫–૬૩).

**અલાઉદ્દીન**—(૧૧૫૨-૧૧૫૬–૪). બ્હેરામને નસાડી **અલાઉદ્દીન** પાદશાહ થયો; તે ચાર વરસ પછી મરણ પામ્યાથી તેનો દીકરો **સૈફુદ્દીન** પાદશાહ થયો. પણ તે ઇ. સ. ૧૧૫૭ માં મરણ પામ્યાથી તેનો પિત્રાઇ ભાઇ **ગ્યાસુદ્દીન** પાદશાહ થયો. તેને મહમુદ ઘોરી ઉર્ફે **શાહબુદ્દીન** નામે નાનો ભાઇ હતો, તે લડાઇમાં બહાદુર હતો; તેણે હિંદુસ્તાન પર નવ સવારીઓ કરી હિંદુસ્તાનની ઉત્તરનો ઘણો મુલક જીતી લીધો.

**ઘોરી શાહની સવારીઓઃ**—ઘોરી શાહે પહેલી સવારી **ગુજરાત** પર કરી. એ વખતે ત્યાં **ભોળોભીમદેવ** રાજા રાજ્ય કરતો હતો, તેણે શાહબુદ્દીનને હરાવી નસાડી મુકયો; બીજી સવારી અજમેર પર કરી, ત્યાંના રાજા સોમેશ્વરે પણ તેને હરાવી નસાડી મૂકયો; ત્રીજી સવારી સિંધ પર કરી, તેમાં પણ તેણે હાર ખાધી; તે પછી ચોથી સવારી દિલ્હી પર કરી તે વખતે ત્યાં અજમેરના રાજા સોમેશ્વરનો દીકરો **પૃથ્વીરાજ** રાજ્ય કરતો હતો. આ વખતે શાહબુદ્દીન મુસલમાનોનું એક જોરાવર લશ્કર લઇ આવ્યો હતો. પૃથ્વીરાજે પણ પોતાનાં સગાં સ્નેહીને મદદે બોલાવ્યા હતા. બંને વચ્ચે સ્થાનેશ્વર પાસેના પાણીપતના મેદાનમાં જબરૂ યુદ્ધ થયું પણ તેમાં શાહબુદ્દીંને સજ્જડ હાર ખાધી. અને તે ઘાયલ થઇ નાસી ગયો. ઇ. સ. ૧૧૯૧.

**ઉત્તર હિંદના રજપૂત રાજ્યોની સ્થિતિઃ**—આ વખતે એટલે શાહબુદ્દીન ઘોરી સવારીઓ કરવા લાગ્યો તે અરસામાં ઉત્તર હિંદમાં ૫ મોટાં રાજ્યો હતાં. (૧) દિલ્હીમાં તુંવાર વંશનું, (૨) કનોજમાં રાઠોડોનું, (૩) અજમેરમાં ચોહાણનું, (૪) ગુજરાતમાં ચાલુક્યોનું, અને (૫) મેવાડમાં સિસોદીઆનું. આ રજપૂત રાજ્યો

જ્યાં સુધી એક બીજા સાથે સંપથી રહેતાં, અને લડાઇના પ્રસંગે એક બીજાને મદદ કરતાં, ત્યાં સુધી શાહબુદ્દીન ઘોરી હિંદુસ્તાનમાં ફાવી શક્યો નહિ, પણ જ્યારે તેમનામાં કુસંપ દાખલ થયો, ત્યારે જ ઘોરી શાહ ફાવ્યો, અને તેણે ઉત્તર હિંદનાં સઘળાં નાનાં મોટાં રજપૂત રાજ્યોની પાયમાલી કરી નાંખી.

**રજપૂત રાજ્યોમાં કુસંપ થવાના કારણો:**—(૧) દિલ્હીના રાજા અનંગપાળને પુત્ર ન હતો, માત્ર બે કન્યાઓજ હતી. જે-માંની એક કનોજના રાજા વિજયપાળ. વેરે અને બીજી અજમેરના રાજા સોમેશ્વર વેરે પરણાવી હતી; વિજયપાળને જયચંદ્ર અને સોમેશ્વરને પૃથ્વી-રાજ નામના પુત્રો હતા. અ-નંગપાળે પોતાનું રાજ્ય પોતાના બે દૌહિત્રોને ન વહેંચતાં ફક્ત પૃથ્વીરાજને દત્તક લઇ દિલ્હીની ગાદી આપી. આમ કરવાનું, કારણ ભાગ પડી જવાથી નબળું પડે. અને તેથી મુસલમાનોના જુસ્સા સામે ટકી શકાય નહિ, આવું ડહાપણ અનંગપાળે વાપર્યું હતું. પણ રાજ્ય લોભી જયચંદ્રને ગમ્યું નહિ. તેણે અનંગપાળના મરણ પછી પૃથ્વીરાજ પાસે અર્ધ ભાગ માગ્યો. પણ પૃથ્વીરાજે તે આપ્યો નહિ, તેથી તેઓ બંને વચ્ચે ઝેર થયું.



પૃથ્વીરાજ.

(૨) પૃથ્વીરાજ અને જયચંદ્રને જયચંદ્રની કુંવરી સંયુક્તાનું હરણ કરવાથી પણ વેર થયું હતું; જયચંદ્રને સંયુકતા નામે બહુ ખુબસુરત કન્યા હતી, તેને પરણાવવા એણે સ્વયંવર રચ્યો હતો, વળી તે સાથે તેને ચક્રવર્તી પદ ધારણ કરવા રાજસૂય યજ્ઞ પણ આ-

રંભ્યો હતો, આવા મહાન્ યજ્ઞમાં પોતે ચક્રવર્તી છે. અને બીજા રાજાઓ પોતાને તાબેદાર છે, એમ ગણીને દરેકને માટે કાંઇ પણ કામ સોંપવામાં આવેછે, એ પ્રમાણે પૃથ્વીરાજને માટે દ્વારપાળનું હલકું કામ નિર્માણ કરેલું હતું, પણ પૃથ્વીરાજ આવ્યોજ ન હતો તેથી તેની જગાએ પૃથ્વીરાજનું પુતળું કરીને બેસાર્યું હતું, સંયુક્તાને જ્યારે વરમાળ પહેરાવવા સ્વયંવર મંડપમાં બોલાવી ત્યારે તેની ઇચ્છા બહાદુર પૃથ્વીરાજ સાથેજ વરવાની હોવાથી પૃથ્વીરાજના પુતળાને વરમાળ પહેરાવી. આ વાતની પૃથ્વીરાજને ખબર પડતાંજ પૃથ્વીરાજ તેને આવીને ઉપાડી ગયો, આથી જયચંદ્ર અને પૃથ્વીરાજ વચ્ચે એક જબરૂં યુદ્ધ થયું. અને બંને તરફના હજારો યોદ્ધાઓ કપાઇ ગયા.

(૩) ગુજરાતના રાજા ભોળાભીમદેવ અને પૃથ્વીરાજને પણ કન્યા સંબંધમાં વેર થયુ હતું; પૃથ્વીરાજનો વિવાહ ( સગપણ ) આબુના રાજાની કુંવરી વેરે કર્યો હતો, તેનું માગું ભીમદેવે કર્યું; આથી આબુના રાજાએ તે કુંવરીને અજમેર મોકલી દીધી. તેથી ભીમદેવ આબુ ઉપર ચઢ્યો, અને ત્યાંના રાજાને હરાવી અજમેર પર ગયો, ત્યાં પાછળ કહ્યા મુજબ પૃથ્વીરાજનો બાપ સોમેશ્વર રાજ્ય કરતો હતો, તેને હરાવીને મારી નાખ્યો. બાપને માર્યાનું વેર લેવા પૃથ્વીરાજ પાછો ગુજરાત પર ચઢ્યો, અને ભોળા ભીમદેવને હરાવી નસાડી મૂક્યો. પણ એવામાં શાહબુદ્દીન દિલ્હી પર ચઢી આવવાથી પૃથ્વીરાજ તાબડતોબ દિલ્હી પાછો ગયો; આ પ્રમાણે રજપૂત રાજ્યો માંહોમાંહે લઢીને પાયમાલ થઇ ગયાં હતાં, તથા તેમનું સૈન્ય પણ કપાઇ ગયું હતું.

**ઘોરી શાહની ફરીવાર દિલ્હી પર ચડાઇઃ**—આ પ્રમાણે થએલા કુસંપની ખબર કનોજના રાજા જયચંદ્રે શાહબુદ્દીનને કહેવડાવી, અને પૃથ્વીરાજ ઉપરનું પોતાનું વેર વાળવાને શાહને દિલ્હી પર ચઢી આવવા ઉશ્કેર્યો (ઇતિહાસની અંદર જયચંદ્રનું આ અધમ કામ

તેને હંમેશને માટે નામોશી લગાડનારૂં થયું.) શાહબુદ્દીન હિંદુસ્તાનમાં રાજ્ય ફેલાવવા બહુ આતુર હતો, તેથી આ ખબર મળતાંજ એક મોટા જોરાવર લશ્કર સાથે દિલ્હી પર ચઢી આવ્યો. ઇ. સ. ૧૧૯૩. દિલ્હીનું લશ્કર આ વખતે ઘણું ખરૂં કપાઇ ગયું હતું. અને મોટા મોટા યોદ્ધાઓ પણ જયચંદ્ર સાથેની લડાઇમાં માર્યા ગયા હતા, આ સાથે પૃથ્વીરાજ પણ એશઆરામી બની સંયુક્તાના પ્યારમાં અહર્નિશ પડ્યો રહી રાજ્ય તરફ બીલકુલ ધ્યાનજ આપતો નહિ. આ પ્રમાણે દિલ્હીનું રાજ્ય ખરાબ હાલતમાં હતું, તેવામાં શાહબુદ્દીન દિલ્હી પર ચઢી આવે છે એમ પૃથ્વીરાજને સમાચાર મળ્યા. આથી પૃથ્વીરાજે તેના બનેવી ચિતોડના સમરસિંહને મદદે બોલાવ્યો, તે આવ્યો એટલે સાળા બનેવીએ મળીને જેટલું લશ્કર તૈયાર થયું તેટલું તૈયાર કર્યું અને પાણીપતના મેદાનમાં આવ્યા. રજપુતો અને મુસલમાનો વચ્ચે જબરો જંગ મચ્યો, પૃથ્વીરાજે બહુ બહાદુરી બતાવી, વીરાંગના સંયુક્તાએ પણ જેટલું પ્રોત્સાહન અપાય તેટલું આપ્યું, સવારથી સાંજ સુધી યુદ્ધ ચાલ્યું, આખરે દિલ્હીનો શૂરવીર રાજા લડાઇમાં પડ્યો, સમરસિંહ તથા બીજા યોદ્ધાઓ પણ મરાયા, અને દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું. ઇ. સ. ૧૧૯૩.

**પૃથ્વીરાજના મરણ સંબંધે** પૃથ્વીરાજ રાસામાં ચંદબારોટ લખે છે કેઃ—પૃથ્વીરાજનો કવિ ચંદ બારોટ પોતાનો રાજા પકડાયાના ખબર મળતાં ગિઝની ગયો. અને ત્યાં શાહને પોતાના કવિતોથી ખુશી કરી શબ્દવેધી બાણ મારવાનો પૃથ્વીરાજ પાસે તમાસો કરાવ્યો; અને પૃથ્વીરાજને જો કે શાહે આંધળો કર્યો હતો, તો પણ ચંદના કવિત ઉપરથી પૃથ્વીરાજે બરાબર શબ્દ સમજીને શાહને એવું બાણ માર્યું કે શાહને ઘાયલ કર્યો. પછી પૃથ્વીરાજે અને ચંદ બારોટે સામસામા એક બીજાનો ઘાત કર્યો.

**અજમેર પર સ્વારીઃ**—દિલ્હીમાં કુતબુદ્દીન નામના સરદારને સુબો ઠરાવી શાહ અજમેર ગયો; અને ત્યાં પૃથ્વીરાજના અનોરસ પુત્રને ખંડીયો રાજા બનાવ્યો.

**કનોજ પર સવારી:**—ત્યાંથી શાહ કનોજ ગયો. અને જયચંદ્રને હરાવ્યો, જયચંદ્ર જો કે બહુ બહાદુરીથી લડાઇ કરી, પણ તે માર્યો ગયો. ઇ. સ. ૧૧૯૪. કનોજ જીત્યા પછી શાહે ત્યાંના મંદિરો તોડી નાંખ્યાં, બીજાં શહેરો બાળી નાખ્યાં વગેરે ઘણોજ કેર વર્તાવ્યો. આ પ્રમાણે ઉત્તર હિંદનાં બે મુખ્ય રાજ્યો મુસલમાની રાજ્યમાં જોડાયાં, પણ ત્યાંના રજપૂતો ત્યાંથી નીકળી રજપૂતસ્થાનમાં આવી વસ્યા; કનોજના રાઠોડોએ કેટલીક મુદ્દત પછી જોધપુરનું રાજ્ય સ્થાપ્યું. આ પછી શાહ કાશીપર ચઢયો. ત્યાંના દહેરાં તેણે તોડી નાંખ્યાં, તથા ત્યાંથી પુષ્કળ ધન અને કેદી લઇ ગયો. તે પછી ગિઝની ગયો; ત્યાં તે લાંબી મુદ્દત રહ્યો. એ મુદ્દતમાં હિંદના પ્રાંતો જીતવાનું કામ તેમના સુબાઓએ કર્યું. (૧) કુતબુદ્દીને ગુજરાત જીત્યું. ઇ. સ. ૧૧૯૫. પણ તેને અજમેર જવું પડવાથી ભોળા ભીમદેવે ગુજરાત પાછું જીતી લીધું. (૨) બખત્યાર ખીલજી નામના સુબાએ બહાર તથા અયોધ્યા પ્રાંતો જીત્યા ઇ. સ. ૧૧૯૯. તથા બંગાળા પ્રાંત જીત્યો. ઇ. સ. ૧૨૦૩.

**મહંમુદ ઘોરી:**—( ૧૨૦૬–૧૨૧૦–૪ ) આ પ્રમાણે હિંદુસ્તાનમાં શાહબુદ્દીનના સરદારો કામ કરી રહ્યા હતા. તેવામાં ગ્યાસુદ્દીન પરણ પામ્યો; તેથી શાહબુદ્દીન પાદશાહ થયો. ઇ. સ. ૧૨૦૨ તે પછી ઈ. સ. ૧૨૦૫ માં પંજાબમાં બળવો થયો સાંભળી શાહ હિંદમાં આવ્યો. તે બળવો સમાવી પાછો જતો હતો, તેવામાં તેના તંબુમાં ગક્કર જાતના પહાડી લોકોએ પેસી તેને મારી નાખ્યો. ઇ. સ. ૧૨૦૬. એ વખતે તેના તાબામાં માળવા, મેવાડ, તથા ગુજરાત સિવાય આખો ઉત્તર ભરતખંડ હતો.

મહમદ ઘોરી ઘાતકી, અત્યાચારી અને જંગલી લૂટારો હતો, તે દરેક વખતે ઘાતકીપણું દર્શાવવામાંજ આનંદ માનતો, હિંદુ ધર્મનો એ કટ્ટો શત્રુ હતો, લડાઇમાં કુશળ ન હતો, પણ રજપૂતોના કુસંપથીજ તે ફાવો ગયો હતો.

**ઘોરી રાજ્યની આખર**:—શાહબુદ્દીન પછી તેનો ભત્રીજો મહંમુદ ગાદીએ બેઠો, પણ તે નબળો હોવાથી રાજ્ય સાચવી શક્યો નહિ, તેથી તેણે ગિઝનીનું રાજ્ય પોતાના કબજામાં રાખી બાકીનું હિંદુસ્તાનનું રાજ્ય કુતબુદ્દીનને સોંપી દીધું. ઇ. સ. ૧૨૦૬. તે પછી ઇ. સ. ૧૨૧૫ સુધીમાં ઘોરી રાજ્યની પણ આખર આવી.



## પ્રકરણ ૧૭ મું.

### ગુલામવંશ. ( ૧૨૦૬–૧૨૯૦–૮૪ )

**કુતબુદ્દીન**:—( ૧૨૦૬–૧૨૧૦–૪ ). એ શાહબુદ્દીનનો ગુલામ હતો, તેથી એના વંશજો ગુલામ વંશના કહેવાય છે; એના વખતથી દિલ્હીમાં પઠાણ પાદશાહો ગાદી પર આવ્યા, તેથી **કુતબુદ્દીન** હિંદુસ્તાનનો પહેલો પાદશાહ ગણાય છે. એ પાદશાહે બહુ સારી રીતે રાજ્ય ચલાવી પોતાની પ્રજાનો પ્રેમ મેળવ્યો. એણે પોતાનું નામ રાખવા માટે દિલ્હી પાસે **કુતુબ મિનારો** ચણાવવા માંડયો, પણ તે પુરો થતાં પહેલાં ઇ. સ. ૧૨૧૦ માં તે મરણ પામ્યો.

**આરામ**:—(૧૨૧૦–૧૨૧૧–૧) કુતબુદ્દીન પછી તેનો દીકરો આરામ પાદશાહ થયો. પણ તે નબળો હોવાથી તેના બનેવી અલ્તમશે તેને ઉઠાડી તેજ સાલમાં રાજ્ય લઇ લીધું. ઇ. સ. ૧૨૧૧.

**અલ્તમશ**:—( ૧૨૧૧–૧૨૩૬–૨૫ ) એ કુતબુદ્દીનનો ગુલામ તથા જમાઇ હતો. તેણે બંગાળા તથા સિંધના સ્વતંત્ર સુબાઓને વશ કર્યા, તથા ગિઝનીનું રાજ્ય જીતી લીધું. ઇ. સ. ૧૨૧૫. વળી તેણે માળવાનું રાજ્ય પણ જીતી લીધું. ઇ. સ. ૧૨૩૧. એ પ્રમાણે એણે ઘણો મૂલક જીતી દિલ્હીની પાદશાહતમાં વધારો કર્યો.

એના વખતમાં **ચેનઝીસ્ખાન** નામનો મોગલ સરદાર ખીવાના પાદશાહની પાછળ અફઘાનિસ્તાનના ઘાટોમાં થઇ સિંધુ નદી સુધી આવ્યો, પણ ત્યાંથી પાછો ગયો.

અલ્તમશ પાદશાહ બહુ બહાદુર હતો, એણે રજપુત રાજાઓને પણ તાબે કર્યા હતા. તથા પોતાના નામના સિક્કા ચલાવ્યા હતા. તે ઇ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો.

**રૂકનુદ્દીનઃ**—( ૧૨૩૬–૧૨૩૬–૦ ) અલ્તમશ પછી તેનો દીકરો પાદશાહ થયો, પણ તેનામાં દમ ન હોવાથી સરદારોએ તેને મારી નાખ્યો અને તેની બહેન રજીઆબેગમને ગાદી આપી. ઇ. સ. ૧૨૩૬.

**રજીઆબેગમઃ**—( ૧૨૩૬–૧૨૩૯–૩. ) એ બાઇ રાજ્ય ચલાવવામાં કુશળ, ભણેલી અને હુશિઆર હતી. એણે ૩ વર્ષ બહુ સારી રીતે રાજ્ય ચલાવ્યું, પણ પાછળના વખતમાં એક હબશી ગુલામ સાથે તેને પ્રીતિ થવાથી ઉમરાવોએ તેને મરાવી નાંખી. ઇ. સ. ૧૨૩૯.

**બહેરામઃ**—( ૧૨૩૯–૧૨૪૧–૨ ) રજીઆબેગમ પછી સરદારોએ અલ્તમશના બીજા દીકરા બહેરામને ગાદી આપી. પણ તે ક્રુર અને નબળો હોવાથી બે વર્ષમાં સરદારોએ તેને મારી નાખ્યો. ઇ. સ. ૧૨૪૧.

**મસાઉદઃ**—(૧૨૪૧–૧૨૪૬–૫) બહેરામ પછી સરદારોએ રૂકનુદ્દીનના દીકરા મસાઉદને ગાદીએ બેસાડયો, એ માત્ર નામનોજ પાદશાહ હતો. પાંચ વર્ષમાં અમીરોએ તેને પણ મારી નાખ્યો. ઇ. સ. ૧૨૪૬.

**નાસિરૂદ્દીનઃ**—(૧૨૪૬–૧૨૬૫–૧૯) મસાઉદ પછી અલ્તમશનો સૌથી નાનો દીકરો નાસિરૂદ્દીન પાદશાહ થયો. તે બહુ ભલો સાદો, અને સદ્‌ગુણી પાદશાહ હતો. તેના રાજ્યનો સઘળો કારભાર તેનો વજીર બલબન કરતો.

તે નોકર રાખતો નહિ, અને તેની બેગમના હાથનું રાંધેલું જમતો. એટલા પૈસા એ કુરાનોની નકલો કરીને મેળવતો. એના વખતમાં રજપૂતોએ બંડ કર્યાં, તે બલબને સમાવ્યાં, તથા મોગલો

પંજાબપર ચઢી આવ્યા, તેમને પંજાબના સુબા **શીરખાંએ** હરાવી પાછા કાઢ્યા. નાસિરૂદ્દીન ઇ. સ. ૧૨૬૫ માં અપુત્ર મરણ પામવાથી તેનો વજીર બલ્લબન પાદશાહ થયો.

**બલબનઃ**—(૧૨૬૫–૧૨૮૭–૨૨). એ અલ્તમશનો ગુલામ હતો. ત્યાંથી વધતાં વધતાં તે દિલ્હીનો પાદશાહ થયો. એ બહુજ મક્કમ વિચારનો હતો, તેથી અત્યાર સુધીના પાદશાહો ઉમરાવોના હાથમાં રમકડાં જેવા થઇ ગયા હતા, તે ઉમરાવોની સત્તા તેણે પ્રથમ તોડી. તે પછી થોડી મુદ્દતમાં મેવાત પ્રાંતના હાકેમોએ બંડ કર્યું, પાદશાહે તેઓને હરાવ્યા, અને તેમાંનાં ઘણા ખરાને મારી નાખ્યા. તે પછી ઇ. સ. ૧૨૭૯ માં બંગાળાના સુબાએ બંડ કર્યું તે પાદશાહે જાતે જઇને સમાવ્યું, અને ત્યાં પોતાના મોટા દીકરા બકારાખાંને સુબો નીમ્યો. એનો નાનો દીકરો મહંમદ બહુજ હુશિઆર અને વિદ્વાન હોવાથી પાદશાહની તેના પર બહુજ પ્રીતિ હતી. તે પંજાબના સુબાના મરણ પછી ત્યાંની સુબાગીરી પર ગયો હતો, તેણે મોગલોને હરાવ્યા, પણ છેલ્લી વખતની લડાઇમાં તે માર્યો ગયો. આ વાત પાદશાહને કાને પડતાંજ ૮૦ વરસની વૃદ્ધ વયે તે મરણ પામ્યો. ઇ. સ. ૧૨૮૭.

**ગુલામવંશની પડતીઃ—કૈકુબાદઃ**—( ૧૨૮૭–૧૨૯૦–૩ ) બલબને પોતાની પાછળ મહંમદના દીકરા ખુશરૂને વારસ ઠરાવ્યો હતો. પણ તે મરણ પામવાથી બકારાખાનનો દીકરો કૈકુબાદ પાદશાહ થયો. તે તેના વજીર નજીમુદ્દીનના હાથમાં રમકડા જેવો હતો. એણે પાદશાહ તથા તેના બાપને લડાવ્યા, પણ બકારાખાંએ પાદશાહને પોતાના પક્ષમાં લઇ વજીરને મરાવી નાખ્યો. તે પછી જલ્લાલુદ્દીન નામનો ખીલજી પઠાણ વજીર થયો. તેણે પાદશાહને મરાવી નાખ્યો, અને પોતે દિલ્હીની પાદશાહતનો ધણી થયો. ઇ. સ. ૧૨૯૦.



# પ્રકરણ ૧૮ મું.

## ખીલજી વંશ ( ૧૨૯૦-૧૩૨૦-૩૦ )

**જલ્લાલુદ્દીનઃ**—( ૧૨૯૦-૧૨૯૫-૫ ) એ ખીલજી પઠાણ હોવાથી તેના વંશના પાદશાહો **ખીલજી** વંશના નામથી ઓળખાય છે. જો કે તે પોતાના પાદશાહને મારીને પાદશાહ થયો હતો, તો પણ તે દયાળુ હતો; તેથી તેણે ગુનેહગારોને પણ માફી આપવા માંડી, આથી રાજ્યમાં ખુન, ચોરી અને લૂંટ વધી પડ્યાં. ઇ. સ. ૧૨૯૨ માં મોગલો પંજાબ પર ચઢી આવ્યા, પાદશાહે તેમને પૈસા આપ્યા અને નોકરીમાં રાખ્યા. એનો ભત્રીજો **અલ્લાઉદ્દીન** પ્રયાગની પાસે કોરા પ્રાંતનો સુબો હતો, તેણે દક્ષિણમાં **દેવગીરી** પર સવારી કરી ત્યાંના રાજા પાસેથી પુષ્કળ પૈસો મેળવ્યો. આ વખતે પાદશાહ પોતાના ભત્રીજાની ફીકરમાં હતો, તેવામાં તે આવ્યાના સમાચાર સાંભળી પાદશાહ તેને મળવાને ગયો, પણ રાજ્ય લોભી અલ્લાઉદ્દીને તેને મારી નાખ્યો. દેવગીરીથી આણેલા ધનમાંથી થોડું થોડું સરદારોને લાંચ તરીકે આપી પોતે પાદશાહ થયો. ઇ. સ. ૧૨૯૫.

**અલાઉદ્દીનઃ**—( ૧૨૯૫-૧૩૧૫-૨૦ ) એણે ગાદીએ બેઠા પછી રાજ્યનો દાવો કરનાર તમામ પાદશાહી કુટુંબને મરાવી નાખ્યું, તે પછી તેણે પ્રાંતો જીતવાનું કામ શરૂ કર્યું. **પ્રથમ** તેણે ગુજરાત પર સવારી કરવા પોતાના ભાઇ અલફખાનને લશ્કર લઇ મોકલ્યો, ગુજરાતની હકીકત એવી બની કે ત્યાં માધવ નામનો ત્યાંના રાજા કરણ વાઘેલાનો પ્રધાન હતો, તેની સ્ત્રી રૂપસુંદરીને કરણ રાજા બળાત્કારે લઇ ગયો, બચાવ કરતાં માધવનો ભાઇ કેશવ મરાયો; આથી માધવે “ પેટનો બળ્યો ગામ બાળે ” એ કહેવત મુજબ વેર લેવાને દિલ્હીના પાદશાહ અલાઉદ્દીન પાસે ગયો, અને તેને ગુજરાત જીતવાને ઉશ્કેર્યો, તેણે તેના ભાઇ અલફખાનને મોટું લશ્કર

પી ગુજરાત જીતવા મોકલ્યો. તેણે આવી ગુજરાત જીતી યું. ઇ. સ. ૧૨૯૭. રાજા કરણ નાસી ગયો; અને રઝળતો ડતો મરણ પામ્યો. પણ તેની પટરાણી કોળાદેવી પકડાઇ . તેને અલફખાંને પાદશાહ પાસે મોકલી દીધી, ત્યાં તે દશાહની માનીતી બેગમ થઇ. માધવે પોતાને મોટી પદવી આપ- નું વચન અલ્લાઉદ્દીન પાસેથી લીધું હતું, પણ તે પણ હેરાન ઇને ખરાબ હાલતમાં મરણ પામ્યો. આ પછી પાદશાહે ઇ. સ. ૨૯૯ માં રણથંભોરને ઘેરો ઘાલી તે ગઢ જીત્યો.

**મેવાડ પર ચડાઇ**:—મેવાડમાં આ વખતે **લખમસિંહ** રાણો જ્ય કરતો હતો, તેના કાકા ભીમસિંહને **પદ્મિની** નામે ઘણી ખુબસુરત રાણી હતી, પાદશાહને તેને પોતાની બેગમ બનાવવાનો ચાર થયો. તેથી તેનું માગું કર્યું, પણ રજપૂતો આવા માગણી વીકારે તેવા હલકા ન હતા, તેથી પાદશાહ એક મોટા લશ્કર ાથે ચિતોડ (મેવાડની રાજધાના) પર ચઢ્યો. છેવટે અરિસામાં દ્મિનીનું મોં બતાવવા અલ્લાઉદ્દીને કહ્યું, પદ્મિનીએ પડદા પાછળ અરીસામાં મોં બતાવ્યું, પછી અલાઉદ્દીનને તેની છાવણી સુધી ૂકવા ભીમસિંહ ગયો ત્યાં દગાથી અલાઉદ્દીને તેને કેદ કર્યો, પણ ચતુર દ્મિનીએ તેને છોડાવ્યો તેથી અલાઉદ્દીનની ધારણા નીષ્ફળ ગઇ; આથી અલ્લાઉદ્દીન બહુ ખીજવાયો, અને એક મોટા લશ્કર સાથે ચિતોડ પર હલ્લો કર્યો. આવા મોટા લશ્કર સામે રજપૂતો છેવટ સુધી કેસરીઆં કરીને લડ્યા, છેવટે અલાઉદ્દીન જીત્યો, એમ ખબર પડતાં પદ્મિની તથા બીજી સ્ત્રીઓ ચીતા ખડકાવી બળી મુઇ. આ પ્રમાણે અલ્લાઉદ્દીનની પદ્મિનીને પરણવાની ધારણા ધુળ મળી. એ પછી થોડી મુદ્દતમાં રાણા **હમીરે** ચિતોડ પણ પાછું જીતી લીધું ઇ. સ. ૧૩૦૩.

**મોગલોના બળવા**:—એના વખતમાં મોગલો પંજાબ પર ચઢી આવ્યા, તેમને પંજાબના સુબા ગાઝીખાંએ હરાવ્યા, એ લડા-

ઇમાં પકડાએલા મોગલોને પાદશાહે હાથીને પગે બાંધીને છુંદી માર્યા ઇ. સ. ૧૩૦૫.

**દક્ષિણ પર જીતઃ**—ગુજરાત જીત્યું, ત્યારે ખંભાતથી **કાફુર** નામનો ગુલામ પકડાયો હતો, તેના પર પાદશાહની પ્રીતી થવાથી પાદશાહે તેને લશ્કર આપી દક્ષિણ દેશ જીતવા મોકલ્યો. તેણે પ્રથમ મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ પર હલ્લો કરી ત્યાંના રાજાને પકડી દિલ્હી આણ્યો, પાદશાહે તેને ખંડીઓ બનાવ્યો, ઇ. સ. ૧૩૦૬. તે પછી કાફુરે વરંગુળ, કર્ણાટક અને મલબાર જીતી છેક કન્યાકુમારી સુધીનો મુલક જીતી લીધો; અને રામેશ્વરમાં એક મસીદ બંધાવી પુષ્કળ લુટ લઇ પાછો આવ્યો. ઇ. સ. ૧૩૧૨.

**અલાઉદ્દીનનું મરણઃ**—આ પ્રમાણે કાફુરે પુષ્કળ મુલક જીતી રાજ્યનો વધારો કર્યો. તેથી પાદશાહની તેના પર **મહેરબાની** વધી; ને તેને **વજીર** બનાવ્યો. એવામાં પાદશાહ માંદો પડ્યો, અને દારૂના કેફથી તેની પ્રકૃતી બગડી; તેથી ગુજરાત, મહારાષ્ટ્ર વિગેરે ઠેકાણે બંડો ઉઠ્યા: એવામાં કાફુરે પાદશાહને ઝેર દઇને મારી નાંખ્યો. ઇ. સ. ૧૩૧૫.



અલાઉદ્દીન.

**ઉમરઃ**—(૧૩૧૫–૧૩૧૬–**૧**) કાફુરે અલાઉદ્દીનના બે મોટા દીકરાઓની આંખો ફોડી નાંખી, અને ત્રીજા મુબારકને મારવાને મારા મોકલી નાના ઉમરને ગાદી આપી, આ વાતની મુબારકને

ખબર પડતાં તે તે મારાઓને ઘરેણાં ગાંઠાં આપી છૂટી ગયો, અને સરદારોને પોતાના પક્ષમાં લઇ કાફુરને મરાવી નાખી પોતે બાદશાહ થયો.

**મુબારકઃ**—(૧૩૧૬–૧૩૨૦–૪) એ બહુજ દુષ્ટ અને રંડીબાજ હતો, તેણે ઉમરની આંખો ફોડાવી નાખી, તથા દક્ષિણમાં રામદેવના જમાઇ હરપાળની જીવતા ચામડી ઉતરડાવી મરાવો નાખ્યો. એનો કારભાર ખુશરૂખાં નામે મુસલમાન થયેલો ઢેઢ કરતો હતો, તેણે મુબારકને મારી નાખ્યો ઇ. સ. ૧૩૨૦.

**ખુશરૂઃ**—(૧૩૨૦–૧૩૨૦–૦) મુબારકને મારીને ખુશરૂ ગાદીએ બેઠો. તેણે હિંદુઓને પોતાની સાથે મેળવવા તથા દિલ્હીમાં ફરી રજપૂત રાજ્ય સ્થાપવા ઘણી મહેનત કરી, પણ તે ઢેઢ હોવાથી તેની સાથે કોઇ ભળ્યું નહિ, આથી બધા મુસલમાનો તેની સામા થયા, એવામાં પંજાબના સુબા ગાજીખાંએ તેને હરાવી મારી નાખ્યો અને પોતે પાદશાહ થયો. ઇ. સ. ૧૩૨૦

## પ્રકરણ ૧૯ મું.

### તઘલખ વંશ (૧૩૨૦–૧૪૧૨–૯૨)

**ગ્યાસુદ્દીનઃ**—(૧૩૨૦–૧૩૨૫–૫) એ પ્રથમ તુર્કી ગુલામ હતો, ત્યાંથી વધીને તે પોતાની હોશિયારી વડે પંજાબનો સુબો થયો અને ખુશરૂને મારી પાદશાહ થયો. એણે ખેડુતોને કેટલાક લાભકારી હકો આપ્યા, તથા પોતાની રૈયતને સુખ આપ્યું.

એના મોટા દીકરા મહંમદે દક્ષિણ દેશ પર સવારી કરી, તે દેશ તાબે કર્યો, તથા પાદશાહે બંગાળામાં પોતાની સત્તા સ્થાપી, બંગાળેથી પાછા આવતાં મહંમદે પાદશાહની મુલાકાત માટે એક મંડપ ઉભો કરાવ્યો, તે ઓચિંતો પડવાથી પાદશાહ ચગદાઇ મરણ પામ્યો ઇ. સ. ૧૩૨૫.

**મહુંમદઃ**—(૧૩૨૫–૧૩૫૧–૨૬) એ પાદશાહ વિદ્વાન, બહાદુર, અને વિજ્ઞાનવેત્તા હતો, પણ સ્વભાવે ક્રુર અને વિચારોમાં નિયમિત ન હોવાથી રાજ્ય કારભારમાં નિષ્ફળ નિવડયો, અને ગાંડો ગણાયો. તથા રાજ્યમાં હિંદુ મુસલમાનોએ બળવા કર્યા.

**અવિચારી કામોઃ**–(૧) મોગલોએ હિંદુસ્તાન પર સવારી કરી, ત્યારે પાદશાહે તેમને ધન આપી પાછા કાઢયા, તેથી ખજાનો ખાલી થયો હતો. (૨) ખાલી થએલો ખજાનો ભરવા માટે તેણે રૂપાને બદલે ત્રાંબાનું નાણું ચલાવ્યું, પણ તે બીજા દેશોમાં ન ચાલતાં ફકત તેનાજ દેશમાં તેના હુકમથી ચાલ્યું. આથી પ્રજા બહુ હેરાન થઇ. (૩) ખજાનો ભરવાને એણે ખેડુતો પરની વિઘોટી દશથી વીશગણી કરી નાખી, આથી જમીન ખેડયા વગરની પડતર રહી અને રૈયત પાયમાલ બની ભૂખે મરવા લાગી. (૪) દેવગિરિ ગામ એને બહુ પસંદ પડયું હતું, તેથી રાજધાની ત્યાં લઇ જવા ઠરાવ કરી દિલ્હીની રૈયતને ત્યાં જઇ વસવા હુકમ કર્યો; આ બાબતમાં પણ પ્રજા હેરાન હેરાન થઇ ગઇ; અને અંતે એ વાત પડતી મૂકવી પડી. (૫) હિમાલયની તળેટીમાં બંડખોર રાજાઓને વશ કરવા લશ્કર મોકલી લશ્કરનો નાશ કરાવ્યો.

**ક્રુરતાના કામોઃ**—લશ્કર વડે ગોળ ચક્રાવો ઘેરી તેમાં જે માણસો આવે તેનો તે શિકાર કરાવતો. આ પ્રમાણે મનુષ્યોનો શિકાર કરવાથી આખું કનોજ શહેર ઉજ્જડ થયું.

**પ્રાંતોમાં ઉઠેલા બળવાઃ**—આ પ્રમાણે અવિચારીપણાથી પ્રાંતોમાં દરેક ઠેકાણે બંડો ઉઠયાં; (૧) બંગાળામાં ફકરૂદીન નામના સરદારે બળવો કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૩૩૯. (૨) કર્ણાટકમાં બલ્લાળ વંશના રાજાએ તુંગભદ્રાને કાંઠે વિજયનગરમાં સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપ્યું. (૩) તેલંગણના રાજાએ વરંગુળમાંથી મુસલમાનોને હાંકી કાઢી ત્યાં હિંદુ રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૩૪૪. (૪) દક્ષિણમાં જાફરખાં હસનગંગુ નામના ગુલામ

દારે ગુલબર્ગમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. (૫) ગુજ-
ામાં તથા માળવામાં બંડો ઉઠયાં; તેમાં ગુજરાતનું બંડ સમા-
ાને પાદશાહ બંડખોરો પાછળ પડયો, પણ રસ્તામાં માંદો પડી
.માં મરણ પામ્યો. ઇ. સ. ૧૩૫૧.

**ફીરોજશાહ**:—( ૧૩૫૧-૧૩૮૮-૩૭ ) મહંમદ તઘલખને
ા ન હોવાથી તેનો ભત્રિજો ફીરોજુદ્દીન ગાદીપર આવ્યો, એ શાંત
ાભાવનો હતો. એની મા દીપલપુરના રજપુત રાજાની કુંવરી હતી;
તાં એ ચુસ્ત સુન્ની હતો, અને તેણે હિંદુઓ પર તથા શિયાઓ પર
ાહુ જુલમ કર્યો હતો. બ્રાહ્મણો પર તેણે જઝીઆ વેરો નાખ્યો હતો.
ાપણ તેણે રાજ્યની કર પદ્ધતિમાં ઘણા સુધારા કર્યા હતા. તે ઇ. સ.
૩૮૮ માં મરણ પામ્યો. તેણે બંગાળા તથા બ્રાહ્મણી રાજ્યોની
:વતંત્રતા કબુલ કરી, તથા સિંધમાં ઉઠેલો બળવો સમાવ્યો.

**ફીરોજશાહના સુધારા**:—(૧) ખેતી ઉપરના કરો ઓછા કરી
ાાખ્યા, અને વિઘોટીમાં બાકી રહે તો તે બીજે વરસે લેવા ઠરાવ
કર્યો. (૨) મહંમદ તઘલખના વખતનું ખેડુતો પાસેનું લેણું એટલું
બધું વધી ગયું હતું કે પ્રજા કોઈ પણ રીતે તે આપી શકે તેમ ન
હતું તે બધું માંડી વાળ્યું. (૩) કોઇ અમલદાર પ્રજા પાસેથી
જુલમથી નાણાં કઢાવે તો તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો.

**લોકોપયોગી કામો**:—ખેતીના પાકમાં વધારો થાય માટે
જમના અને સતલજ નદીઓમાંથી નહેરો કાઢી. (૨) ધર્મશાળા,
પૂલો, નિશાળો, રસ્તાઓ વિગેરે બંધાવ્યાં. (૩) દિલ્હીની આસપાસ
તથા બીજી જગાએ રાજ્યમાં બગીચાઓ કરાવી ઉપજમાં તથા
શોભામાં વધારો કર્યો. (૪) પડતર જમીન ખેડાવી તેની ઉપજ
વિદ્યાને ઉત્તેજન આપવામાં તથા ધર્મદાનમાં વાપરવા ઠરાવ કર્યો.

**ગ્યાસુદ્દીન બીજો**:—( ૧૩૮૮-૧૩૮૮-૦ ) ફીરોજશાહના
મરણ પછી તેનો પૌત્ર ગ્યાસુદીન પાદશાહ થયો, પણ તે બંડ
સમાવતાં તેજ સાલમાં મરણ પામ્યો. ગ્યાસુદ્દીન પછી ફીરોજનો

બીજો પૌત્ર **અબુબકર** પાદશાહ થયો; તેને મારી ત્રીજો પૌત્ર **નાસરૂદ્દીન** પાદશાહ થયો, તેણે ૩ વર્ષ રાજ્ય કર્યું, તેના મરણ પછી તેનો પુત્ર સિકંદર પાદશાહ થયો, પણ તે ૪૫ દિવસ રાજ્ય કરી મરણ પામ્યો. ઇ. સ. ૧૩૯૨.

**મહંમદ બીજો**:—( ૧૩૯૨-૧૪૧૨-૨૦ ) સિકંદર પછી નાસરૂદ્દીનનો બીજો પુત્ર મહંમદ પાદશાહ થયો. પણ તે નબળો હોવાથી રાજ્યમાં ચોતરફ બંડો ઉઠયાં; અને માળવા, ગુજરાત, ખાનદેશ વિગેરેના સુબાઓ સ્વતંત્ર થઇ તે પ્રાંતો પચાવી પડયા; આથી માત્ર થોડોજ મુલક દિલ્હીની પાદશાહતમાં રહ્યો.

**તૈમુરની સવારી**—આવી સ્થિતિમાં ઇ. સ. ૧૩૯૮ માં તૈમુર નામનો તાતાર દેશનો પાદશાહ હિંદુસ્તાન પર ચઢી આવ્યો, આ વખતે મહંમદ ગુજરાત ભણી નાસી ગયો. એટલે તૈમુર દિલ્હીમાં પેઠો; ત્યાં તેણે પાંચ દિવસ સુધી લૂટ ચલાવી. છેવટે માણસોના જીવ લેતાં તેનું લશ્કર થાકયું, ત્યારે તે અખુટ લૂટ લઇ પાછો ગયો. પાછા જતાં રસ્તામાં તેણે ઘણાં ગામડાઓ લૂટી બાળી નાખ્યાં, જતી વખતે તેણે પંજાબમાં પોતાની વતી ખીજરખાં નામે સુબો મૂકયો. આ પછી મહંમદ પાછો આવ્યો, તેણે ઇ. સ. ૧૪૧૨ સુધી રાજ્ય ભોગવ્યું, તે પછી તેના વજીર **દોલતખાન** લોદીએ બે વર્ષ રાજ્ય કર્યું. તેની પાસેથી પંજાબના સુબા ખીજરખાંએ એ રાજ્ય જીતી લઇ તઘલખ વંશનો અંત આણ્યો ઇ. સ. ૧૪૧૪.



## પ્રકરણ ૨૦ મું.

### સૈયદ વંશ (૧૪૧૪-૧૪૫૦-૩૬)

**ખીજરખાં**:—( ૧૪૧૪-૧૪૨૧-૭ ) એ પાદશાહ પેગંબરના વંશનો હોવાથી એના વંશજો **સૈયદ** કહેવાય છે એણે તૈમુરની વતી ૭ વર્ષ રાજ્ય ચલાવ્યું. તેટલી મુદ્દત તેણે પ્રજાને સુખ આપ્યું.

તે ઇ. સ. ૧૪૨૧ માં મરણ પામવાથી તેનો દીકરો **મુબાર** પાદશાહ થયો. પણ તેને તેના વજીરે ઇ. સ. ૧૪૩૩ માં **માર** નાખી તેના ભત્રીજા **મહંમદને** ગાદીએ બેસાડયો. તે ઇ. સ ૧૪૪૩ માં મરણ પામવાથી તેનો પુત્ર **અલ્લાઉદ્દીન** પાદશાહ **થયો** પણ તેનામાં દમ ન હોવાથી તેણે ગાદી પરથી હક ઉઠાવી લ પંજાબના સુબા **બહિલોલ** લોદીને દિલ્હીની ગાદી સુપરત કરી ઇ. સ. ૧૪૫૦.



## પ્રકરણ ૨૧ મું.

### લોદી વંશ (૧૪૫૦-૧૫૨૬-૭૬).

**બાહુલોલખાં**:—( ૧૪૫૦-૧૪૮૮-૩૮ ) એ પાદશાહ બહુ બહાદુર હતો, એણે ૨૬ વર્ષ સુધી જુવાનપુરના રાજા સાથે લડા કરી તે પ્રાંત જીતી લીધો. તે ઇ. સ. ૧૪૮૮ માં મરણ પામ્યો, ત્યા તેના તાબામાં પંજાબથી બંગાળા સુધીનો મુલક આવ્યો હતો.

**સિકંદર**:—( ૧૪૮૮-૧૫૧૭-૨૯ ) એ પાદશાહ પણ તેના બા જેવોજ બહાદુર અને વિદ્વાન હતો; તેણે તેના બાપના રાજ્યમ ઉમેરો કર્યો, પણ તે ધર્માંધ હોવાથી તેણે તેની હિંદુ પ્રજા બહુજ દુઃખ દીધું, તથા મૂર્તિઓ તોડી નાખી. તેણે તેની ગાદ દિલ્હીથી બદલી આગ્રામાં કરી તે ઇ. સ. ૧૫૧૭ માં મરણ પામ્યો

**ઇબ્રાહિમ**:—(૧૫૧૭-૧૫૨૬-૯) સિકંદર પછી તેનો પુ **ઇબ્રાહિમ** પાદશાહ થયો, તે બહુ અહંકારી, વહેમી અને આપખુ સત્તા ભોગવનારો હતો; તેથી તેના સરદારો કંટાળી ગયા તે પંજાબનો સુબો **દોલતખાન** એટલો તો કંટાળી ગયો કે તે ક બુલમાં ગયો, અને ત્યાંના પાદશાહ **બાબર**ને હિંદુસ્તાનપર ચડા કરવા તેડી લાવ્યો; તેણે ઇબ્રાહિમ સામે **પાણીપતના** મેદાનમ લડાઇ કરી, એ વખતે ઇબ્રાહિમ પાસે દશ ગણું લશ્કર હતું, તે

પણ તે હારીને નાસી ગયો, ને બાબરે દિલ્હી તથા આગ્રા જીતી લઇ હિંદમાં પઠાણ વંશની સમાપ્તિ કરી મોગલ રાજ્યની સ્થાપના કરી. ઇ. સ. ૧૫૨૬.



## પ્રકરણ ૨૨ મું.

### મોગલ રાજ્યની સ્થાપના વખતે હિંદની પરીસ્થિતિ.

સુલતાન મહંમુદ, મહંમુદ ઘોરી, અલ્તમશ, અલાઉદ્દીન વિગેરે પઠાણ પાદશાહોએ હિંદમાં મુસલમાની રાજ્ય ફેલાવ્યું. તેમણે હિંદુસ્તાનનાં ઘણાં ખરાં રાજ્યો તાબે કર્યાં. તો પણ નાનાં મોટાં ઘણાં રજપૂત રાજ્યો હજુ સુધી હિંદુસ્તાનમાં હયાતી ધરાવતાં હતાં, જો કે તેઓ જોરાવર પાદશાહના વખતમાં તાબામાં રહી ખંડણી આપતાં, તો પણ તેઓ ઘણો ખરો વખત સ્વતંત્રપણેજ અમલ કરતાં. વળી કેટલાક નબળા પાદશાહોના વખતમાં તેમાં વિશેષે કરીને મહમદ ગાંડાના વખતથી ઘણા મુસલમાન સુબાઓ પણ સ્વતંત્રપણે રાજ્ય કર્તા થયા હતા.

**ઉત્તર હિંદનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોઃ**—ઉત્તર હિંદમાં ગુજરાત, બંગાળા અને માળવામાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો હતાં, એમાંનું મહંમદ ગાંડાના વખતથી બીજું રાજ્ય અને પહેલું અને ત્રીજું મહંમદ તઘલખ બીજાના વખતથી સ્વતંત્ર થયાં હતાં.

**ગુજરાતઃ**—એની કેટલીક હકીકત અગાઉ આપી ગયા છીએ, ત્યાં ઇ. સ. ૧૩૯૬ માં **ઝફરખાન** નામે પાદશાહ ત્યા રાજ્ય કરતો હતો, એની પછીના પાદશાહ **અહમદશાહે** પાટણને બદલે અમદાવાદ વસાવી તેને રાજધાનીનું શહેર બનાવ્યું. બાબર જ્યારે હિંદપર ચઢી આવ્યો, ત્યારે ત્યાં **બહાદુરશાહ** રાજ્ય કરતો હતો; એ રાજ્ય **અકબરે** ઇ. સ. ૧૫૭૩ માં જીતી લીધું.

( ૨ ) **બંગાળા**:—ત્યાં સને ૧૩૩૯ માં **ફકરૂદ્દીને** સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, એ રાજ્ય **અકબરે** ઇ. સ. ૧૫૭૬ માં જીતી લીધું.

( ૩ ) **માળવા**:—સને ૧૪૦૧ માં **દિલાવરખાન ઘોરીએ** ત્યાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. એ દિલાવરના દીકરા મહંમૂદને ચિતોડના રાણા **કુંભાએ** હરાવ્યો. ઇ. સ. ૧૪૪૦. આ રાજ્ય આગળ જતાં ગુજરાતના પાદશાહ **બહાદુરશાહે** જીતી લઇ ગુજરાતના રાજ્ય સાથે જોડી દીધું. ઇ. સ. ૧૫૩૧. એટલે ગુજરાત પ્રાંત સાથે તે પ્રાંત પણ દિલ્હીની પાદશાહતમાં જોડાયો.

**ઉત્તર હિંદના રજપૂત રાજ્યો**:—(૧) **કાશ્મીર** અહીં ગોનાર્દ, આદિત્ય, નાગ, ઉત્પાળ વિગેરે વંશના હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. આગળ જતાં ત્યાં **સેનદેવ** નામે રાજા થયો, તેને મીર નામે મુસલમાન પ્રધાન હતો. એ મીરે આગળ જતાં એ રાજ્ય પચાવી પાડ્યું; ત્યારથી ત્યાં મુસલમાની રાજ્ય થયું. એ રાજ્ય આગળ જતાં અકબરે જીતી લીધું. ઇ. સ. ૧૫૮૬.

(૪) **મેવાડ**:—અહીંના રાજાઓ આખા **રાજ્યસ્થાનમાં** સૌથી કુળવાન ગણાય છે. ત્યાંના રાજા **બાપા** રાવળે ઇ. સ. ૭૧૪ માં પ્રથમ ચિતોડમાં ગાદી કરી રાજ્ય સ્થાપ્યું, આ વંશના રાજાઓ **સિસોદીઆ** કહેવાય છે, એ વંશમાં હમીર, કુંભોરાણો, સંગ વિગેરે પરાક્રમી રાજાઓ થયા. આ વખતે ત્યાં સંગ (સંગ્રામસિંહ) રાણો રાજ્ય કરતો હતો. (૩) **મારવાડ** ( જોધપુર ) ત્યાં કનોજના રાઠોડ રાજાઓ રાજ્ય કરતા હતા, એ રાજ્ય **જોધા** રાઠોડે ઇ. સ. ૧૪૫૯ માં સ્થાપ્યું. (૪) **જયપુર** અહીં કચ્છવા રજપૂતો રાજ્ય કરતા હતા. આ સિવાય જેસલમીર, બિકાનેર, બુંદી, કોટા વિગેરેનાં રજપૂત રાજ્યો રજપૂતસ્થાનમાં હતાં.

(૫) **સિંધ**:—મહંમદ કાસમ પછી સિંધમાં સુમરા રજપુતો રાજ્ય કરતા હતા, એનો ઉત્તર ભાગ **શાહબુદ્દીન** ઘોરીએ જીતી લીધો હતો. અને દક્ષિણ ભાગમાં આગળ જતાં **સુમાના**

રજપૂતો ગાદી પર આવ્યાં; વખત જતાં તેઓ મુસલમાન થઇ ગયા, એ રાજ્ય અકબરે ઇ. સ. ૧૫૯૨ માં જીતી લીધું.

**દક્ષિણમાં મુસલમાની રાજ્યો**:—દક્ષિણનાં ઘણાં ખરાં રજપૂત રાજ્યો અલાઉદ્દીન ખીલજીના વખતમાં મુસલમાનોના તાબામાં આવ્યાં, ત્યારથી ત્યાં મુસલમાન સુબાઓ રહેતા હતા, તેઓમાંથી જુમાખાં (મહંમદ ગાંડા)ના વખતમાં **જાફરખાં** (હસનગંગુ) નામના સરદારે ગુલબર્ગમાં સ્વતંત્ર **બ્રાહ્મણી** રાજ્ય સ્થાપ્યું, એ જાફરખાં પ્રથમ ગંગુ નામના બ્રાહ્મણને ત્યાં દિલ્હીમાં ગુલામ હતો, તેને રાજ્ય મળશે એવું ભવિષ્ય જાણી તે બ્રાહ્મણે તેને છોડી મૂકયો. તેથી તે ઉપકારના બદલામાં જાફરખાંએ પોતાના રાજ્યનું નામ **બ્રાહ્મણી** રાજ્ય રાખ્યું. અને તે બ્રાહ્મણને પોતાનો ખજાનચી બનાવ્યો. એ રાજ્ય આગળ જતાં ઘણુંજ બળવાન થયું. ને દક્ષિણનો ઘણોખરો ભાગ તાબે કર્યો; પણ ઇ. સ. ના પંદરમા સૈકાની આખરમાં એ ગાદી પર નબળા સુલતાનો થયા, તેથી તેમના સુબાઓ પોત પોતાના સ્વતંત્ર રાજ્યો સ્થાપી મૂલક પચાવી પડયા, એ પ્રમાણે એ રાજ્ય પાંચ ભાગમાં વહેંચાઇ ગયું.

(૧) **ઇમાદશાહી**:—ઇમાદુલ્મુલ્ક નામના સુબાએ ઇલિચપુરમાં ઇ. સ. ૧૪૮૪માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

(૨) **આદીલશાહી**:—આદીલશાહે ઇ. સ. ૧૪૮૯ માં વિજાપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

(૩) **નિઝામશાહી**:—નિઝામશાહે અહમદનગરમાં ઇ. સ. ૧૪૯૦ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

(૪) **કુતુબશાહી**:—કુતુબકુલ્લીએ ગોવળકોંડામાં ઇ. સ. ૧૫૧૨ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

(૫) **બરીદશાહી**:—બરીદશાહે ઇ. સ. ૧૫૨૬માં બેદરમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. આ છેલ્લું રાજ્ય સ્થાપનાર છેલ્લા બ્રાહ્મણી પાદશાહનો વઝીર હતો, એ પછી બ્રાહ્મણી રાજ્યનો અંત આવ્યો.

આ બધાં રાજ્યો મોગલ પાદશાહોએ જીતી લીધાં.

**ખાનદેશઃ**—એ રાજ્ય ફીરોઝુદ્દીન તઘલખના સુબા **મલેક-કુરકીએ** સ્થાપ્યું; એ રાજ્ય આગળ જતાં અહમદનગરના બ્રાહ્મણી પાદશાહોએ જીતી લીધું.

**દક્ષિણનાં રજપૂત રાજ્યોઃ**—(૧) **વરંગુળ** એ રાજ્ય અલાઉદ્દીનના સમયમાં ખંડીયું બન્યા પછી મહંમદ તઘલખે (જુમા ખાંએ) દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધું, પણ પાછળથી તે સ્વતંત્ર થઇ ગયું. એ રાજ્ય બ્રાહ્મણી વંશના એક પાદશાહે ઇ. સ. ૧૪૨૧ માં જીતી લીધું.

**વિજયનગરઃ**—એ દક્ષિણનું હિંદુ રાજ્ય ઘણું બળવાન હતું. તેમાં નરસિંહ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા, તેઓ તદ્દન સ્વતંત્ર હતા, ઇ. સ. ૧૫૬૫ માં અહમદનગર, વિજાપુર, ગોવળકોંડા અને બેદરના બ્રાહ્મણી પાદશાહોએ પોતપોતાનાં લશ્કરો એકઠાં કરી હુમલો કર્યો, તેથી **તાલીકોટ** આગળ લડાઇ થઇ, તેમાં રામરાજા મરાયો, એટલે બ્રાહ્મણી પાદશાહોએ એ રાજ્ય ચાર ભાગમાં વહેંચી લઇ એ રાજ્યની આખર આણી; એ રામરાજાનો વંશજ આગળ જતાં મ્હૈસૂરનો રાજા થયો. વિજયનગર તૂટયા પછી રામરાજાનો ભાઇ **ચંદ્રગિરિમાં** રાજ્ય કરવા લાગ્યો, તેની પાસેથી અંગ્રેજોએ મદ્રાસની જમીન વેચાતી લીધી હતી.

આ સિવાય ઓઢીઆમાં નાનાં નાનાં રજપૂત રાજ્યો હતાં, તે બધાં અકબરે ઇ. સ. ૧૫૭૮ માં જીતી લીધાં.

**આ વખતની હિંદુસ્તાનની સ્થિતિઃ**—પઠાણ પાદશાહોએ હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ સુધી એટલે ૩૨૦ વર્ષ રાજ્ય કર્યું. એ પઠાણ પાદશાહોમાંના ઘણા ખરાઓએ તો હિંદુઓને વટલાવવામાં, લૂટવામાં, ગુલામ કરીને વેચવામાં, તથા તેમનાં દહેરાં તોડવામાં તથા મૂર્તિઓ ભાંગવામાંજ પોતાની શક્તિ વાપરી હતી, પણ રૈયતને સુખી કરવા તરફ બિલકુલ લક્ષજ આપ્યું ન હતું. તેમાં અલ્લાઉદ્દીને તો હિંદુઓ પર એટલી બધી ક્રુરતા વાપરી હતી

કે હજુ પણ **અલ્લાદીયા ખુનીને** નામે ગુજરાતમાં મશહુર છે. એ અલ્લાઉદ્દીનને પણ ભૂલાવી નાખે એવોજ ધર્મ સંબંધી જુલમ કરનાર **સિકંદર** થયો હતો; માત્ર **કુતબુદ્દીન, ગ્યાસુદ્દીન,** અને **ફીરોઝુદ્દીન** સારા પાદશાહો ગણાતા હતા, તો પણ તેમની કારકીર્દીમાં હિંદુ રૈયતને સુખ તો ભાગ્યેજ મળતું. કારણ તેઓમાં ધર્મ સંબંધી ઝેર તો હતુંજ.

**ધર્મ**:—આ વખતે બૌદ્ધ ધર્મનો તદ્દન નાશ થયો હતો. જૈન ધર્મનું જોર પડી ભાંગ્યું હતું. ફક્ત શૈવ ધર્મ પૂર જોસમાં ચાલતો હતો, પાછળથી **રામાનુજ** સ્વામીએ દક્ષિણમાં **વિષ્ણુપંથ** ફેલાવ્યો. તેમની ગાદીના પાંચમા આચાર્ય **રામાનંદ** સ્વામી થયા, તેમણે તે ધર્મ ઉત્તરમાં ફેલાવ્યો, તેમના શિષ્ય **કબીર** થયા, તેમણે અને તેમના શિષ્ય **નાનકે** હિંદુ મુસલમાન વચ્ચે યુધ્ધો થતા અટકે અને તેઓ સંપસંપીને રહે એટલા માટે બંને ધર્મનાં થોડાં થોડાં મૂળતત્ત્વો લઇ નવો ધર્મ ફેલાવ્યો, પણ તેમની ઇચ્છા તેઓ પાર પાડી શક્યા નહિ. કબીરનાં પદો બહુ રસિક તથા અધ્યાત્મ જ્ઞાનથી ભરપુર છે; તે ઠેકાણે ઠેકાણે હજુ પણ ગવાય છે; નાનકના ધર્મ માનનારા **શીખ** કહેવાય છે. તેમનું મૂળ મથક **અમૃતસરમાં** છે.

**વેપાર રોજગાર**:—આ વખતે ચીન, જાપાન વગેરે પૂર્વ તરફનો વેપાર તૂટી ગએલ હતો, આ દેશના વેપારીઓ તે તરફ વ્યાપારાર્થે જતાં બંધ પડી ગયા હતા. તેથી તથા મુસલમાનોના વારંવારના હુમલાથી ભરતખંડીઓ વેપાર રોજગારમાં નબળા પડી ગયા હતા; તો પણ પોર્ટુગીઝ લોકો તથા બીજી યુરોપી પ્રજા આ દેશનો માલ ખરીદ કરતી. તેથી તથા મુસલમાન પાદશાહો શોખીન હોવાથી આ દેશના વેપાર રોજગાર તથા કારીગરીને ઉત્તેજન મળતું; જેથી વેપાર રોજગાર તથા કારીગરીમાં આ દેશ હજુ ટકી રહ્યો હતો, અને ધન દોલત પણ પુષ્કળ હતાં.



# ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### મોગલ રાજ્ય.

બાબરઃ-- ( ૧૫૨૬-૧૫૩૦-૪ ) મોગલ રાજ્યનો સ્થાપનાર બાબર તૈમુરથી છઠ્ઠો પુરૂષ હતો. એ તુર્કી જાતનો હતો. પણ તેની મા મોગલાણી હતી; તૈમુરના વંશજોનાં જુદાં જુદાં રાજ્યો સમરકંદ, બોખારા, બલ્ખ, કાબુલ અને ખોકાન પ્રાંતોમાં હતાં, તેમાં બાબરના બાપનું રાજ્ય તુર્કસ્તાનના ખોકાન પરગણામાં હતું; એનો જન્મ ઇ. સ. ૧૪૮૨ માં થયો હતો, એનો બાપ એને બાર વર્ષની બાળ વયનો મૂકીને મરી ગયો હતો, તેથી બાર વર્ષની ઉમરે તે ગાદીપર આવ્યો. ત્યાં ઉસ્બેગ લોકો તથા તેના પિતરાઇઓ તેની સામા ઉઠયા, તેથી ઇ. સ. ૧૫૦૪ માં તેણે કાબુલ જીત્યું, અને ત્યાં રાજ્ય કરવા ગયો. તેને હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાનો બહુ લોભ હતો. તેથી તે હિંદુસ્તાન પર ચડી આવવાનો લાગ જોતો હતો. એવામાં દોલતખાનં લોદીના તેડાવ્યાથી તેણે ઇ. સ. ૧૫૨૬ માં હિંદુસ્તાન પર સવારી કરી, દિલ્હી તથા આગ્રા જીતી લીધાં; અને દિલ્હીમાં મોગલ રાજ્યની સ્થાપના કરી.



બાબર.

**ઇ. સ. ૧૫૨૬ મ હિંદનાં રાજ્યોની સ્થિતિઃ**--આ વખતે દિલ્હીનું રાજ્ય છેક પડતી હાલતમાં હતું, ઘણાં ખરાં હિંદુ અને મુસલમાની રાજ્યો દિલ્હીની પાદશાહતથી સ્વતંત્ર થઇ ગયાં હતાં; બંગાળ, બિહાર, માળવા, ગુજરાત અને ખાનદેશમાં પાછળ કહ્યા મુજબ સ્વતંત્ર મુસલમાની રાજ્યો હતાં; રજપૂતસ્થાનમાં હિંદુ રાજ્યો મજબુત અને સંપીલાં હતાં, દક્ષિણમાં બે મોટા બળવાન રાજ્યો--(૧) વિજયનગરનું હિંદુ રાજ્ય (૨) બ્રાહ્મણી રાજ્ય હતાં, બ્રાહ્મણી રાજ્યના આ વખતે પાંચ વિભાગો પડી ગયા હતા. એટલે હિંદમાં મોગલોની સર્વોપરી સત્તા થાય તે પહેલાં આ બધાં રાજ્યોને તાબે કરવાની જરૂર હતી.

**રાણા સંગની સવારીઃ**--પાછળ કહ્યા મુજબ રજપૂતસ્થાનમાં આ વખતે નાનાં મોટાં ઘણાં રાજ્યો હતાં, તેમાં સર્વોપરી સત્તાવાળો મેવાડનો રાજા **સંગ** (સંગ્રામસિંહ) રાણો હતો, તે બહુ બળવાન અને પરાક્રમી હતો. તેણે બાબર આવ્યા પહેલાં હિંદમાં રજપૂત રાજ્ય સ્થાપવા ઇબ્રાહિમ લોદીને હરાવ્યો હતો, એવામાં બાબર આવ્યો, સંગે તેની સાથે લડવાની તૈયારી કરી, તેમાં રાજ્યસ્થાનના તમામ રાજાઓ તથા પઠાણ રાજ્યના વંશજો સંગ સાથે ભળ્યા, બાબર પણ લશ્કર લઇ સામો લડવા આવ્યો, બંને વચ્ચે **સીક્રીના** મેદાનમાં જબરૂં યુદ્ધ થયું. ઇ. સ. ૧૫૨૭. તેમાં રજપૂતોની જીત થઇ, અને બાબરનું લશ્કર નાસવા માંડયું, પણ બાબરે પોતાના લશ્કરને અસરકારક ઉપદેશ આપી તૈયાર કર્યું, અને દારૂ પીવાની પ્રતિજ્ઞા લીધી. આથી મુસલમાનો જોર પર આવ્યા, સંગની હાર થઇ. એ સંગ એક આંખે કાણો, એક પગે લંગડો, અને એક હાથે ઠુંઠો હતો, તથા તેના શરીરપર ૮૦ જખમો ગણાતા હતા.

**ચંદેરીનું રાજ્ય જીતવુંઃ**--આ પ્રમાણે સંગની હાર થવાથી બાબરને આડે આવનાર કોઇ રહ્યું નહિ. તેથી તેણે ચંદેરીના રાજા મેદનીરાય ઉપર ચઢાઇ કરી, તે તથા તેનું લશ્કર બહુ બહાદુરીથી

લડયું, પણ તે મરાયાથી ચ દેરીનું રાજ્ય બાબરના તાબામાં આવ્
ઇ. સ. ૧૫૨૮. એ સિવાય તેના પુત્ર હુમાયુએ બહાર, બંગાળ
ગ્વાલીઅર, ધોળપુર તથા જુવાનપુરનો મુલક જીતી લીધો.

**બાબરનું મરણઃ**—ઇ. સ. ૧૫૩૦ માં બાબરનો પાટવા પુ
હુમાયુ સખત માંદગીમાં સપડાયો, આથી બાબરને બહુજ ચિં
થઇ, તેથી તેણે તેના ધર્મ ગુરૂને હુમાયુની માંદગી બાબત પૂછ્યુ
તેમણે કહ્યું કે " તમને વહાલામાં વહાલી વસ્તુ હોય તે ખુદા
અર્પણ કરો. " અને એ પ્રમાણે તેમણે ખુદાને કોહીનુર અર્પ
કરવાનું કહ્યું, પણ બાબરે કહ્યું કે " મને તેથો પણ મારો જીવ વધા
વહાલો છે." એમ કહી તેણે ખુદાની બંદગી કરી હુમાયુની પથા
ફરતાં ત્રણ ફેરા ફરી કહ્યું કે "મારો પ્રાણ લઇ હુમાયુને બચાવો.
તેથી હુમાયુ સાજો થયો ને બાબર મરણ પામ્યો. તેનું મુડદું તેન
ઇચ્છા મુજબ કાબુલમાં લઇ જઇ દાટયું ઇ. સ. ૧૫૩૦

**બાબરના ગુણઃ**—બાબર શૂરો, હસમુખો, કુટુંબ તરફ માર
રાખનારો, દયાળુ, હિંમતવાન તથા વિદ્વાન હતો. તેણે ફારસી ભા
ષામાં ઘણાં કાવ્યો લખ્યાં છે, તથા તેની પોતાની નિત્યનોંધ લખ
છે, તે ઉપરથી જણાય છે કે લડાઇમાં તે હારતો તોપણ હિંમ
હારતો નહિ, તથા તાબે થએલ શત્રુપર ઘા કરતો નહિ.

## પ્રકરણ ૨ જું.

### હુમાયુ ( ૧૫૩૦–૧૫૫૬–૨૬ )

**રાજ્યના ભાગોઃ**—બાબર પછી તેનો પાટવી પુત્ર **હુમાયુ**
ગાદીએ બેઠો, તેણે મોટા મનથી રાજ્યમાંથી કાબુલ તથા કંદહા
કામરાનને, બહાર પ્રાંત હિંદાલને, અને મેવાત પ્રાંત મિરજાસ્કરીને
આપી બાકી રહેલું **દિલ્હી** તથા **આગ્રાનું** રાજ્ય પોતે કરવા લાગ્યો
આ પ્રમાણે ભાગ વહેંચી આપવાથી મોગલાઇ બળના કકડાં થ

ગયા, અને તેથી તે નબળું પડી ગયું, વળી લશ્કરમાં વધારો કરવાનું ક્ષેત્ર કાબુલ કામરાનના હાથમાં ગયાથી લશ્કરી બળ ઘટતું ગયું. આથી હુમાયુને હવે હિંદના પઠાણ લશ્કર પરજ આધાર રાખવો પડ્યો. પણ તેઓ ( પઠાણો ) મોગલોને ધિક્કારનાર હોવાથી હુમાયુને બહુ દુઃખ વેઠવું પડ્યું.

એના રાજ્યની હકીકતના મુખ્યત્વે ચાર ભાગ પાડી શકાય; (૧) ગુજરાત પર ચડાઇ. (૨) બંગાળામાં ખટપટ. (૩) હુમાયુની હાર અને હિંદમાંથી નાસી જવું. (૪) હુમાયુની જીત અને મરણ.

**ગુજરાત પર ચડાઈ**:—બાબરે હિંદમાં મૂલક જીત્યો, પણ તેનો પૂરેપૂરો બંદોબસ્ત થયા પહેલાં તેનું મરણ થયું. અને હુમાયુએ પોતાના રાજ્યમાંથી ઘણોખરો મુલક પોતાના ભાઇઓને વહેંચી આપ્યો, તેથી હુમાયુ સામા હિંદના પઠાણ સરદારો બળવો કરવા લાગ્યા, તેમાં મુખ્ય ગુજરાતનો પાદશાહ **બહાદુરશાહ** તથા બંગાળાનો સરદાર **શેરશાહ** હતા. બહાદુરશાહે આ વખતે માળવા પ્રાંત જીતી લીધો હતો. તથા ઘણા ખરા હિંદુ રાજાઓને તાબે કર્યા હતા, તેણે ઇબ્રાહિમ લોદીના કાકા અલ્લાઉદ્દીન લોદીને લશ્કર તથા નાણાંની મદદ આપી દિલ્હી પર મોકલ્યો. અને પોતે ચિતોડ પર ચડ્યો. આ પ્રમાણે તેની ઇચ્છા મોગલ સલ્તનતને ઉખેડી દિલ્હીમાં ફરી પઠાણ રાજ્ય સ્થાપવાની હતી. આ વખતે ચિતોડનો રાણો **સંગ** ગુજરી ગયો હતો, અને તેનો પુત્ર **ઉદેસિંગ** નાનો હોવાથી સંગની સ્ત્રી કરણાવતી રાજ્ય કારભાર કરતી હતી તેણે હુમાયુની મદદ માગી. આ વખતે હુમાયુ બંગાળામાં ગયો હતો. ત્યાંથી અલાઉદ્દીન દિલ્હી પર આવ્યાના સમાચાર મળતાં તે તાબડતોબ દિલ્હી આવ્યો, અને અલ્લાઉદ્દીનને નસાડ્યો; તે પછી તે ચિતોડ ગયો ને બહાદુરશાહને **મંદેસર** પાસે હરાવી ગુજરાત પર ચડ્યો, અને ગુજરાનું મુખ્ય શહેર **ચાંપાનેર** જીતી લીધું. આ પ્રમાણે હુમાયુએ

ગુજરાત તથા માળવા જીતી લીધા, એટલે બહાદુરશાહ નાસીને દીવ જતો રહ્યો.

હુમાયુ ગુજરાતમાં પોતાના ભાઇ મિરઝાઅસ્કરીને સુબો ઠરાવી દિલ્હી ગયો, પણ તેનાથી ગુજરાતની સુબાગીરી સાચવી શકાઇ નહિ, તેથી બહાદુરશાહે લાગ જોઇ ગુજરાત પાછું જીતી લીધું. ઇ. સ. ૧૫૩૬.

**બંગાળામાં ખટપટઃ**—આ પ્રમાણે હુમાયુ ગુજરાતની ખટપટમાં પડેલો હતો, તે લાગ સાધી બંગાળા તથા બહારના અફઘાનોએ બંડ કર્યાં. હુમાયુએ પ્રથમ તો એ બધાને વશ કર્યા, પણ પાછળથી **શેરખાં** નામના સરદારે ધીમે ધીમે બંગાળાના ઘણા ખરા કિલ્લાઓ જીતી લીધા, હુમાયુ તેની સામે લડવાને ગયો, પણ તેના લશ્કરનો ઘણોખરો ભાગ ગુજરાતની લડાઇમાં કપાઇ ગયો હતો, તેથી થોડું ઘણું લશ્કર એકઠું કરી તેણે શેરખાં સામે કુચ કરી.

શેરખાં ડુંગરી કિલ્લામાં ભરાઇ ગયો. હુમાયુએ બંગાળા સર કર્યો, અને બંગાળાના મુખ્ય શહેર ઢાકામાં મુકામ કર્યો. એવામાં વળી શેરખાં મોટું લશ્કર લઇ લડવા આવ્યો. આ વખતે ચોમાસું બેસી જવાથી હુમાયુના ઘણા માણસો તાવના રોગથી મરણ પામ્યા, તેથી હુમાયુને પાછું હઠવું પડયું. આ તકનો લાભ લઇ શેરખાંએ કનોજ સુધીનો મુલક જીતી લીધો, અને આગ્રા જીતવા ચાલ્યો, આથી હુમાયુ પણ તાબડતોબ આગ્રે આવવા નીકળ્યો, પણ રસ્તામાં **મોંગીર** તથા **બકસર** આગળ તેની હાર થઇ, તેની રાણી પકડાઇ, તેના લશ્કરનો નાશ થયો, અને મહા મુશ્કેલીથી તે આગ્રે પહોંચ્યો.

**હુમાયુની હાર અને હિંદ છોડી નાસી જવું:**—આ પછી હુમાયુ, કામરાન અને હિંદાલ એ ત્રણે ભાઇઓએ એકત્ર થઇ મોટું લશ્કર એકઠું કર્યું, અને તે વતી તેઓએ ઇ. સ. ૧૫૪૦ માં **કનોજ** આગળ શેરશાહ સાથે લડાઇ કરી, પણ તેમાં હુમાયુએ સજજડ હાર ખાધી, અને તે દિલ્હી છોડી લાહોર ભણી નાસી ગયો, આથી શેરખાંએ આગ્રે જઇ રાજ્યનો કબજો લઇ પોતાના નામની આણ ફેરવી. ઇ. સ. ૧૫૪૦.

આ પછી હુમાયુ ફરી કામરાન પાસે મદદ મેળવવા ગયે પણ તે આપે તેમ ન જણાયાથી તે સિંધમાં જતો રહ્યો, અહ તેની રાણી હમીદાએ ઉમરકોટમાં મહાન્ **અકબરને** જન્મ આપે ઇ. સ. ૧૫૪૨. ઉમરકોટના રાણાએ તેને મદદ આપી; તે લઇ ઉપલો સિંધ જીતવા ગયો. પણ કાંઇ વળ્યું નહિ, તેથી તેના નિમક હલાલ સરદાર **બહેરામખાન** સાથે તે ઇરાન નાસી ગયો. રસ્તામ તેની રાણી તથા કુંવરને મિરજાસ્કરીએ કેદ કર્યા; ઇ. સ. ૧૫૪૩ આ પ્રમાણે હુમાયુ લગભગ બાર વર્ષ હેરાન થયો.

**હુમાયુની જીત અને મરણ**:--આ પછી ઇરાનના શા તેને **શિઆ** પંથ પાળવાની શરતે ૧૪૦૦૦ સવારની મદદ આપી તે લઇ તેણે મિરજાસ્કરીને હરાવ્યો, અને તેની પાસેથી કંદહા જીતી લીધું.

ત્યાંથી તે કાબુલમાં આવ્યો અને કામરાનને હરાવી, તેની પાસેથી રાણી તથા કુંવરને છોડાવ્યાં. પછી તે પંજાબ આવ્યો અને **પાણીપતના** મેદાનમાં શેરશાહના વંશજ સિકંદરસુરને હરાવી દિલ્હી તથા આગ્રા જીતી લીધાં. ઇ. સ. ૧૫૫૫. પણ તે થોડી મુદતમાં આરસના દાદરા પરથી ઉતરતાં પડી ગયો, અને મરણ પામ્યો ઇ. સ. ૧૫૫૬.

**હુમાયુના ગુણ**:—હુમાયુ સ્વભાવે દયાળુ, મળતાવડો, મોટા મનનો અને બહાદુર હતો, પણ લશ્કરી સરદાર તરીકે કુશળ ન હોવાથી શેરખાં જેવા કુશળ સરદારથી હાર પામ્યો.



## પ્રકરણ ૩ જું.

### સૂરકુળનું પઠાણ રાજ્ય.

**શેરશાહ**:--(૧૫૪૦-૧૫૪૫-૫) એનું મુળ નામ **ફરીદખાં** હતું, તે સુરકુળનો પઠાણ હતો, ઇબ્રાહીમ લોદીના વખતમાં તે બંગાળાના સુબાને ત્યાં નોકર હતો, ત્યાં તે સુબા સાથે એક વખત શિકારે ગયો હતો, તે વખતે તેણે એક વાઘને એક ઝાટકાથી મારી

નાખ્યો, તેથી તેને તે સુબાએ **શેરખાંનો** ઇલ્કાબ આપ્યો, ત્યારથી તે તેજ નામથી ઓળખાયો; તેણે પાછળ જણાવ્યા મુજબ પોતાની હોંશિયારીવડે દિલ્હીનું રાજ્ય મેળવ્યું.

ગાદીએ બેઠા પછી તેણે જોધપુરના રાજા માલદેવ પર ચઢાઇ કરી, પણ તેમાં ફાવી શકાય તેમ ન જણાયાથી ત્યાંના એક મુખ્ય સરદારને તેણે ફોડવાની યુક્તિ કરી હોય એવો કાગળ માલદેવ પર મોકલ્યો. માલદેવે તે કાગળ તે સરદારને વંચાવ્યો, આથી તે સરદારે પોતાની નીમકહલાલી અને સ્વામિ ભક્તિ બતાવવાને પોતાનાજ લશ્કરવડે શેરખાંના લશ્કર પર છાપો મારી તેના લશ્કરનો નાશ કર્યો, અને શેરખાંને હરાવી પાછો કાઢયો. ઇ. સ. ૧૫૪૨.

તે પછી તેણે ઇ. સ. ૧૫૪૩ માં રાયસેન પર ચડાઇ કરી, ત્યાંના કિલ્લેદારોને અભય વચન આપી દગાથી કાપી નાખ્યા; આ મોટા પાપનું ફળ તેને બીજેજ વરસે (તેણે કલિંજર પર ચડાઇ કરી ત્યાં દારૂખાનું સળગવાથી મરણ પામ્યો.) મળ્યું. ઇ. સ. ૧૫૪૫.

**શેરખાંની રાજ્યનીતિ**:—એ પાદશાહ ડાહ્યો, બહાદુર પણ દગાખોર અને ઘાતકી હતો; એ તેનાં કામો પરથી જણાઇ આવે છે. હુમાયુ જેવી તેનામાં ઉદાર વૃત્તિ ન હતી; તો પણ અવગુણની સાથે ગુણનો મુકાબલો કરતાં તેનામાં ગુણો ઘણા હતા, અને તેથી તેણે (૧) તેની રૈયતને સુખી કરવા તરફ બહુ કાળજી રાખી હતી; (૨) હિંદુ મુસલમાનનો ભેદ કહાડી નાંખી હિંદુઓને પણ તેણે મોટા ઓદ્ધા આપ્યા હતા; (૩) દરેક જગોએ તેના રાજ્યમાં મુસાફરખાનાં, દવાખાનાં, નિશાળો વિગેરે બંધાવ્યાં હતા; (૪) વસુલાત ઉઘરાવવામાં જુલમ ન થાય તેનો બંદોબસ્ત કર્યો હતો; (૫) ઠેકાણે ઠેકાણે રસ્તાઓ બંધાવી તે રસ્તાની બંને બાજુએ ઝાડો રોપાવ્યાં હતા; વિગેરે ઘણાંએક પ્રજા હિતનાં કામો કર્યાં હતાં.

**સલીમશાહ**:—(૧૫૪૫-૧૫૫૩-૮) શેરશાહ પછી તેનો પુત્ર સલીમશાહ ગાદીએ બેઠો, તે પણ બહુ પરાક્રમી હતો; તેણે તેના બાપનું રાજ્ય વધાર્યું તથા આબાદ કર્યું, અને લોકોપયોગી કામમાં વધારો કર્યો. તે ઇ. સ. ૧૫૫૩ માં મરણ પામ્યો.

**આદિલશાહ**:—( ૧૫૫૩–૧૫૫૬–૩ ) સલીમશાહના બાળાં કુંવરને મારીને શેરશાહનો મોટો દીકરો **આદિલશાહ** ગાદીએ બેઠો. પણ તે દમ વગરનો અને નાલાયક હતો, તેણે ખજાનો ઉડાવી દીધો, તથા મોટા મોટા સરદારોને કહાડી મૂકી તેમની જગાએ નાલાયક માણસોને આપી દીધી, આથી ચોતરફ બંડો ઉઠયાં, એવામાં શેરખાંના ભત્રિજા **સિકંદરસૂરે** દિલ્હી તથા આગ્રા જીતી લીધાં: પણ તેની પાસેથી પાછળ કહ્યા મુજબ હુમાયુએ જીતી સુરકુળની આખર આણી. ઈ. સ. ૧૫૫૬.

## પ્રકરણ ૪ થું.

### અકબર ( ૧૫૫૬–૧૬૦૫–૪૯ )

હુમાયુ મરણ પામ્યો, તે વખતે **અકબર** તેના મુખ્ય વજીર **બહેરામખાન** સાથે પંજાબમાં પોતાની સત્તા જમાવતો હતો, એવામાં આદિલશાહના વજીર **હેમુએ** દિલ્હી તથા આગ્રા જીતી લેવા સવારી કરી, તેથી અકબર બહેરામખાન સાથે લશ્કર લઇ હેમુ સામો આવ્યો. પાણિપતના મેદાનમાં લડાઇ થઇ; તેમાં હેમુ હાર્યો ને કેદ પકડાયો. બહેરામે તેને મારી નાખવા માટે અકબરને કહ્યું, પણ ઉદાર દીલના અકબરે કહ્યું કે, "તાબે થએલ શત્રુ પર હું કદી ઘા કરીશ નહિ." આથી બહેરામને ખોટું લાગ્યું, ને તેણેજ તેનો શિરચ્છેદ કર્યો. એ હેમુ બહુ બહાદુર અને હોશિયાર હતો. પઠાણ રાજ્યના વખતમાં હિંદુમાંથી માત્ર હેમુ એકજ ઉંચા પાયરીએ ચઢયો હતો.



અકબર.

**બહેરામખાન**:—હુમાયુનો નીમકહલાલ સરદાર બહેરામખાન અકબર તેર વર્ષની કાચી વયે ગાદીએ બેઠો, તેથી તેનો વાલી નીમાયો હતો; તે જો કે ઘણોજ નીમકહલાલ હતો, પણ બહુજ ક્રૂર હતો. આથી તમામ મોગલ સરદારો તેનાથી કંટાળી ગયા હતા, પાદશાહ પણ તેનાથી કંટાળી ગયો હતો. તેથી પાદશાહે એક વખત લાગ જોઇ દિલ્હીથી આગ્રે જઇ પોતાના નામની દુવાઇ ફેરવી, બહેરામને આથી ખોટું લાગ્યું, અને તેણે પંજાબમાં જઇ બળવો કર્યો. પણ પાદશાહે તેને હરાવ્યો; ઉદાર દીલના અકબરે તેને માફી આપી. કોઇ મોટા સુબા તરીકે જવાનું અથવા મક્કે જવાનું કહ્યું, તેણે મક્કે જવાનું કબુલ કર્યું, પણ રસ્તામાં કોઇ અફઘાને આગળના વેરને લીધે તેને મારી નાખ્યો. ઇ. સ. ૧૫૬૧.

આ પ્રમાણે અકબર બહેરામથી છુટો થયો જાણી તેના સરદારો, પઠાણો, હિંદુઓ વિગેરે સામા થયા, પણ અકબરે તે બધાને સમયસૂચકતા વાપરી વશ કર્યા, તેથી તેની કારકીર્દી હિંદુસ્તાનના સર્વ પાદશાહો કરતાં ઉત્તમ ગણાઇ, અને મોગલ સત્તાની જમાવટ થઇ.

**મોગલ સરદારોને વશ કરવા**:—અકબરે પ્રથમ મોગલ સરદારોને વશ કરવાનું કામ હાથ ધર્યું: પ્રથમ ખાનજમાન નામના સરદારે બળવો કર્યો, તથા માળવાના બંદોબસ્ત માટે મોકલેલો અબદુલ્લાખાન ગુજરાતના પાદશાહને મળી ગયો. પાદશાહે તે બંનેને હરાવી તાબે કર્યા, તે પછી કામરાનના દીકરા મીરઝાહકીમે પંજાબ પર ચડાઇ કરી તે દેશ જીત્યો, પણ પાદશાહે તેને હરાવી પાછો કાઢ્યો. એ પ્રમાણે ઇ. સ. ૧૫૬૬ સુધીમાં સઘળા મોગલ બળવાં બેસારી દીધા.

**રજપૂત રાજાઓને વશ કરવા**:—આ પ્રમાણે મોગલ સરદારોને વશ કર્યા પછી અકબરે ઇ. સ. ૧૫૬૭ થી ૧૫૭૨ સુધી રજપૂત રાજાઓને વશ કરવાનું કામ હાથમાં લીધું, ને તેમાં તેણે બહુજ

ડહાપણ વાપર્યું, તેથીજ તે સર્વોત્તમ પાદશાહ તરીકે વખણાયો; તે જાણતો હતો કે રજપુતો બહાદુર પણ નીમકહલાલ છે. તેથી તેણે તેમને પોતાની મુસલમાન પ્રજાની સમાન પાળવાનો ઢંઢેરો પીટાવ્યો, અને તેમના પરથી જાત્રાવેરો તથા ઝઝીયાવેરો કહાડી નાખ્યો, ઇ. સ. ૧૫૬૪. તથા તેમને મરજી મુજબ ધર્મ પાળવાની છૂટ આપી. આથી જો કે તેની મુસલમાન પ્રજા તેને વખોડતી, પણ તેનો હિંદુ પ્રજા બહુજ રાજી થઇ; વળી રજપુતો પૂર્ણ પ્રેમથી લડાઇ વખતે મદદ કરે માટે તેણે તેમની સાથે સગપણ રૂપી સ્નેહનો ગાંઠથી બંધાવાની મહાન્ યુકિત શોધી કહાડી. અને તેટલાજ માટે પોતે પ્રથમ જયપુરના રાજા બિહારીમલની કુંવરી વેરે તથા જોધપુરના રાજા માલદેવની કુંવરી વેરે પરણ્યો. પોતાના વડા કુંવર **સલીમને** પણ રજપૂત કન્યા પરણાવી; તથા રજપૂત રાજાઓને મોટા મોટા સરદારોની જગાઓ આપી. આ પ્રમાણે ઇ. સ. ૧૫૬૭ સુધીમાં રજપૂતોને વશ કર્યા.

**ચિતોડની જીતઃ**—આ પ્રમાણે અકબરના સ્નેહ રૂપી સગપણના કાર્યમાં બધા રાજાઓ જોડાયા, માત્ર ચિતોડના સિસોદીઆઓ ન ભળ્યા, "મુસલમાનોને દીકરી દેવી" એ હલકું કામ ગણી તેમણે પોતાની દીકરીઓ તો ન આપી, એટલુંજ નહિ, પણ જેમણે આપી તેમને હલકા ગણી તેમનું અપમાન કર્યું. આથી અકબરે ક્રોધે ભરાઇ ચિતોડપર ચડાઈ કરી. ઇ. સ. ૧૫૬૮. આ વખતે ચિતોડની ગાદીપર સંગનો પુત્ર ઉદેસિંગ રાજ્ય કરતો હતો, તે અકબર ચડી આવ્યાના સમાચાર સાંભળી અરવલીની ખીણમાં નાસી ગયો; પણ **સલુંબરાએ** બહુ બહાદુરીથી યુદ્ધ કરી અકબરને થકવ્યો; છેવટે તે મરાયો. આથી તેની જગા તેના ભાઇ પ્રતાપે લીધી, તેણે પણ બહાદુરીથી યુદ્ધ કર્યું, તે પણ મરાયો. હવે લશ્કરની આગેવાની જયમલ નામના પટાવતે લીધી, તેણે બહુજ બહાદુરીથી યુદ્ધ કરી

અકબરને થકવ્યો, તેથી અકબરે સુરંગ ફોડી કિલ્લો લેવાનો વિચાર કર્યો, આ પ્રમાણે અકબર દિવસે કિલ્લો તોડતો, તે જગા રાત્રે જયમલ સમી કરાવતો, એવામાં એક વખત અકબરે તેને ગોળી મારીને મારી નાખ્યો. પ્રતાપ અને જયમલે એટલી તો બહાદુરી બતાવી કે તેમની બહાદુરીથી અકબર તાજુબ થઇ ગયો, અને તે બંનેનાં પુતળાં કરી દિલ્હીમાં પોતાના મહેલના બારણે મૂકાવ્યાં. જયમલ મરાયા પછી રજપૂતો કેસરીઆં કરી મુસલમાનો પર તૂટી પડયા, એકેએક રજપૂત મરતાં સુધી લડયો, રજપૂત સ્ત્રીઓ પણ ચીતા ખડકાવી બળી મૂઇ. આ પ્રમાણે ચિતોડ જીતાયું, પણ ત્યાંના રજપૂતો તાબે થયા નહિ. ઉદેસિંગે અરવલીની ખીણમાં ઉદેપુર વસાવી ત્યાં રાજ્ય કરવા માંડયું, ત્યારથી સિસોદીઆની ગાદી ઉદેપુર થઇ.

**રાણો પ્રતાપસિંગઃ**—ઉદેસિંગ પછી તેનો પુત્ર પ્રતાપસિંગ ગાદીએ બેઠો. તે કુંભા અને સંગ જેવો પરાક્રમી હતો. તેણે અકબર સાથે ફરી યુદ્ધ આરંભ્યું. અને તે પોતાના ૨૨૦૦૦ લડવૈયા સાથે હલદી ઘાટની ખીણમાં મોગલો સામો થયો. આ લડાઇમાં ઘણા રજપૂતો કપાઇ ગયા, એથી પ્રતાપની હાર થઇ, તેને જીવતા પકડવાને મોગલ લશ્કર તેની પાછળ પડયું. પ્રતાપ એક ડુંગરથી બીજે ડુંગરે મોગલોની બીકથી સંતાતો સંતાતો અને કેટલીક વખતે



ભૂખથી ટળવળતો ભટકયો, પણ તાબેદારી સ્વીકારી નહિ; છેવટે પ્રતાપ જેવા બહાદુર રાજાને વધારે હેરાન કરવો નહિ, એવા વિચારથી અકબરે તે વાત છોડી દીધી, અને તેથી પ્રતાપ જીવતાં સુધી સુખે રાજ્ય કરી શકયો. પ્રતાપને તેના પ્રધાન

**ભામાશાહે** નાણાં સંબંધી ઘણીજ સારી મદદ કરી હતી, આથી હજુ પણ ભામાશાહની **દેશદાઝનો** દાખલો અપાય છે. અને **સિસોદીઆનું કુળવાનપણું** વખણાય છે.

**પઠાણ સરદારોને વશ કરવા**:—આ પ્રમાણે રજપૂત તથા મોગલોને વશ કર્યા પછી અકબરે પઠાણ સરદારોને વશ કરવાનું તથા તે સાથે સ્વતંત્ર રાજ્યો જીતવાનું કામ હાથમાં લીધું: આ કાર્યમાં તેને તેના રાજપૂત સરદારોએ બહુ સારી મદદ કરી.

પ્રથમ તેણે ઉત્તર હિંદનો બંદોબસ્ત કરવાનું કામ હાથ ધર્યું, ને ત્યાંના બધા નાના સુબાઓને વશ કર્યા. એટલે હવે તેને માળવા, ગુજરાત, ઓઢીઆ, બંગાળા, કાબુલ, કાશ્મીર, સિંધ, તથા કંદહાર એટલા પ્રાંતો જીતવાના હતા.

(૧) **માળવા**:—ઇ. સ. ૧૫૭૨ માં પ્રથમ જીત્યું.

(૨) **ગુજરાત**:—ત્યાંનો પાદશાહ ત્રીજો મુજફ્ફરશાહ નબળો હોવાથી વારેવારે બંડો ઉઠતાં, તેથી ત્યાંના **ઐતિમાદખાન** નામના ઉમરાવે અકબરને તેડું મોકલ્યું. તેણે આવીને તે રાજ્ય જીતી લીધું, તથા બળવો સમાવ્યો. અને તે પ્રાંત પોતાના રાજ્ય સાથે જોડી દીધો. મુજફ્ફરશાહને આગ્રે લઇ ગયા પણ તે રસ્તામાંજ મરણ પામ્યો. ઇ. સ. ૧૫૭૩

**ઓઢીઆ**:—અહીં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં, તે બધાં અકબરના સરદાર ટોડરમલે જીતી લીધાં. ઇ. સ. ૧૫૭૪.

**બંગાળા**:—ત્યાં શેરખાંનો વંશજ દાઉદ રાજ્ય કરતો હતો, એ રાજ્ય પણ ટોડરમલે જીત્યું. ઇ. સ. ૧૫૭૬.

**કાબુલ**:—કામરાનનો દીકરો મીરઝાહકીમ મરણ પામવાથી એ રાજ્ય પણ અકબરના તાબામાં આવ્યું. ઇ. સ ૧૫૮૫.

**કાશ્મીર**:—ત્યાં મીરનો વંશજ રાજ્ય કરતો હતો, તેને બંગાળામાં જાગીર આપી તે રાજ્ય ખાલસા કર્યું. ઇ. સ. ૧૫૮૬.

**સિંધ**:—ત્યાં મુસલમાન થએલા જામના વંશજો રાજ્ય કરતા હતા; તેમની પાસેથી તે રાજ્ય અકબરે જીતી લીધું. ઇ. સ. ૧૫૯૨

**કંદહાર**:—ત્યાં માંહોમાંહે ખટપટ થવાથી તે રાજ્ય પણ અકબરના તાબામાં આવ્યું. ઇ. સ. ૧૫૯૪.

**યુસફઝી લોકનું બંડ**:—હિંદના વાયવ્ય ખુણામાં પઠાણ લોકોએ બંડ કર્યું: તે સમાવવાને રાજા બીરબલ તથા જૈનખાંને મોકલ્યા, પણ તેમાં બીરબલ મરાયો, આથી અકબરે ટોડરમલ તથા માનસિંગને મોકલ્યા, તેમણે તેમના સરદાર જલાલને મારી બંડ સમાવ્યું ઇ. સ. ૧૬૦૦.

**દક્ષિણ પર સવારી**:—આ પ્રમાણે ઉત્તરનાં ઘણાં રાજ્યો ખાલસા કર્યા પછી તેણે દક્ષિણનાં રાજ્યો જીતવા તરફ પોતાની નજર ફેરવી: આ વખતે દક્ષિણનાં ઘણા ભાગોમાં બ્રાહ્મણી રાજ્ય ફેલાએલું હતું ને તેની અગાઉ કહી ગયા મુજબ ૫ શાખાઓ પડી હતી; તેમાં અહમદનગરની શાખાનો સુલતાન મરણ પામવાથી ત્યાંની ગાદી માટે ઝઘડો થયો, તેમાંના બળવાન પક્ષે અકબરને મદદ માટે લખ્યાથી અકબરે પોતાના દીકરા મુરાદને લશ્કર આપી મોકલ્યો; પણ તે પહોંચ્યા પહેલાં ત્યાં એક નાના છોકરાને ગાદી આપી તેની ફોઇ ચાંદબીબી નામે બહાદુર સ્ત્રી કારભાર કરવા લાગી એ બાઇ જો કે જુવાનીમાં વિધવા થએલી હતી તો પણ શિયળવંત હતી. તેણે વિજાપુર વિગેરે ઠેકાણેથી મદદ મેળવી મુરાદ સાથે લડાઇ આરંભી તેને થકવ્યો, પણ એવામાં ફાટફુટ થવાથી ચાંદબીબીને કોઇએ મારી નાંખી, તેથી મુરાદ જય પામ્યો. ઇ. સ. ૧૫૯૭. તે પછી ઇ. સ. ૧૬૦૧ માં અકબરના બીજા શાહજાદા દાનીઅલે આસિરગઢ જીતીને ખાનદેશનું રાજ્ય ખાલસા કર્યું.




**અકબરનું મરણઃ**—અકબરના વખતમાં હિંદુ મુસલમાન સર્વ તરફથી શાંતિ હતી, તેથી તે બધી વાતે સુખી હતો, પણ તેને તેના દીકરા તરફથી બહુજ દુઃખ હતું, તેના મોટા દીકરા

સલીમને અફીણ તથા દારૂનું વ્યસન હતું, તેણે દારૂના નિ-સ્સામાં તેના મોટા દીકરા ખુશરૂ સાથે કજીઓ કર્યો, તથા પાદશાહના વહાલા વજીર **અબુલફજલને** મારી નાખ્યો, આથી પાદશાહ બહુજ દુઃખી થયો, એવામાં વળી તેના દીકરા દાનીઅલ અને મુરાદ દારૂના કેફમાં મરણ પામ્યા, તથા વળી તેની મા મરણ પામી, આથી તેના શરીર પર બહુજ અસર થઇ, અને તેને તેનો અંતકાળ નજીક આ-વેલો જણાયો, તેથી તેણે પોતાના દીકરા સલીમને તથા સરદારોને બોલાવ્યા, અને સલીમને કેટલીક શિખામણ આપી તથા સરદારોને પણ જેવી રીતે આજ સુધી પોતાની સાથે વર્તેલ છે તે પ્રમાણે સલીમ સાથે વર્તવા કહ્યું. પછી તે એક મુલ્લાં પાસે નિમાજ પઢી એક ખરા મુસલમાન માફક ૬૩ વર્ષની ઉમરે ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો.

**અકબરના ગુણઃ**—અકબર શરીરે મજબુત, તંદુરસ્ત, અને દેખવડો હતો, અને સ્વભાવે માયાળુ, દયાળુ, ઉદ્યોગી, હિમતવાન અને બહાદુર તથા મિતાહારી હતો. તાબે થયેલ શત્રુ પર તે કદી ઘા કરતો નહિ. ઘોડાપર બેસી લાંબી મુસાફરીઓ કરવાનો તેને શોખ હતો. તે સંસ્કૃત, ફારસી અને હિંદી ભાષા જાણતો હતો. ઇતિહાસનાં પુસ્તકો વાંચવાનો તેને બહુજ શોખ હતો. તે વિદ્વાનોને ઉત્તેજન આપતો અને પ્રજાની આબાદી તરફ લક્ષ આપતો.

**ધર્મ સંબંધી અકબરના વિચારોઃ**—ધર્મની બાબતમાં અકબર સ્વતંત્ર વિચારનો હતો. તેથી તેણે પ્રજાને ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી હતી. તેણે હિંદુઓના કેટલાક રિવાજો **સતી થવું, પશુવધ કરવો, બાળ લગ્ન કરવાં** વિગેરે તથા મુસલમાનોના રિવાજો **દાઢી વધારવી, મજુકા બાંધવા,** વિગેરે અટકાવ્યા હતા, તેથી તેનો ધર્મ લગભગ **કબીરપંથ** જેવો હતો. તે દર શુક્રવારે

શાસ્ત્રી, કાજી, ગોરજી, પાદરી વિગેરેને ભેગા કરતો, અને ધર્મ સંબંધી વાદવિવાદ કરાવતો. વળી તે ખુલ્લી રીતે **સૂર્યની પૂજા** કરતો.

**રાજ્ય વ્યવસ્થા:**—રાજ્યના અઢી અઢી લાખ રૂપીઆના તાલુકા પાડી તેમના ઉપરી **નવાબો** નીમેલા હતા. એવા કેટલાક નવાબોના ઉપરી **સુબાઓ** હતા, એવા સુબા એના રાજ્યમાં અઢાર હતા; તેમને દિવાની ફોજદારીની પૂર્ણ સત્તા હતી. પણ દેહાંત દંડની શિક્ષા કરવાને પાદશાહની રજા લેવી પડતી. રાજ્યના બંદોબસ્ત માટે મુલ્કી સીરબંધી હતી. તેમનો ઉપરી ફોજદાર હતો. ન્યાય કરવા માટે કાજીઓ હતા, ફોજમાં દશથી દશહજાર સવારોના ઉપરી હતા, તેમાં ૫૦૦૦ અથવા તેથી વધારે સવારોના ઉપરી તરીકે રજપૂત રાજાઓ તથા શાહજાદા રાખેલા હતા. રાજ્યમાં દરેકને જાગીરો આપવાનો ધારો કહાડી નાખી પગાર આપવાનો રિવાજ કર્યો હતો. આ બધી હકીકત અકબરના વજીર અબુલફઝલે "અઇને અકબરી" નામના પુસ્તકમાં લખેલ છે.

**જમાબંધી:**—વેરો ઉઘરાવનાર વધારે લે નહિ, તથા રૈયત પર જુલમ કરે નહિ, માટે તેણે **ટોડરમલ** પાસે ફરીથી જમીન મપાવી અને તેની ત્રણ જાત ઠરાવી. પાકનો ત્રીજો ભાગ સરકારમાં લેવાનો ઠરાવ્યો, અને બીજા બધા લાગાઓ બંધ કર્યા. વળી સરકારમાં પાક ન આપતાં રોકડ રકમ આપે તો તે પણ લેવાનો ઠરાવ કર્યો.

**અકબરના વિદ્વાનો:—અબુલફઝલ**, **ફૈજી**, **ટોડરમલ** **બીરબલ**, **માનસિંગ, ખાનખાનાન**, વિગેરે વિદ્વાનો એના દરબારમાં હતા, એ સિવાય **ગંગ** નામનો કવિ કાવ્યમાં, અને **તાનસેન** નામનો ગવૈયો ગાયનમાં હુશિયાર હતા.



# પ્રકરણ ૫ મું.

## જહાંગીરઃ—( ૧૬૦૫-૧૬૨૭-૨૨ )



અકબર પછી તેનો દીકરો સલીમ **જહાંગીર** નામ ધારણ કરી ગાદીએ બેઠો, તેણે શરૂઆતમાં બહુ સારી રીતે રાજ્ય ચલાવ્યું. તે પંડે દારૂ પીતો હતો, પણ તેની રૈયતને દારૂ પીવાની મના કરી હતી.

**નુરજહાં**:—અકબરના વખતમાં કોઇ ઇરાની હિંદુસ્તાનમાં નોકરી શોધવા આવ્યો હતો. અકબરે તેને નોકરીમાં રાખ્યો; એ ઇરાનીને એક **અસોફખાં** નામનો દીકરો અને **નુરજહાં** નામે દીકરી હતાં. નુરજહાં બહુ ખુબસુરત હતી, તેથી સલીમને તેની સાથે લગ્ન કરવાનું મન થયું, પણ તે વાત અકબરને ના ગમવાથી તેણે નુરજહાંને બંગાળાના જાગીરદાર શેરઅફઘાન સાથે પરણાવી દીધી. પણ અકબરના મરણ પછી સલીમે શેરઅફઘાનને મરાવી નાંખ્યો, અને પોતે નુરજહાં વેરે પરણ્યો. એ


નૂરજહાં

-બાઈ જેવી ખુબસુરત હતી તેવીજ ભણેલી પણ હતી, તેણે જહાંગીરની કેટલીક કુટેવો છોડાવી તેને સુધાર્યો હતો. એ નૂરજહાંના ભાઈ અસોફખાને જહાંગીરે મોટા સરદારની જગો આપી હતી.

**ખુશરૂનો બળવો**:—જહાંગીર ગાદીએ બેઠો તેવામાં તેના મોટા દીકરા ખુશરૂએ બંડ કર્યું; પણ જહાંગીરે તેને હરાવીને કેદ કર્યો. તે કેદમાંજ મરણ પામ્યો. ઈ. સ. ૧૬૨૧.

**ઉદેપુર પર સવારી**:—રાણા પ્રતાપસિંગના મરણ પછી તેનો પુત્ર **અમરસિંગ** ગાદી પર આવ્યો. ઈ. સ. ૧૫૯૭. તેને તાબે કરવા પાદશાહે પરવીઝ, મહોબતખાન વિગેરેને મોકલ્યા, પણ તે કશી વાતે તાબે થયો નહિ, તેથી પાદશાહે પોતાના વહાલા અને બહાદુર દીકરા ખુરમને મોકલ્યો, તેણે અમરસિંહને નમાવી વશ કર્યો; આથી પાદશાહે તેને "શાહ" નો ઇલ્કાબ આપ્યો; ત્યારથી તે **શાહજહાં** નામથી ઓળખાયો. ઈ. સ. ૧૬૧૪.

**મલીકંબર પર સવારી**:—અકબરે અહમદનગરનું રાજ્ય જીત્યું હતું, તો પણ પાછળથી ત્યાં એક બાળકને ગાદીએ બેસાડી **મલીકંબર** નામનો હબશી વજીર તેના નામથી કારભાર કરવા લાગ્યો, તથા મોગલોનો કેટલોક મૂલક જીતી લીધો; આથી પાદશાહે તેને વશ કરવાને શાહજહાંને મોકલ્યો. તેણે દક્ષિણમાં જઈ વિજાપુરના રાજાને મલિકંબરના પક્ષમાંથી ફોડ્યો, આથી મલીકંબર તાબે થયો. ઈ. સ. ૧૬૨૧. મલીકંબર ઈ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો. તેણે દક્ષિણમાં જમાબંધીની રીત બાંધી હતી, જે ઉત્તરમાં બાંધેલી ટોડરમલની રીતને મળતી હતી.

**શાહજહાંનું બંડ**:—પાદશાહને ખુશરૂ, પરવીઝ, શાહજહાં, અને શહરીઅર નામના ૪ શાહજાદા હતા; તેમાંથી સૌથી મોટો ખુશરૂ ઈ. સ. ૧૬૨૧ માં મરણ પામ્યો. શાહજહાં સૌથી વધારે, બહાદુર હતો, તેથી પાદશાહની મરજી તેને પોતની પાછળ ગાદી આપવાની હતી, પણ નૂરજહાંની શેર અફઘાનથી થએલી દીકરી

શહરીઅર વેરે પરણાવેલ હોવાથી તેનો વિચાર શહરીઅરને ગાદી અપાવવાનો હતો. આથી તેણે શાહજહાં ઉપર પાદશાહની અપ્રીતિ થાય એવું કાવતરૂં રચવા લાગ શોધવા માંડ્યો; એવામાં કંદહાર ઇરાની લોકોએ જીતી લીધું, તેથી નુરજહાંએ શાહજહાંને કંદહાર પર ચડાઇ કરવા માટે મોકલવા જહાંગીરને સમજાવ્યો. આથી પાદશાહે શાહજહાંને કંદહાર જવા હુકમ કર્યો, પણ તેને નુરજહાના કાવતરાની ખબર પડતાં તેણે જવાની ના પાડી અને બળવો કર્યો; છેવટે ઇ. સ. ૧૬૨૫ માં તે પાદશાહને શરણે આવ્યો.

**મોહોબતખાનનું** બંડઃ—હવે પરવીઝનું જોર નરમ પાડવા માટે નૂરજહાંએ કાવતરૂ રચ્યું, પરવીઝ અને મોહોબતખાનને બહુ પ્રીતિ હતી, તેથી તેણે મોહોબતખાન પર સરકારી રકમ **ઉચાપત** કરી છે, એવુ આળ મૂકી તેનો જવાબ આપવાને કોર્ટમાં બોલાવ્યો. તેને પણ નૂરજહાંના કાવતરાની ખબર પડતાં તેણે પાદશાહને કેદ કર્યો. પણ નૂરજહાંની હુશયારીથી પાદશાહ તુરતજ છૂટો થયો. આથી મોહોબતખાન શરણે આવ્યો એવામાં પાદશાહ દમના રોગથી લાહોરથી આવતાં રસ્તામાં મરણ પામ્યો. ઇ. સ. ૧૬૨૭ એજ સાલમાં પરવીઝ પણ મરણ પામ્યો.

**સરટોમસરોઃ**—જહાંગીરના વખતમાં ઇંગ્લાંડના પહેલા જેમ્સ પાદશાહે ઇ. સ. ૧૬૦૫ માં કંપનીના વેપારને માટે કેટલીક લાભકારી શરતો કરાવી આપવા **સરટોમસરો** નામે વકીલ મોકલ્યો હતો. પાદશાહે તેનું સારૂં સન્માન કર્યું, અને કંપનાના વેપારને કેટલીક લાભકારી શરતો કરી આપી. આ સમયની તેણે નોંધ લીધી છે; તેમાં તેણે લખ્યું છે કે " જહાંગીરના વખતમાં અકબરના વખત જેવી રાજ્યની સુવ્યવસ્થા ન હતી, દરબાર રાજ્ય ખટપટથી ભરપુર હતો, સુબાઓ લાંચીઆ હતા, સિપાઇઓ કાંઇક સુસ્ત હતા, અને પોતે દારૂડીઓ અને વિષયી હતો."



## પ્રકરણ ૬ ઠું.

### શાહજહાં:—( ૧૬૨૭-૧૬૫૮-૩૧ ).

**શાહજહાં:**—જહાંગીરના મરણ વખતે શાહજહાં દક્ષિણમાં હતો, તેને તેના સસરા અસાફખાંએ તેડાવ્યો, તેણે તાબડતોબ આવી રાજ્યનો કબજો લીધો; ગાદીએ બેઠા પછી તેણે પોતાનાં સગાંવહાલાંને મરાવી નાખ્યાં, તથા નૂરજહાંને વર્ષાસન બાંધી આપ્યું, અને પોતાને મદદ કરનાર અસાફખાં તથા મોહોબતખાનને મોટી જાગીરો આપી.



શાહજહાં.

**ખાનજહાનનો બળવો:**—શાહજહાં ગાદીએ બેઠો કે દક્ષિણના સુબા ખાનજહાને બળવો કર્યો, પણ શાહજહાંએ તેને હરાવ્યો; ખાનજહાન બુંદેલખંડ ભણી નાસી ગયો, તેને રજપૂતોએ મારી નાખ્યો. ઇ. સ. ૧૬૨૯.

**અહમદનગર તથા બીજા મૂલકો જીતવા:**—અહમદનગરમાં મલીકંબરના મરણ પછી તેનો દીકરો વજીર થયો. તેણે ખાનજહાનને મદદ કરી હતી, તેથી મોહબતખાંએ તેને હરાવ્યો: આગળ જતાં શાહજી ભોંસલે વજીર થયો, તેણે કેટલોક મોગલાઇ મૂલક લૂંટવા માંડ્યો. આથી પાદશાહે તેને હરાવી **અહમદનગરનું** રાજ્ય ખા-

લસા કર્યું. ઇ. સ. ૧૬૩૭. (૨) **કંદહાર**-ત્યાંનો સુબો **અલી-વર્દીખાન** હતો. તે ઇરાનીઓથી કંટાળી ગયો હતો. તેથી તે પાદશાહને આશ્રયે આવ્યો, આથી તે રાજ્ય પણ પાદશાહના તાબા-માં આવ્યું. પણ તે ફરીથી સ્વતંત્ર થઇ ગયું. ઇ. સ. ૧૬૩૭. અલીવર્દીખાન **શિલ્પ વિદ્યામાં** બહુ હુશિયાર હતો, આ સિવાય શાહજાદા **ઓરંગઝેબે બેદરનું** રાજ્ય જીતી લીધું, તથા **વિજાપુર** અને **ગોવળકોંડાનાં** રાજ્યો ખંડીયા બનાવ્યાં.

**શાહજાદાઓનાં બંડ**:—પાદશાહને ચાર પુત્ર હતા, **દારા સુજા, ઓરંગઝેબ અને મુરાદ. દારા** બહાદુર, સ્વતંત્ર વિચા-રનો, ઉદાર પણ ભોળો, અભિમાની અને અવિચારી હતો, **સુજા** દારૂડીઓ તથા વિષયી હતો. **ઓરંગઝેબ** બહાદુર, અક્કલવાળો, પણ કપટી, લોભી અને ધર્માંધ હતો. **મુરાદ** બહાદુર પણ અક્કલ વિનાનો હતો. એ ચારે શાહજાદાઓ ઉંચા હોદ્દાપર હતા. દારા યુવરાજ તરીકે પાદશાહ પાસે; સુજા બંગાળાના સુબા તરીકે, ઓરંગઝેબ દક્ષિણના સુબા તરીકે, અને મુરાદ ગુજરાતના સુબા તરીકે હતો.

ઇ. સ. ૧૬૫૭ માં પાદશાહ એકાએક માંદો પડયો, તેથી દારા રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો, પણ તે તેના બીજા ભાઇઓને ન ગમવાથી તેઓ રાજ્ય મેળવવા માટે દારા સામે લડવાને આવ્યા; પ્રથમ સુજા લશ્કર લઇને આવ્યો, પણ તેને દારાના દીકરા સુલેમાને હરાવીને નસાડી મૂકયો, ઓરંગઝેબ મહા કપટી હતો, તેણે મુરાદને લખ્યું કે મારે રાજ્ય જોઇતું નથી, કારણ મારો વિચાર મકા જઇ ખુદાની બંદગી કરવાનો છે, પણ આપણા પિતા પાછળ કાફર ધર્મી દારા પાદશાહ થાય તે મને ગમતું નથી. સુજા દારૂડીઓ છે, માટે રાજ્યને યોગ્ય નથી, તું ખરો મુસલમાન છે. માટે મારો વિચાર તને મદદ કરવાનો છે. આ પ્રમાણે કપટી ઓરંગઝેબે મુરાદને ભોળવ્યો, એટલે અક્કલહીન મુરાદ ઓરંગઝેબની કપટ જાળમાં ફસાઇ ગયો, અને બંનેનું લશ્કર એકત્ર કરી દારા સામે લડવા ચાલ્યા. દારાએ

પણ તેની સામા જોધપુરના રાજા **જસવંતસિંહને** મોટા લશ્કર સાથે મોકલ્યો, પણ તે હારી ગયો, તેથી દારા મોટું લશ્કર લઈ આવ્યો, પણ તેના સલાહકાર ખલીલખાનના વિશ્વાસઘાતથી તેના હાર થઈ. આ પછી ઓરંગઝેબે એક વખત મુરાદને ખૂબ દારૂ પાઈ કેદ કર્યો, અને પછી પોતાના પિતાને કેદ કરી તે પાદશાહ થયો. ઈ. સ. ૧૬૫૮. શાહજહાં ત્યાં દશ વર્ષ જીવી ઈ. સ. ૧૬૬૭ માં મરણ પામ્યો.

આ પ્રમાણે શરૂઆતના મોગલ પાદશાહો બહુજ ડાહ્યા અને પ્રજા તરફ પ્રીતિવાળા હોવાથી તેઓ બધી રીતે સુખી હતા, પણ તેમને તેમના શાહજાદાઓ તરફથી મહાન્ દુઃખ હતું.

**શાહજહાંનાં કામો**:—શાહજહાંને મકાનો બંધાવવાનો બહુ શોખ હતો, તેથી તેણે આગ્રામાં તેની બેગમની કબર પર **સવાત્રણ ક્રોડ** રૂપીઆ ખરચી **તાજમહાલ** નામનો સુંદર આરસનો રોજો બંધાવ્યો.



તાજમહાલ.

એ સિવાય મોતી મસ્જીદ, જુમા મસ્જીદ વિગેરે બંધાવ્યાં. તથા પુષ્કળ નહેરો બંધાવી; વળી તેણે પોતાને બેસવા માટે ૬॥ કરોડ રૂપીઆ ખરચી રત્નજડીત **મયૂરાસન** બનાવરાવ્યું હતું.

**શાહજહાંના ગુણ:**—શાહજહાં શોખીન, ભલો, દયાળુ, ઉદાર પણ ભોળો હતો. કામદારો પસંદ કરવામાં તે બહુ આવડતવાળો ગણાતો હતો. એણે એની પ્રજાને પુત્ર સમાન પાળી હતી. તથા કોઇપણ પ્રકારનો જુલમ થવા દીધો ન હતો, તેથી એની પ્રજા અકબરના વખત કરતાં પણ વધારે આબાદ અને સુખી હતી.

## પ્રકરણ ૭ મું.

### ઓરંગઝેબ. (૧૬૫૮–૧૭૦૭–૪૯)



ઓરંગઝેબ.

**આલમગીર:**—પાછળ કહ્યા મુજબ પોતાના બાપને કેદ કરી **આલમગીર** (દુનિયા જીતનાર) નામ ધારણ કરી તે ગાદીએ બેઠો. તેણે શરૂઆતનાં ચાર વર્ષ પોતાના ભાઇ ભત્રીજાઓનો નાશ કરવામાં ગાળ્યાં. તે પછી તેણે ઉત્તર હિંદના પ્રાંતો જીતવાનું કામ શરૂ કર્યું.

**ઉત્તર હિંદમાં જીત:**—પ્રથમ તેણે બિકાનેરના રાજાએ દારાને મદદ કરી હતી, તેથી તેના પર સવારી કરી તેને હરાવીને મારી

નાખ્યો, તે પછી પોતાના સરદાર મિરજુમલાને આસામપર મોકલ્યો, તેણે ત્યાંના રાજાને ખંડણી આપવાનું કબુલ કરાવ્યું ઇ. સ. ૧૬૬૨.

**ધર્મ સંબંધી જુલમઃ**—અકબરે પોતાના હિંદુ અને મુસલમાન પ્રજાને સમાન ગણી હિંદુ પ્રજાને વશ કરી શાંતિથી રાજ્ય ચલાવવાની જે રાજ્યનીતિ અખત્યાર કરી હતી, તે રાજ્યનીતિ શાહજહાં સુધી ચાલી; આ વખત સુધી હીંદુઓએ પાદશાહની નોકરીઓ ઇમાનદારીથી બજાવી હતી, ઔરંગઝેબ ગાદીએ બેઠા કે તરતજ તે રાજ્યનીતિ તેણે ઉખેડી નાખી. તેણે હિંદુઓ પર જાત્રાવેરો તથા ઝજીયાવેરો નાખ્યા, હિંદુઓને સરકારી નોકરીમાંથી રજા આપી, તથા તેમની જાત્રાઓ ભરાતી તે અટકાવી દીધી, દેવળો તોડી નાખ્યાં, ઘોડા, હાથી તથા પાલખીઓમાં બેસવાની મના કરી, હિંદુઓને હેરાન કર્યા, આથી હિંદુ અને મુસલમાનો પક્કા શત્રુ થયા, અને તેઓ ઔરંગઝેબ સામા થયા, તથા તેના મરણ પછી તેઓએ મોગલાઇ બળ તોડી નાખ્યું.

**હિંદુઓના બળવાઃ**—આ પ્રમાણે જુલમ કર્યાથી હિંદુઓએ બળવા કરવા માંડયા. પ્રથમ પંજાબમાં ગુરૂ **ગોવિંદસિંહે** શીખ લોકોને હથિયાર બંધાવી લડવૈયા કર્યા, અને ઔરંગઝેબ સામે લડાઇ આરંભી, દિલ્હી પાસેના નારનોલ ગામમાં **સતનામી** જાતના લોકોએ બળવો કર્યો; દક્ષિણમાં મહાન્ **શિવાજીના** સરદારી નીચે મરાઠી રાજ્ય સ્થાપ્યું, અને તેજ રાજ્યે આગળ જતાં મોગલ સલ્તનતને તોડી પાડી.

**મરાઠી રાજયની સ્થાપનાઃ**—અહમદનગરના વજીર શાહજી ભોંસલેને **શિવાજી** નામે પ્રતાપી પુત્ર હતો. તેણે ઘાટ પાસેનો કોંકણ પટ્ટીનો મૂલક લૂટી લીધો. તે ઇ. સ. ૧૬૬૪ માં રાયગઢમાં ગાદીએ બેઠો. આગળ જતાં તેનું જોર વધતું ગયું, તે તોડવાને ઔરંગઝેબે શાહજાદા મોઆજીમ, સાહિરતખાન, દિલિરખાન, જસવંતસિંહ વિગેરેને મોકલ્યા, પણ તેમાં ઔરંગઝેબ ફાવ્યો નહિ,

કારણ કે શિવાજીએ મોગલો સામા ઉભા રહી લડાઇ ન કરતાં તેમના પર અણધાર્યો છાપો મારવાનું પસંદ કર્યું હતું આથી શિવાજી ફતેહ પામ્યો.

**રજપૂતો સાથે લડાઇ**:—ધર્મ પક્ષપાતથી રજપૂતો નારાજ હતા, તેથી તેઓ ઓરંગઝેબ સાથે લડાઇ કરવાનું બહાનું શોધતા હતા, તેવામાં જોધપુરનો રાજા જસવતસિંહ **કાબુલમાં** સુઓ હતો, તે મરણ પામવાથી ઓરંગઝેબે તેનાં બૈરાંછોકરાંને દિલ્હીમાં લાવી કેદ કરવાનો વિચાર કીધો, પણ તેઓ નાસી ગયા. આ વખતે જશવંતસિંહનો ફકત એક નાનો કુંવર હયાત હતો. તેને રાઠોડ સરદાર **દુર્ગાદાસે** યુકિતથી આબુમાં મોકલી તેની જગ્યાએ બીજા છોકરાને ગોઠવ્યો. ઓરંગઝેબે તેને માર્યો, પણ તેને પણ આપ્યો નહિ. આથી ઓરંગઝેબ એક મોટું લશ્કર લઇ જોધપુર ઉપર ચડ્યો, આ વખતે ઉદેપુરનો રાણો **રાજસિંહ** દુર્ગાદાસની મદદમાં હતો. તેથી ઓરંગઝેબે ક્રોધે ભરાઇ આખું રજપૂતસ્તાન ઉજ્જડ કરવાનું ધાર્યું પણ વીર દુર્ગાદાસે ઓરંગઝેબને થકવ્યો, તથા તેના શાહજાદા અકબરને ૭૦ હજાર લશ્કર સાથે ફોડી પોતાના પક્ષમાં લીધો. આ વખતે ઓરંગઝેબ પૂર્ણ સંકટમાં આવી પડ્યો, પણ તેણે કપટથી લશ્કરને પોતાની તરફ ખેંચી લીધું.

આ પછી ઓરંગઝેબે મૂર્તિઓ તોડી નાખી, હિંદુઓને લૂટી લીધા, ગુલામો બનાવ્યા, કાપી નાખ્યા, વગેરે ઘણોજ જૂલમ વર્તાવ્યો; રજપૂતોએ પણ મસીદો તોડી નાખી, કુરાનો બાળી નાખ્યાં, અને મુસલમાનોને લૂટી લીધા. આ પ્રમાણે ઘણો વખત ચાલ્યા પછી છેવટે ઓરંગઝેબને દક્ષિણમાં મરાઠાની સત્તા વધતી જતી હોવાથી ત્યાં જવાની જરૂર પડી. તેથી તેણે રજપૂતો સાથે જોધપુરનો બાળકુંવર મોટો થાય ત્યારે તેનું રાજ્ય તેને પાછું સોંપવાનો ઠરાવ કરી સલાહ કરી. ઇ. સ. ૧૬૮૧.

**દક્ષિણ પર સવારી**;—આ પ્રમાણે ઉત્તરનું કામ પતાવ્યા પછી ઓરંગઝેબ દક્ષિણનાં **વિજાપુર** અને ગોવળકોંડાનાં રાજ્યો

જીતવા તરફ મંડાયો. કેટલીક લડાઇઓ બંને વચ્ચે થયા પછી તે બંને રાજ્યો ઇ. સ. ૧૬૮૮ માં ઓરંગજેબે ખાલસા કર્યાં.

**મરાઠા સાથે લડાઇ**:—આ પછી તેણે મરાઠી રાજ્ય જીતવા તરફ દૃષ્ટિ ફેરવી. આ વખતે મરાઠાની ગાદી પર શિવાજીનો પુત્ર **શંભાજી** હતો. તે દારૂડીઓ અને વિષયી હતો, વળી તેને **કલુષા** નામના દારૂડીયા બ્રાહ્મણની સોબત થઇ હતી; તેથી તે દારૂના નિસ્સામાં હતો, એવામાં પાદશાહના એક સરદારે તેને તથા તેના કુંવરને પકડી પાદશાહ પાસે મોકલાવી દીધા. પાદશાહે શંભાજીને મરાવી નાખ્યો. ઇ. સ. ૧૬૮૯.

આ પ્રમાણે **શંભાજી** મરાયો, પણ મરાઠા નરમ પડયા નહિ; તેમણે તેના નાના ભાઇ **રાજારામને** ગાદીએ બેસાડયો, અને **શિવાજીની** પધ્ધતિ પ્રમાણે ઉત્સાહભેર મોગલો સાથે લડાઇ ચલાવી. રાજારામને મરાઠાઓએ અર્કાટ પાસે જીંજીના કિલ્લામાં રાખ્યો હતો, તેની પાદશાહને ખબર પડતાં પાદશાહે જીંજીગઢ જીતવા એક સરદારને મોકલ્યો. તેણે જીંજીગઢ લીધો, પણ રાજારામને લાંચ લઇ નાસી જવા દીધો.

રાજારામ ઇ. સ. ૧૭૦૦માં મરણ પામ્યો, તેથી તેના કુંવરને ગાદી આપી, અને તે નાનો હોવાથી તેની મા **તારાબાઇને** કારભાર સોંપ્યો. અંતે ઓરંગજેબ થાકયો, ને સલાહ માટે કહેણ મોકલ્યું, પણ તેનાથી મરાઠાની માગણી કબુલ થઇ નહિ, તેથી પાદશાહ અહમદનગર પાછો ફર્યો. ત્યાં તે પોતાની પછી પોતાના રાજ્યનું શું થશે એ હાય વરાળમાં ઇ. સ. ૧૭૦૭ માં મરણ પામ્યો.

**ઓરંગજેબના ગુણ**:—ઓરંગજેબ બહાદૂર, હિંમતવાન, ચતુર, ઉદ્યોગી અને દીર્ઘદૃષ્ટિવાળો હતો; તે એટલો બધો હિંમતવાન હતો કે ગમે તેવા સંકટમાં પણ ધીરજ મૂકતો નહિ, અને હિંમત હારતો નહિ. ખાનગી કામમાં રાજ્યધન ન વાપરતાં ટોપીઓ ભરી તેના પૈસાવડે ગુજરાન ચલાવતો. એ વગેરે તેનામાં ઉત્તમ ગુણો હતા, પણ ધર્માંધ, કપટી, લોભી અને અવિશ્વાસુ વિગેરે તેનામાં અવગુણો હતા. સંગીત અને નૃત્યકળા તો તેને તદ્દન ગમતાંજ નહિ.

**ઔરંગઝેબના રાજ્યકૌશલ્યમાં ખામીઃ**—એણે દક્ષિણનાં બે મુસલમાની રાજ્યો પ્રથમ જીતવા તરફ લક્ષ આપ્યું, તે કરતાં તે બન્ને રાજ્યોને મદદમાં લઇ પ્રથમ મરાઠી બળ તોડયું હોત, તો તેના પછી તેના રાજ્યની મરેઠાઓએ પાયમાલી કરી, તે કદાપિ ન થાત.



# પ્રકરણ ૮ મું.

## મોગલ રાજ્યની પડતી.

**બહાદુરશાહ**:-(૧૭૦૭-૧૭૧૨-૫) ઓરંગઝેબના મરણ વખતે મોઆજીમ, આજીમ, અને કામબક્ષ એ ત્રણ દીકરા હયાત હતા. તેમાં મોઆજીમ કાબુલમાં, આજીમ પાદશાહ પાસે, અને કામબક્ષ વિજાપુરમાં હતા. તેઓ પણ ઓરંગઝેબ અને તેના ભાઈઓની પેઠે ગાદીને માટે ટંટો કરવા લાગ્યા, આજીમ લશ્કર લઈ મોઆજીમ સામે લડવાને આવ્યો, મોઆજીમ પણ સામો આવ્યો. બંનેની લડાઈમાં આજીમ માર્યો ગયો, તે પછી મોઆજીમે દક્ષિણ પર સવારી કરી કામબક્ષને માર્યો, ને પોતે **બહાદુરશાહ** નામ ધારણ કરી પાદશાહ થયો. ઈ. સ. ૧૭૦૭. તેણે જુલ્ફીકારખાંને વજીર બનાવ્યો.

ગાદીએ બેઠા પછી તેણે હિંદુઓ પરનો વેરો કાઢી નાખી તેમની સાથે સલાહ કરી. ઈ. સ. ૧૭૧૦. તે પછી પંજાબમાં ગુરૂ ગોવિંદસિંહના શિષ્ય **બંધુએ** બંડ કરી મસ્જીદો તોડી નાખી; આથી મોઆજીમ પંજાબમાં ગયો, ને તેમને શિક્ષા કરી બંડ સમાવતો હતો, એવામાં લાહોરમાં એકાએક મરણ પામ્યો. ઈ. સ. ૧૭૧૨.

**જહાંદારશાહ**:—( ૧૭૧૨-૧૭૧૩-૧ ) બહાદુરશાહ પછી તેનો મોટો પુત્ર જહાંદારશાહ ગાદીએ બેઠો, પણ તે દુરાચરણી હોવાથી તેને તથા જુલ્ફીકારખાંને મારી તેનો ભત્રીજો ફરોખશીર પાદશાહ થયો.

**ફરોખશીર**:—( ૧૭૧૩-૧૭૧૯-૬ ) એને રાજ્ય મળવામાં મદદ કરનાર સૈયદ હુસેન અને સૈયદ અબ્દુલ્લા નામે બે ભાઈઓ હતા, તેમાં અબ્દુલ્લા વજીર થયો, અને હુસેન સેનાપતિ થયો. હુસેને જોધપુરના રાજા અજીતસિંહ સાથે સલાહ કરી તેની દીકરી પાદશાહ સાથે પરણાવી. એવામાં પાદશાહ માંદો પડયો, તેને અંગ્રેજ ડોકટર **હેમિલ્ટનની** દવાથી આરામ થયો, તેથી પાદશાહે અંગ્રેજ કંપનીને બંગાળામાં કેટલાક હકો આપ્યા, તે પછી

શીખ સરદાર બંધુએ બંડ કર્યું, પણ હુસેને પંજાબમાં જઇ તે સમાવ્યું તથા તેમાં પકડાયલા લોકોને રીબાવી રીબાવીને મારી નાખ્યા

**મરેઠા સાથે સંધીઃ**—તે પછી હુસેન દક્ષિણમાં ગયો, ને મરેઠા સાથે સંધી કરી. તેમાં મરેઠાને આજ સુધીમાં જીતેલો મૂલક તથા દક્ષિણની ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી: તેના બદલામાં મરેઠાએ ૧૫ લાખ રૂપીઆ રોકડા દર સાલ ખંડણી પેટે આપવા, તથા ૧૫ હજાર સ્વારોથી પાદશાહની નોકરી કરવાનું કબુલ કર્યું. આ પ્રમાણે ઠરાવ મંજુર કરાવવાને હુસેન મરાઠાના પ્રધાન **બાલાજી વિશ્વનાથને** લઇ ઉત્તરમાં આવ્યો, પણ તે કરાર પાદશાહે કબુલ ન કર્યાથી હુસેને પાદશાહને મારી નંખાવ્યો. ઇ. સ. ૧૭૧૯.

**મહંમદશાહઃ**—( ૧૭૧૯–૧૭૪૮–૨૯ ) ફરોખશીર પછી સૈયદ ભાઇઓએ બહાદુરશાહના પૌત્ર મહંમદશાહને ગાદીએ બેસાડયો

**સૈયદ ભાઇઓનો નાશઃ**—ફરોખશીરના મરણથી બધા સુબાઓ સૈયદ ભાઇઓ પર ક્રોધે ભરાયા, તથા પાદશાહ પણ તેમનો નાશ ઇચ્છવા લાગ્યો. તેમાં દક્ષિણનો સુબો નિઝામઉલ્મુલ્ક તથા અયોધ્યાનો સુબો સાદતખાં મુખ્ય હતા, નિઝામે દક્ષિણમાં બળવો કર્યો, તે સમાવવાને હુસેન પાદશાહને લઇ દક્ષિણમાં આવ્યો, પણ રસ્તામાં પાદશાહે તેનો ઘાત કરાવ્યો; આથી અબ્દુલ્લા લશ્કર જમાવી પાદશાહ સામે લડવાને આવ્યો, પણ પાદશાહે તેને મરાવી નાખ્યો. ઇ. સ. ૧૭૨૦. અને નિઝામ અસોફજાને વજીર ઠરાવ્યો.

**પાદશાહી ભાગોનું છુટા પડવું:**—નિઝામ અસોફજાંને પાદશાહનો સ્વભાવ ન ગમવાથી તે દક્ષિણમાં જઇ સ્વતંત્રપણે કારભાર કરવા લાગ્યો. ઇ. સ. ૧૭૨૪. તે પછી સાદતખાન વજીર થયો, તે પણ કંટાળીને અયોધ્યે જતો રહ્યો ને સ્વતંત્રપણે અધિકાર ચલાવવા લાગ્યો. ઇ. સ. ૧૭૩૨. જોધપુરનો રાજા અજીતસિંહ પણ અજમેર

પાસેનો મૂલક પચાવી પડ્યો. તથા મરાઠાઓએ ગુજરાત, માળવા વિગેરે કબજે કર્યા એ રીતે પાદશાહત તૂટવા લાગી.

**નાદીરશાહની સ્વારીઃ**—આ પ્રમાણે પાદશાહી ભાગો એક પછી એક છૂટા પડતા હતા, તેવામાં ઇરાનના **નાદીરશાહે** હિંદુસ્તાન પર સવારી કરી દિલ્હીની પાદશાહતને તોડી પાડી. જો કે તે પાદશાહ હતો, તોપણ જબરો લુટારો હતો. તેણે અફગાનિસ્તાનનો મૂલક જીતી લીધો, પછી ઇ. સ. ૧૭૩૭માં દિલ્હીની પાદશાહતનો નબળી હાલત સાંભળી; તેથી દિલ્હીપર ચડી આવ્યો. **કર્નાલ** આગળ લડાઇ થઇ, ઇ. સ. ૧૭૩૯. મહંમદશાહ હારી ગયો, અને નાસી ગયો; પછી પાદશાહ શહેરમાં પેઠો. તેણે દિલ્હીનો તમામ પાદશાહી ખજાનો, તથા શેઠ શાહુકારો અને અમીર ઉમરાવો સર્વ લૂટી લીધાં, તથા કતલ ચલાવી. લગભગ ૩૦ હજાર માણસોને મારી નાખ્યા, અને લગભગ ૩૦ કરોડ જેટલું ધન, મયુરાસન, કોહીનુર વિગેરે લઇ પાછો ગયો. પાછા જતાં તેણે સિંધ અને મુલતાનના મુલકો જીતી લીધા, પછી તે ઇરાન ગયો. પણ ઇરાન ગયા પછી તે માર્યો ગયો. તેથી તેના સરદાર અબદલ્લી **અહમદ દુર્રાનીના** તાબામાં કાબુલ, કંદહાર તથા હિંદુસ્તાનનો નાદીરે જીતેલો મૂલક આવ્યો. ઇ. સ. ૧૭૪૦.



નાદીરશાહ.

**અહમદ દુર્રાનીની સવારીઃ**—તે પછી થોડે વરસે અહમદ દુર્રાની હિંદ પર ચડી આવ્યો, તેની સામા પાદશાહે પોતાના દીકરા

અહમદશાહને મોકલ્યો, તેણે દુર્રાનીને હરાવી પાછો કાઢ્યો. મોગલોનો આ છેલ્લોજ જય હતો. તે પછી પાદશાહ ઇ. સ. ૧૭૪૮માં મરણ પામ્યો.

**અહમદશાહ**:—( ૧૭૪૮–૧૭૫૪–૬) મહંમદશાહ પછી તેનો દીકરો અહમદશાહ ગાદીએ બેઠો. તેણે અયોધ્યાના નવાબ સાદતખાંના દીકરા સફદરજંગને વજીર બનાવ્યો. એના વખતમાં **રોહીલા** લોક ચઢી આવ્યા, તેનો બંદોબસ્ત સફદરજંગ કરી શક્યો નાહ તેથી તેણે મરાઠાની મદદ લીધી. તેના બદલામાં તેમને ઉત્તરની ચોથ ઉઘરાવવાની રજા આપી. ઇ. સ. ૧૭૫૨.

એવામાં દુર્રાની બીજી વાર ચડી આવ્યો, પાદશાહે તેની સાથે લડાઇ ન કરતાં પંજાબ પ્રાંત આપી પાછો વાળ્યો. આ વાત સફદરજંગને ન ગમ્યાથી તે અયોધ્યા જતો રહ્યો, અને અયોધ્યા તથા અલાહાબાદ પ્રાંતો કબજે કરી સ્વતંત્ર થયો; આથી પાદશાહે દક્ષિણના સુબા અસોફજાંના દીકરા ગ્યાસુદ્દીનને વજીરાત આપી, પણ પાદશાહને અને તેને ન બનવાથી તેણે પાદશાહને મારી તેના કાકા આલમગીર બીજાને પાદશાહ ઠરાવ્યો. ઇ. સ ૧૭૫૪.

**આલમગીરઃ**—( ૧૭૫૪–૧૭૫૯–૫ ) આ પાદશાહ માત્ર નામનોજ હતો, સઘળી સત્તા ગ્યાસુદ્દીન વજીરના હાથમાં હતી, તેણે અવિચારથી પંજાબ તથા મુલતાન પ્રાંત દુર્રાની પાસેથી જીતી લીધો. આથી દુર્રાની ત્રીજી વાર હિંદુસ્તાન પર ચડી આવ્યો, અને દિલ્હી લૂટી લઇ મથુરાનાં પવિત્ર દહેરાં લૂટી લીધાં, હજારો માણસોને ગુલામ બનાવી લઇ ગયો, સેંકડોને મારી નાખ્યાં; વિગેરે બાબતનો ત્રાસ વર્તાવી પાછો ગયો; પાછા જતી વખતે તેણે પંજાબમાં પોતાના તરફથી **નજીબુદ્દૌલા** નામનો સુબો મૂકયો.

**અબ્દલ્લીની ચોથી સવારી**:—અબદલ્લી ગયા પછી ગ્યાસુદ્દીને મરાઠાની મદદ લઇ પંજાબ પ્રાંત ફરીથી જીતી લીધો, આ વખતે મરાઠાઓએ આખું હિંદ તાબે કર્યું હતું, અને તેઓ અબ્દ-

દલીને હરાવી હિંદમાં ફરીથી હિંદુ રાજ્ય સ્થાપવા તૈયારી કરતા હતા, પણ એવામાં અબ્દલ્લીએ પાણીપતના મેદાનમાં તેમનો કેવી રીતે નાશ કર્યો તે વાત આગળ આવશે આ લડાઇ પહેલાં લગભગ બે વર્ષે એટલે ઇ. સ. ૧૭૫૯ માં ગ્યાસુદ્દીને પાદશાહને મારી નાખ્યો હતો

**શાહઆલમઃ**—( ૧૭૫૯–૧૮૦૬–૪૭ ) અબ્દલ્લીએ જતી વખતે શાહઆલમને ગાદી આપી, પણ તે માત્ર નામનોજ પાદશાહ હતો, કેમકે આ વખતે અયોધ્યા અને અલાહાબાદ પ્રાંતો અયોધ્યાનો નવાબ સુજાઉદ્દોલા; રોહીલખંડ દુર્રાનીનો સરદાર નજીબુદ્દોલા; બંગાળા ત્યાંનો નવાબ; દક્ષિણનો ભાગ નિઝામ; કર્ણાટક ત્યાંનો નવાબ; ગુજરાત, માળવા, બુંદેલખંડ, ઓરીઆ વિગેરે મરાઠા; સિંધ ત્યાંના અમીરો, અને પંજાબ, કાબુલ તથા કંદહાર અબ્દલ્લી-પચાવી પડ્યા હતા, તેથી માત્ર દિલ્હી તથા આગ્રાજ દિલ્હીની પાદશાહત નીચે હતા, તે પણ મરાઠા વારંવાર લૂટી જતા. આવી પડતી સ્થિતિમાં બિચારા પાદશાહ **શાહઆલમને** નજીબુદ્દોલાના પૌત્ર ગુલામ કાદરે આંખો ફોડી આંધળો કર્યો. અને પોતાના કબજામાં લીધો; તેની પાસેથી સિંધિઆએ છોડાવ્યો, સિંધિઆ પાસેથી જનરલ લેક છોડાવી પેન્શન બંધાવી આપ્યું; એ પ્રમાણે હેરાન થઇ તે ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો.

**અકબરઃ**—તે ઇ. સ. ૧૮૦૬ થી ૧૮૩૭ સુધી માત્ર નામનોજ પાદશાહ રહ્યો. તેની પાસે કાંઇ રાજ્ય ન હતું, માત્ર અંગ્રેજો જે આપતા તે પર ગુજરાન ચલાવતો.

**મહંમદ બહાદુરશાહઃ**—અકબર પછી તેનો દીકરો મહંમદ બહાદુરશાહ નામનો પાદશાહ કહેવાયો. તે ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં સામેલ થવાથી સરકારે તેને રંગુનમાં કેદ કર્યો; ત્યાં તે ઇ. સ ૧૮૬૨ માં મરણ પામ્યો. તેની સાથે મોગલાઇનો પણ અંત આવ્યો.

**મોગલાઇ રાજ્યનું પુનરાવલોકનઃ**—મોગલોના કુલ ૧૫ પાદશાહો થયા, તેમાં પહેલા ૬ સારા હતા, તેમાંના **અકબર** તથા **શાહજહાંએ** પોતાની રૈયતને સુખી કરવા માટે બહુજ ધ્યાન આપ્યું હતું. શાહજહાંના વખતમાં પ્રજા સંપૂર્ણ સુખી હતી; પણ તે પછી **ઓરંગજેબે** હિંદુઓ સાથે વેર બાંધ્યું. તેથી જો કે ઓરંગજેબના વખતમાં એ રાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું હતું તોપણ તેની પછી **મોગલાઇની તુરતજ પડતી થઇ.** ને દક્ષિણની મરાઠી સત્તાએ તેને તોડી પાડી તોપણ હિંદુસ્તાનના કોઇપણ પહાણ વંશ કરતાં મોગલ રાજ્ય વધારે મુદત ટકયું હતુ.

**મોગલાઇની પડતીનાં કારણોઃ**—મોગલ રાજ્યની પડતી ઓરંગજેબના વખતથીજ શરૂ થઇ; ઓરંગજેબે મોગલ રાજ્ય વધાર્યું ખરૂં, પણ હિંદુઓને શત્રુ બનાવવાની એની અંધ રાજનીતિથી એનાજ સમયમાં પડતીનાં બીજ રોપાયાં. એ મોગલાઇની પડતીનું મુખ્ય કારણ બન્યું.

(૨) ઓરંગજેબ પછીના બધા પાદશાહો બુદ્ધિહીન અને નિર્માલ્ય હતા; મતલબ કે પડતા રાજ્યને ટકાવી રાખવાની તેઓમાં શક્તિ અથવા હુશિયારી ન હતી.

(૩) મરેઠાઓ તથા શીખોનું વધતું જતું બળ, અને ધાર્મિક ભાવના.

(૪) મોગલ સરદારોની બેવફાઇ તથા લોભ અને તેમનો એક બીજા સાથેનો અંદર અંદરનો કુસંપ તથા લડાઇ.

(૫) નાદીરશાહની ચડાઇ તથા અહમદશાહ અબ્દલીનું વારંવારનું ચડી આવવું, એ વિગેરે કારણો હતાં.

## મોગલાઇના વખતમાં થએલાં નવાં રાજ્યો.

(૧) **નિઝામ**—સને ૧૭૧૬ માં જ્યારે દિલ્હીની ગાદીપર ફરોખશીર પાદશાહ હતો, તે વખતે નિઝામને દક્ષિણની સુબાગીરી પર મોકલ્યો હતો; એ વખતમાં સૈયદ હુસેન તથા સૈયદ અબ્દુલ્લા એ

એ ભાઇઓ પાદશાહ બનાવનાર વજીર હતા, તેમણે ફરોખશીઅરને મારી નાખ્યો, અને તેની પછી બીજા બે પાદશાહોને ગાદીએ બેસાડ્યા, પણ તેમને તેઓએ તુરતજ મારી નાખી બહાદુરશાહના પૌત્ર મહંમદશાહને ગાદીએ બેસાડ્યો, તે તેઓથી પોતાનો છૂટકારો ઇચ્છતો હતો, તેથી નિઝામની મદદ લઇ તેણે તે બંનેનો ઘાત કરાવ્યો. આ વખતે નિઝામ સ્વતંત્રપણે દક્ષિણમાં રાજ્ય કરવા લાગ્યો; ત્યારથી અદ્યાપિ પર્યંત **હૈદ્રાબાદમાં** તેના વંશજો રાજ્ય કરે છે.

**(૨) અયોધ્યાનું રાજ્યઃ**—નિઝામ સાથે સૈયદ ભાઇઓનું કાસળ કાઢવામા અયોધ્યાનો નવાબ **સાદતખાં** પણ મદદમાં હતો, તેણે પણ તેજ વખતથી અયોધ્યામાં સ્વતંત્રપણે રાજ્ય કરવા માંડ્યું. એના વંશજો ઇ. સ. ૧૮૫૬ સુધી અયોધ્યાની ગાદી પર હતા. ત્યાર પછી અંગ્રેજોએ તે રાજ્ય પોતાની સત્તામાં લીધું.

**(૩) બંગાળાનું રાજ્યઃ**—ઔરંગઝેબના મરણ પછી બંગાળાના નવાબ **મુર્શિદકુલીનખાને** બંગાળામાં પોતાનુ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું; એ વંશમાં છેલ્લો નવાબ **સિરાજદૌલા** થયો, તેની પાસેથી અંગ્રેજોએ તે રાજ્ય જીતી લીધું.

**(૪) રોહીલખંડનું રાજ્યઃ**—કેટલાક અફગાન સરદારો અયોધ્યા અને હિમાલય પર્વતની વચ્ચેના પ્રદેશમાં વસેલા, તેઓએ નબળા મુગલ પાદશાહોના વખતમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ રોહીલા લોકોનું રાજ્ય હાલ **રામપુરમાં** છે.

**(૫) શીખ રાજ્યઃ**—હિંદના વાયવ્ય કોણનો મૂલક શીખોએ કબજે કરી શીખ રાજ્ય સ્થાપ્યું, તે રાજ્યમાં **રણજીતસિંહ** જોરાવર રાજા થઇ ગયો; એ રાજ્ય આગળ જતાં અંગ્રેજોએ જીતી લીધું.

**(૬) રજપૂત રાજ્યઃ**—રજપૂતસ્થાનમાં જુદાં જુદાં રાજ્યો હતાં, તેઓએ પોતપોતાના મૂલકમાં મોગલાઇની પડતીના વખતમા વધારો કર્યો હતો.

(૭) **મરેઠી રાજ્યોઃ**—પુના, સતારા, વડોદરા, ઇંદોર, ગ્વાલીઅર, નાગપુર વિગેરે ઠેકાણે ઔરંગઝેબના મરણ પછી મોગલાઇની પડતીના વખતમાં મરાઠી રાજ્ય વધારી જુદી જુદી શાખાઓનાં જુદાં જુદાં રાજ્યો સ્થપાયાં. આ રાજ્ય આ વખતે હિંદુસ્તાનમાં સર્વોપરી હતું.

આ સિવાય દક્ષિણમાં મ્હૈસુર, ત્રાવણકોર વિગેરે ઠેકાણે સ્વતંત્ર મુસલમાની રાજ્યોં સ્થપાયાં હતાં.



## પ્રકરણ ૯ મું.

## મરેઠી રાજ્ય.



### શિવાજી.

**મહારાષ્ટ્રના મુખ્ય રાજ્યની હકીકતઃ**—મહારાષ્ટ્રમાં પ્રથમ ચાલુક્યોનું રાજ્ય હતું, તે પછી દેવગિરિમાં જાદવોનું રાજ્ય થયું, એ રાજ્ય **અલાઉદ્દીન** ખીલજીના વખતમાં ખંડીયું બની ગયું, આગળ જતાં એ રાજ્ય દિલ્હીની પાદશાહતમાં જોડાઇ ગયું, તે પછી ઇ. સ. ૧૩૪૭માં જાફરખાં હસનગંગુએ **બ્રાહ્મણી** રાજ્ય સ્થાપ્યું. ત્યારે મહારાષ્ટ્ર તે રાજ્યના તાબામાં આવ્યો. આગળ જતાં એ રાજ્યના ભાગો પડી જતાં મહારાષ્ટ્ર **અહમદનગર** અને **વિજાપુરનાં** રાજ્યોમાં વહેંચાઇ ગયો. આ પ્રમાણે મહારાષ્ટ્રમાં ઘણો વખત મુસલમાની રાજ્ય થયું, તો પણ ત્યાં જુના કુળના નાના નાના જાગીરદારો રહ્યા હતા; તેમાં એક ભોંસલે કુળનો **માલોજી** કરીને મરેઠો જાગીરદાર હતો, તેને **શાહજી** નામે દીકરો હતો. એ શાહજીને ત્યાં **શિવાજી** નામે પ્રતાપી અને બહાદુર પુત્રનો જન્મ થયો, તેણે મહારાષ્ટ્રમાં ફરીને હિંદુ રાજ્યની સ્થાપના કરી.

**શિવાજીનો જન્મ તથા કેળવણીઃ**—શિવાજીનો જન્મ ઇ. સ. ૧૬૨૭ માં શિવનેરાના કિલ્લામા થયો હતો, તેની મા જીજીબાઇ,

તેના કેળવણી આપનાર ગુરૂ દાદાજી કોંડદેવ, તથા તેના ધર્મ ગુરૂ રામદાસ સ્વામી એ ત્રણેએ મળી, શિવાજીને સાક્ષર ન બનાવતાં વીરરસવાળી કથાઓ કહી તથા સમજાવી એક જબરો લડવૈયો, તથા આર્યત્વનો અભિમાની બનાવ્યો, અને તેને તે માટે બંદુક ફોડતાં, તરવાર વાપરતાં, ભાલો મારતાં, તીર ફેંકતાં વિગેરે શિખવ્યું.

**શિવાજીનો ઉદય**:—આ પ્રમાણે વીરરસવાળી કેળવણી શિવાજીને મળવાથી તેને હિંદમાં **હિંદુ રાજ્ય** ફેલાવવાનો વિચાર આવ્યો. આ માટે પ્રથમ તેણે પહાડી લોકોનું લશ્કર એકઠું કર્યું. અને તેમની મદદથી તેણે પ્રથમ લૂંટનો ધંધો શરૂ કર્યો; આ લૂંટમાંથી શિવાજી તેમને અર્ધ ભાગ આપતો, તેથી તેમને પગાર આપવાની જરૂર પડતી નહિ, એટલુંજ નહિ પણ જ્યારે તેઓને તે બોલાવતો, ત્યારે તેઓ ખુશીથી પોતાનો ખેતીનો ધંધો પડતો મૂકી લૂંટની લાલચે તેની સાથે જતાઃ આ પ્રમાણે મરેઠી રાજ્ય સ્થાપનાર વીર પુરૂષે પ્રથમ લૂંટનો ધંધો આરંભ્યો, અને પુષ્કળ ધન એકઠું કર્યું. પછી તેણે મુલકો જીતવાનું કામ શરૂ કર્યું.

**શિવાજી મુલક મેળવે છે**:—પ્રથમ તેણે **તોરણાનો** પહાડી કિલ્લો જીતી લીધો, પછી **રાયગઢનો** કિલ્લો જીતી લઇ તે સમરાવી મજબુત બનાવ્યો, અને ત્યાં પોતાનો ખજાનો ભરવા માંડ્યો. હવે તેણે વિજાપુરના રાજ્યનો મૂલક જીતવા માંડ્યો. તેથી ત્યાંના સુલતાને પોતાના સરદાર **અફજલખાનને** મોટું લશ્કર આપી શિવાજી સામા મોકલ્યો. આ સરદાર સાથે બળથી લડી જીતી શકાય તેમ ન હોવાથી તેણે કળથી કામ લીધું. ને તે માટે તેણે પ્રથમ સલાહનું કહેણુ મોકલ્યું, ને **પ્રતાપના ગઢના** ડુંગરી કિલ્લામાં તેની એકાંત મુલાકાત લેવાનું ઠરાવ્યું. એ વખતે શિવાજીએ વાઘના પંજાથી તેને મારી નાખ્યો. ઇ. સ. ૧૬૫૯.

આ પ્રમાણે જીત થયાથી શિવાજી જોર પર આવ્યો, અને હવે તેણે વિજાપુરના મૂલક સાથે મોગલાઇ મૂલક પણ લૂંટવો શરૂ કરી

દીધો; આથી ઓરંગજેબે પોતાના મામા **સાહિસ્તખાનને** એક મોટા લશ્કર સાથે મોકલ્યો, પણ શિવાજીએ પુનામાં તેના પર અણધાર્યો છાપો મારી તેને ઘાયલ કરી નસાડી મૂકયો. ઇ. સ. ૧૬૬૨.

**સુરતની લૂંટ:**—આ પછી ઇ. સ. ૧૬૬૪ માં શિવાજી સુરત પર ચડી આવ્યો. આ વખતે સુરત પશ્ચિમ હિંદમાં મોટું બંદર હતું. અને તે આજના મુંબઈ જેવું પ્રખ્યાત હતું. ત્યાં જુદા જુદા દેશના વેપારીઓ આજના મુંબઇની માફક વેપાર કરવા આવતા. શિવાજીએ આ શહેર લૂંટી લીધું. તેમાં તેને પુષ્કળ ધન મળ્યું.

**શિવાજી રાજા થાય છે:**—એવામાં તેનો બાપ મરણ પામ્યો, તેથી તેણે પોતાને **રાયગઢમાં** રાજ્યાભિષેક કરાવી મરાઠી રાજ્યની ગાદી સ્થાપી. ઇ.સ. ૧૬૬૪.


શિવાજી.

**શિવાજીનું કેદ પકડાવું:**—આ પ્રમાણે મરાઠી રાજ્ય સ્થાપન થયા પછી તે દિવસે દિવસે વધતું જતું હોવાથી પાદશાહને ભય પેઠું, તેથી તેને પ્રથમ જોધપુરના રાજા જસવતસિંહને તેની સામે લડવાને મોકલ્યો. પણ તે અંદરખાનેથી હિંદુઓની ચડતી અને મુસલમાનોની પડતી ઇચ્છતો હતો; આથી ઓરંગજેબે તેને ખસેડી તેની જગાએ જયસિંહને મોકલ્યો. શિવાજી સમગ વર્તી તાબે ગયો, અને જયસિંહની સલાહથી તથા બાંહેધરીથી તેની સાથે શિવાજી તથા તેનો દીકરો અને પાદશાહ પાસે દિલ્હી ગયા; પાદશાહે તેમને દગાથી કેદ કર્યા, પણ શિવાજી ઓરંગજેબથી કપટમાં ઉતરે તેવો ન હતો, તેથી તેણે નાસી જવા માટે એક યુક્તિ શોધી કહાડી, અને જયસિંહે તેમાં છુપી રીતે મદદ કરી. શિવાજી તથા તેનો દી-

કરે। માંદા છે, એવો ઢોંગ કરી તેણે મિઠાઇના ટોપલા ભરી ભિ રીઓને વહેંચવા માંડ્યા: ઘણી મુદ્દત સુધી આ ટોપલાઓ ઔરંગઝેબ તપાસ રખાવતો પણ છેવટે એ તપાસ ઓછી બાપ દીકરો બંને ટોપલામાં બેસી નાસી ગયા. અને દક્ષિણમાં ચ બમણા જોરથી કિલ્લાઓ જીતવાનું કામ ચલાવ્યું. ઇ. સ. ૧૬

**બીજા મુલકો જીતવા:**—આ પછી તેણે ઇ. સ. ૧૬૭૨ સુરત બીજી વાર લૂટ્યું; ઇ. સ. ૧૬૭૪ માં તેણે પોતાની સોનાથી કરાવી તેનું દાન કર્યું. ઇ. સ. ૧૬૭૬ સુધીમાં તેણે ર્ણાટક સુધીનો મૂલક જીતી લીધો, અને ત્યાં પોતાના ભાઇ વ્યંક તંજાવરમાં સુબો નીમ્યો. શિવાજી ઇ. સ. ૧૬૮૦ માં મરણ પા

**શિવાજીના ગુણ:**—શિવાજી બહાદુર, ચતુર અને યુદ્ધકળા હુશિયાર હતો. તેણે મૂલકો જીતવામાં યુક્તિ પ્રયુક્તિઓ ઘણી હતી, તે સ્વભાવે ક્રૂર ન હતો, તાબે થએલ શત્રુ તરફ દયા બ તો, પ્રધાનો પસંદ કરવામાં બહુ ચાલાક હતો.

**રાજનીતિ:**--શિવાજીએ ડહાપણથી રાજ્ય ચલાવી મરાઠ જ્યનો પાયો એવો તો મજબુત નાખ્યો કે, તેની પછીના ન રાજાઓના વખતમાં પણ એ રાજ્ય ટકી રહ્યું. અને ઔરં જેવા બળવાન શત્રુ સામે મરાઠી બળ ટક્કર લઇ શક્યું. એણે લાવેલ રાજનીતિના કેટલાક નિયમો નીચે મુજબ હતા.

(૧) શિવાજી આઠ પ્રધાનોની એક કાઉન્સીલ નીમી તે સંમતિ પ્રમાણે રાજ્યનો વહીવટ કરતો.

(૨) રાજ્યની મોટી જગાઓ વંશપરંપરા આપતો નહિ, લાયક માણસો ખોળીને તેઓને આપતો.

(૩) લશ્કરી કે મુલ્કી અમલદારોને જાગીરો આપવાનો રિ કહાડી નાખી પગાર આપતો.

(૪) રેવન્યુ ઉપજ જમીનદારો મારફત વસુલ નહિ કરત તાના અમલદારો મારફત વસુલ કરવાનો રિવાજ રાખ્યો હતે



# પ્રકરણ ૧૦ મું.

## શંભાજી.

**શંભાજી**:--(૧૬૮૦--૧૬૮૯--૯) શિવાજી પછી તેનો મોટો દીકરો **શંભાજી** ગાદીએ બેઠો; તે બહાદુર પણ મૂર્ખ હતો. કલુષા નામના દારૂડીઆ અને વિષયી બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડી તેણે રાજ્યપર ધ્યાન આપ્યું નહિ, આથી રાજ્યની ખરાબી થઈ. ઇ. સ. ૧૬૮૧માં ઓરંગઝેબ દક્ષિણમાં રાજ્યો જીતવા આવ્યો હતો, અને વિજાપુર તથા ગોવળકોંડાનાં રાજ્યો જીતી લીધાં હતાં, આથી તે બંને રાજ્યનું લશ્કર શંભાજીને આવી મળ્યું હતું. પણ તે તેનો લાભ લઇ શક્યો નહિ, ઉલટો તેણે સઘળો વખત કલુષા સાથે મોજમજાહમાં તથા દારૂ પીવામાં ગુમાવ્યો. એ અરસામાં પાદશાહના સરદાર **તુકારબખાને** તેને સંગમેશ્વરમાં પકડી લીધો; પાદશાહે તેને મુસલમાન થવાને કહ્યું, ત્યારે તેણે કહ્યું, કે "તારી શાહજાદી પરણાવે તો થાઉ" એ સાથે પેગંબરને પણ તેણે કેટલીક ગાળો દીધી; આથી ઓરંગઝેબે તેનો નિર્દયપણે ઘાત કરાવ્યો. તે પછી તેની સ્ત્રી તથા છોકરો પણ પકડાયાં, પાદશાહે તેમને કેદ કર્યાં. ઇ. સ. ૧૬૮૯.

**રાજારામ**;--(૧૬૮૯-૧૭૦૦=૧૧) શંભાજી મરાયાથી મરાઠા નરમ પડશે, એમ પાદશાહે ધાર્યું પણ તે ધારણા તેની ખોટી પડી, કારણ કે મરાઠામાં શિવાજી મહારાજે હિંદુપણાનું તથા મ્લેચ્છ તિરસ્કારનું જે અભિમાન ઉપજાવ્યું હતું તે હજુ સુધી ટકી રહ્યું હતું. આથી સઘળાઓએ એકઠા થઇ શંભાજીના ભાઈ **રાજારામને** ગાદીએ બેસાડયો, ને મોગલો સામા શિવાજી મહારાજની પદ્ધતિ પ્રમાણે લડાઇ ચાલુ રાખી. ઓરંગઝેબ તથા તેના સરદારોને થકવવા માંડયા. આ વખતના મોગલ સિપાઇઓ તથા સરદારો પ્રથમના જેવા ચંચળ ન હતા, તેઓ આળસુ અને તે સાથે લાંચીઆ હતા, આથી

મરાઠાઓ તેમને લાંચ આપી છૂટી જતા. આ લાંચ મરાઠાઓ મોગલાઇ કિલ્લાઓ લૂટી તે લૂટમાંથી આપતા. આ લડાઇ વખતે મરાઠાઓ રાજારામને જીંજીના કિલ્લામાં મૂકી આવ્યા હતા; આ વાત પાદશાહના જાણવામાં આવતાં તેણે શાહજાદા કામબક્ષ તથા જુલ્ફીકારખાં નામના બહાદુર સરદારને મોકલ્યા, જુલ્ફીકારખાંએ તે કિલ્લો લીધો, પણ રાજારામને લાંચ લઇ નાસી જવા દીધો. આ પછી રાજારામે જીંજીથી સતારે આવી ત્યાં ગાદી કરી, ને દક્ષિણના કેટલાક મૂલકમાં ચોથ ઉઘરાવી. તે ઇ. સ. ૧૭૦૦માં મરણ પામ્યો.

**શિવાજી બીજો**:—(૧૭૦૦—૧૭૦૮-૮) રાજારામના મરણ પછી તેનો મોટો દીકરો **શિવાજી** ગાદીએ બેઠો, પણ તે નાનો હોવાથી તેની મા તારાબાઇ રાજ્ય કારભાર ચલાવતી. તે બાઇ પણ બહાદુર હતી, અને મરાઠાઓને હિંમત આપી મોગલો સામે ઉશ્કેરતી હતી. આ પ્રમાણે મોગલ અને મરાઠા વચ્ચે ઘણાં યુદ્ધો થયાં, તેમ કોઇ વખત મરાઠાની તો કોઇ વખત મોગલોની હાર થતી, અં ઔરંગઝેબ ઘડપણને લઇને થાકી ગયો, અને નિરાશ થઇ પાછો હ અહમદનગર ગયો, ત્યાં તે ઇ. સ. ૧૭૦૭ માં મરણ પામ્યો; પછી તેના દીકરા આઝમે શંભાજીના દીકરા શિવાજી ( શાહુ ) પોતાને રાજ્ય અપાવવામાં લશ્કરી મદદ કરે એવી શરતે છોડી મૂક્યો ઇ. સ. ૧૭૦૮.

**મરાઠી રાજ્યના ભાગો**:—શિવાજી (શાહુ)નું નામ મોગલે "શાહુ" રાખેલ હતું. કારણ કે તે શિવાજી મહારાજની પેઠે ન ગયો ન હતો, તેણે દક્ષિણમાં આવી મરાઠી રાજ્ય માટે દાવો ક પણ તારાબાઇએ તે રાજારામનો ખરો પુત્રજ નથી, એમ કહી રા આપ્યું નહિ. પરંતુ સરદારો તેના પક્ષમાં ભળવાથી રાજ્યના બે પડ્યા, તેથી શાહુ સતારામાં રાજ્ય કરવા લાગ્યો. અને તારા કોલ્હાપુરમાં જઇ રાજ્ય કરવા લાગી.

**શાહુ**:—( ૧૭૦૮--૧૭૪૮--૪૦ ) તે સ્વભાવે ઉદાર અને બધા ધર્મ તરફ સમાન વૃત્તિવાળો હતો, તો પણ હિંદુ ધર્મને વિશેષ ચાહતો અને બ્રાહ્મણોને બહુ માન આપતો. આ સાથે મોગલ દરબારમાં ઉછરેલ હોવાથી તેનામાં કેટલાક અવગુણો દાખલ થઇ ગયા હતા. તે બહુજ મોજીલો, અને આળસુ થઇ ગયો હતો. શિકારનો બહુજ શોખીન હતો, અને તેને કામ કરવું બિલકુલ ગમતું નહિ; મતલબ કે લડવૈયા મરાઠા પર રાજ્ય કરવાને બિલકુલ નાલાયક હતો.

આ પ્રમાણે આળસુપણાને લઇને તેણે તેના રાજ્યનો સઘળો કારભાર તેના મુખ્ય પ્રધાન (પેશ્વા) **બાલાજી વિશ્વનાથને** સોંપી દીધો હતો; તે પ્રથમ તો તલાટી હતો, પણ ત્યાંથી પોતાની લાયકાત વડે વધીને પેશ્વા બન્યો હતો; તેણે મરાઠી રાજ્ય મજબુત કરવાને બહુ મહેનત કરી હતી. તે ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યાથી તેનો દીકરો **બાજીરાવ** પેશ્વા થયો; તે ઇ. સ. ૧૭૪૦ માં મરણ પામ્યાથી તેનો મોટો દીકરો **બાલાજી બાજીરાવ** પેશ્વા થયો; તે પછી શાહુ રાજા ઇ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો.

**રામરાજા**:—( ૧૭૪૮–૧૭૭૮–૩૦ ) શાહુ રાજા અપુત્ર મરણ પામવાથી પેશ્વા બાલાજીએ રાજારામના પુત્ર શિવાજીના દીકરા રામરાજાને ગાદીએ બેસાડયો; શાહુના મોજશોખથી તેના મરણ પછી પેશ્વાઓ રાજ્યના ધણીરણી થઇ પડયા હતા, તેથી પેશ્વાની તાબેદારીમાંથી છૂટવાને રામરાજાએ બીજા મરાઠા સરદારોને પોતાના પક્ષમાં લઇ પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ન ફાવવાથી સતારા અને તેની આસપાસનો કેટલોક મૂલક લઇ તે છૂટો થયો, જેથી બાકીના મૂલકના રાજા પેશ્વા થયા; માત્ર મરાઠા રાજાઓની સત્તા નવા પેશ્વા ગાદી પર બેસે ત્યારે પાઘડી બંધાવવામાંજ રહી, રામરાજા ઇ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યો.

**શાહુ બીજો**:—( ૧૭૭૮—૧૮૧૮—૪૦ ) રામરાજાને પુત્ર

ન હોવાથી ભોંસલે કુળના **શાહુ** નામના છોકરાને દત્તક લીધો, તેણે ગાદી પર આવ્યા પછી પેશ્વાથી છૂટા થવાને બહુ **મહેનત** કીધી; પણ પેશ્વાએ તેને પુનામાં કેદ કર્યો; ત્યાં તે ઇ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યો.

આ પછી ઇ. સ. ૧૮૧૮ માં સરકારે જ્યારે પેશ્વાનો મૂલક ખાલસા કર્યો, ત્યારે શાહુના દીકરા **બાલા સાહેબને** સરકારે પેશ્વાના **મૂલકમાંથી** સતારા અને તેની આસપાસનો થોડો મૂલક આપી સતારાની ગાદીએ બેસાડ્યો, પણ તેના પર ઇ. સ. ૧૮૩૭ માં ફિતુરનું તહોમત આવ્યું, તેથી તેને ઉઠાડી તેના ભાઇ **આપા સાહેબને** સરકારે ગાદી આપી, તે ઇ. સ. ૧૮૪૮ માં અપુત્ર મરણ પામ્યો, તેથી સરકારે તે રાજ્ય ખાલસા કર્યું ઇ. સ. ૧૮૪૯. એ પ્રમાણે મરેઠી રાજ્યની મોટી શાખાનો અંત આવ્યો, ને નાની શાખાવાળો કોલ્હાપુરમાં અદ્યાપિ રાજ્ય કરે છે.

## પ્રકરણ ૧૧ મું.

### પેશ્વા વંશ.

**બાલાજી વિશ્વનાથઃ**—( ૧૭૧૪–૧૭૨૦–૬ ) શિવાજી મહારાજે પોતાના રાજ્યમાં જુદા જુદા ખાતાના ૮ પ્રધાનો નીમ્યા હતા, તેમાં **પેશ્વા** સૌનો ઉપરી અથવા મુખ્ય પ્રધાન હતો. ઇ. સ. ૧૭૦૮ સુધી એટલે શાહુ ગાદીપર આવ્યો ત્યાં સુધી રાજાઓ પોતાની મરજી આવે તેને પેશ્વાની જગો આપી શકતા, પણ શાહુ રાજા મોજમજામાં પડ્યો તેથી પેશ્વાનું જોર વધ્યું, ને તેઓએ પેશ્વાઇ વંશપરંપરાની કરી.

ઇ. સ. ૧૭૧૪ માં શાહુ રાજાના વખતમાં **બાલાજી વિશ્વનાથ** પેશ્વા તરીકે નીમાયો, તે પાછળ કહ્યા મુજબ પ્રથમ તળાટી હતો, ત્યાંથી વધતાં વધતાં પોતાની લાયકાત અને હોશિયારી વડે

પેશ્વા (મુખ્ય પ્રધાન) બન્યો. તે પછી તેણે પોતાનું બળ જમાવવા પોતાની જાતના ઘણા બ્રાહ્મણો મરાઠી રાજ્યમાં નોકર રાખ્યા, કારણ મરેઠા ભણેલા ન હતા, તેથી તેઓને ભણેલની જરૂર હતી.

આ પ્રમાણે પોતાની જાતની મજબુતી કરી, મરાઠી રાજ્યનો મુલક વધારવા તરફ તેણે પોતાની નજર ફેરવી, આ વખતે દિલ્હીમાં **ફરોખશીર** પાદશાહ હતો, તે ઘણોજ નબળો હોવાથી બાલાજી આ કામમાં ફતેહ પામ્યો.

તે સૈયદ ભાઇઓના બોલાવ્યાથી એક મોટા લશ્કર સાથે દિલ્હી ગયો. ત્યાં પાદશાહે મરાઠાને દક્ષિણની ચોથ ઉઘરાવવાનો તથા પુના અને સતારાના રાજા તરીકેનો હક આપ્યો. ઇ. સ. ૧૭૧૮.

બાલાજીના વખતમાં મરાઠી સૈન્યનો ઉપરી (સેનાપતિ) **ખંડેરાવ** દાભાડે હતો. અને તેના નીચે દામાજીરાવ ગાયકવાડ કરીને એક બહાદુર સરદાર હતો. તેની નોકરીથી ખુશી થઇ દાભાડેએ તેને સારી નોકરી આપવાની બાલાજીને ભલામણ કરી, બાલાજીએ શાહુ રાજાને ભલામણ કરવાથી તેને (દામાજીને) સેનાપતિથી ઉતરતા દરજાની **સેના ખાસ ખેલની** જગો આપી; તથા **સમશેર બહાદુર**નો ઇલ્કાબ આપ્યો; તે પરથી આજે પણ ગાયકવાડના રાજાઓને **સેના ખાસ ખેલ સમશેર બહાદુર**નો ખિતાબ જોડાય છે. બાલાજી ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો.

**બાજીરાવ:**—(૧૭૨૦–૧૭૪૦ ૨૦). બાલાજીને બે દીકરા હતા, (૧) બાજીરાવ, (૨) ચીમનાજી. તેમાંથી મોટો બાજીરાવ પેશ્વા થયો, તે બહુ બહાદુર અને હુશિયાર હતો, તેણે મરાઠી રાજ્ય વધારવા માટે બહુ મહેનત કરી.

પ્રથમ તેણે યુક્તિથી માળવા તથા ગુજરાત પ્રાંત ધીમે ધીમે જીત્યા, તથા દક્ષિણમાં ચોથ ઉઘરાવવા માંડી; આ વાત દક્ષિણના સુબા નિઝામઉલ્મુલ્કને ગમી નહિ, તેથી તેણે બાજીરાવ સામા

મરાઠાની બીજી કોલ્હાપુરવાળી શાખાને ઉશ્કેરી, પણ બાજીરાવે તેને હરાવી તથા જુદી સ્વતંત્રતા બક્ષી શાંત પાડી.

આ પછી નિઝામે ફરીને બાજીરાવ સામે મરાઠાઓને ઉશ્કેર્યા અને પોતે મદદ કરવાનું કહ્યું; મરેઠાનો આગેવાન ખંડેરાવનો દીકરો **ત્ર્યંબકરાવ** હતો. બાજીરાવે તેને નિઝામની મદદ મળતાં પહેલાં **ડભોઈ** આગળ હરાવીને માર્યો, અને મરાઠાને શાંત પાડવા ત્રંબકરાવના દીકરાને સેનાપતિ નીમી નાનો હોવાથી દામાજીના ભત્રીજા પિલાજીને તેનો રક્ષક ઠરાવ્યો, તથા તેને ગુજરાતમાં સુબો નીમી ગુજરાતમાં ચોથ ઉઘરાવવાની રજા આપી. બીજો આગેવાન રાઘોજી ભોંસલે હતો, તેને વરાડની ચોથ ઉઘરાવવાની રજા આપી શાંત પાડ્યો. એ પ્રમાણે દરેક સરદારોને સતારાથી દૂરના જુદા જુદા મુલકોમાં ચોથ ઉઘરાવવાની રજા આપી શાંત પાડ્યા.

આ પ્રમાણે મરાઠાઓનો માંહોમાંહેનો કુસુંપ કહાડી નાંખી બાજીરાવે ઉત્તર હિંદમાં સવારી કરી. આ વખતે પાદશાહે ફરીને નિઝામની મદદ માગી, નિઝામ લશ્કર લઇ લડવા આવ્યો, પણ તેની ભોપાળ આગળ હાર થવાથી તેણે પાદશાહની વતી માળવાનો કેટલોક ભાગ તથા નર્મદા અને ચંબલ વચ્ચેનો મૂલક તથા ૫૦ લાખ રૂપીઆ આપવા કરી **શિરંજી** આગળ સલાહ કરી. ઇ. સ. ૧૭૩૮. આ ઠરાવ મંજુર કરાવવાને નિઝામ બાજીરાવને લઇ પાદશાહ પાસે ગયો, પણ એટલામાં નાદીરશાહ દિલ્હી પર ચડી આવવાથી ઉપરના કરાર બાજીરાવના મરણ પર્યંત મંજુર થયા નહિ.

ભોપાળની જીત પછી બાજીરાવ દક્ષિણમાં ગયો, તેવામાં **ચીમનાજીએ** પોર્ટુગીઝો પાસેથી સાષ્ટિ, વસાઇ વિગેરે જીતી લીધાં, તથા રાઘોજી ભોંસલેએ કટક સુધાનો મૂલક જીતી લીધો. આ પ્રમાણે બાજીરાવે મરાઠી સત્તામાં પુષ્કળ વધારો કર્યો. તે ઇ. સ. ૧૭૪૦ માં મરણ પામ્યો.

**બાજીરાવના ગુણ:**—બાજીરાવ ભણેલો, મહાન્ બુદ્ધિશાળી, સાદો અને વહેમ વિનાનો હતો; વળી તે બહાદુર અને ચતુર હતો. તેણે મરાઠી રાજ્યની હદ વધારી, અને પાસેનાં રાજ્યો સાથે સલાહ કરી, તેણે પૂરતી મુશ્કેલીમાં પણ આવા મોટા મરાઠી રાજ્યનું બરાબર રીતે રાજ્યતંત્ર ચલાવ્યું, એ તેની હુશિયારી અને ચતુરાઇ બતાવે છે. તેનો વિચાર મુખ્યત્વે કરીને મરાઠી રાજ્યને હિંદુસ્તાનમાં સૌથી શ્રેષ્ઠ બનાવવાનો હતો, એ પ્રમાણે એ કરી શક્યો. મતલબ કે મરાઠામાં જેવો શિવાજી બળવાન અને હુશિયાર થયો, તેવોજ બ્રાહ્મણોમાં બાજીરાવ થયો.

એણે સારા માણસોની કદર કરીને તેમને નિષ્પક્ષપાતપણે લાયકાત પ્રમાણે ચડાવ્યા હતા, એટલુંજ નહિ, પણ તેમને મોટી મોટી જાગીરો આપી હતી, અને દક્ષિણના અમુક ભાગમાં ચોથ ઉઘરાવવાનો હક પણ અપાવ્યો હતો, જેથી એના મરણ વખતે કેટલાક સરદારો રાજ્યકર્તા થયા હતા; તેના બદલામાં તે સરદારો પોતપોતાનાં લશ્કર લઇ પેશ્વાની મદદે આવતા.

એના મરણ વખતે ૬ મરાઠી સરદારો રાજ્યકર્તા થયા હતા:— (૧) **મલ્હારરાવ હોલ્કર** ઇંદોરમાં, (૨) **જયાપા સિંધિયા** ગ્વાલીઅરમાં (૩) **રાઘોજી ભોંસલે** વરાડમાં, (૪) **દામાજી ગાયકવાડ** ગુજરાતમાં, (૫) **આણંદરાવ પવાર** ધારમાં, અને (૬) **ફતેસિંહ ભોંસલે** અક્કલકોટમાં રાજ્યકર્તા થયા હતા.

**બાલાજી:**—( ૧૭૪૦—૧૭૬૧—૨૧ ) બાજીરાવને બે દીકરા હતા. (૧) બાલાજી, (૨) રઘુનાથરાવ. તેમાં મોટો બાલાજી પેશ્વા થયો. તેને પેશ્વાઇ ન મળે એટલા માટે મરાઠા સરદારોએ મહેનત કરી, પણ બાલાજીએ યુક્તિથી તે બધાનું કાંઇ ચાલવા દીધું નહિ. પરંતુ તેથી બાલાજી અને મરાઠી સરદાર રાઘોજી વચ્ચે અણબનાવ થયો.

હવે બાલાજીએ દક્ષિણના મૂલકોમાં સમાધાન કરીને બાજીરાવ

સાથે ભોપાળ મૂકામે નિઝામે કરેલા કરાર મંજુર કરાવવાને ઉત્તર હિંદમાં સવારી કરી; પાદશાહે તે કરાર મંજુર રાખ્યા. તેવામાં ઇ. સ. ૧૭૪૨ માં રાઘોજી ભોંસલેએ બંગાળા ઉપર સવારી કરી તેથી ત્યાંના સુબા અલિવર્દીખાને તેનાથી ડરી જઇ પાદશાહની મદદ માગી. પાદશાહે તેને મદદ કરવાને બાલાજીને કહ્યું. તેણે બંગાળે જઇ રાઘોજીને નસાડી મૂક્યો, ને પછી પોતે સતારે ગયો, એવામાં શાહુરાજા મરણ પામ્યો. ઇ. સ. ૧૭૪૮. એટલે વળી પાછા મરાઠા બ્રાહ્મણોની સત્તા સામા થયા. એ વિરૂધ્ધ પક્ષમાં મુખ્ય આગેવાન રાઘોજી ભોંસલે હતો, તેથી બાલાજીએ તેને શાંત પાડવાને બંગાળા તથા બહાર પ્રાંતની ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી મેળવી લીધો. આથી રાઘોજીએ ખુશી થઇ કટક તથા બાલાસોર પ્રાંતો જીતી લીધા.

આ પ્રમાણે વિરૂધ્ધ પક્ષનું બળ નબળું પાડી બાલાજીએ પોતાની ગાદી પુનામાં કરી, અને સતારાના રાજાથી સ્વતંત્ર થયો, ઇ. સ. ૧૭૫૧.

**નિઝામ સાથે લડાઈ:**—આ પ્રમાણે મરેઠા અને પેશ્વાની માંહેમાંહેની તકરારનો લાભ લઇ નિઝામ પુનાપર ઇ. સ. ૧૭૫૨ માં ચડી આવ્યો, પણ એવામાં રાઘોજી ભોંસલે હૈદ્રાબાદપર ચડયો. તેથી નિઝામ પાછો ગયો.

**પેશ્વાઇનો વધારો:**—(૧) રાઘોજી ભોંસલેએ નિઝામનો કેટલોક મુલક જીત્યો; (૨) હોલ્કરે બુંદેલખંડ જીત્યું; (૩) પેશ્વાએ મ્હૈસુર તથા કર્ણાટકપર ચડાઇ કરી તે બંને રાજ્યો પાસેથી ખંડણી લીધી; (૪) નિઝામના રાજ્ય પર એક મોટું લશ્કર પેશ્વાએ સદાશિવરાવની સરદારી નીચે મોકલી તેને ઉદગીર આગળ હરાવ્યો. ઇ. સ. ૧૭૬૦. ને તેની સાથે સલાહ કરી તેની પાસેથી દોલતાબાદ, આશીરગઢ, વીજાપુર અને ઓરંગાબાદ લીધાં. (૫) આ વખતે અંગ્રેજોનાં કલકત્તા અને તેની આસપાસ થાણાં તથા વખારો હતી, તે

બધાં કેટલીક વખત મરાઠા લૂટી જતા, આથી અંગ્રેજોએ ડરીને કલકત્તા અને તેની આસપાસ ખાઇ ખોદાવી હતી, આ ખાઇ હજુ પણ મરાઠી ખાડીને નામે ઓળખાય છે. આ પ્રમાણે ઇ. સ. ૧૭૫૧ થી ૧૭૬૦ સુધીમાં મરાઠી રાજ્યમાં ખૂબ વધારો કરી બાજીરાવનું ભવિષ્ય ખરૂં પાડી આખા હિંદુસ્તાનમાં મરાઠી રાજ્યનો ઝુંડો રોપ્યો.

**પાણીપતની લડાઇ:**—અહમદશાહ અબ્દલીએ દિલ્હીના પાદશાહને હરાવી ઇ. સ. ૧૭૫૨ માં પંજાબ પ્રાંત મેળવ્યો હતો, તેના બંદોબસ્ત માટે ત્યાં સુબો મૂકીને તે અફઘાનિસ્તાન ગયો. પાછળથી પાદશાહના વઝીર ગ્યાસુદ્દીને તે પ્રાંત જીતી લીધો; તેથી અબ્દલ્લી ફરી દિલ્હીપર ચડી આવ્યો, અને પંજાબ પ્રાંત પાછો મેળવ્યો. ઇ. સ. ૧૭૫૬.

આ પછી ગ્યાસુદ્દીને રઘુનાથરાવ (રાઘોબા) ની મદદ મેળવી, તેથી રાઘોબા પંજાબપર ચડયો, અને લાહોર જીતી આખો પ્રાંત તાબે કર્યો. ઇ. સ. ૧૭૫૮. અબ્દલ્લી આથી બહુ ક્રોધે ભરાયો, અને એક જબરા લશ્કર સાથે પાણીપતના મેદાનમાં મહાન ખુનખાર લડાઇ કરી મરેઠાઓનો નાશ કર્યો. ઇ. સ. ૧૭૬૧.

આ મોટી લડાઇ હિંદુ અને મુસલમાન વચ્ચેની લડાઇ છે એમ બંને પ્રજા માનતી હતી, હિંદુઓ માનતા હતા કે મુસલમાનોને આ દેશમાંથી હાંકી કહાડી હિંદુ રાજ્ય સ્થાપવું અને મુસલમાનો પણ હિંદુઓને હરાવવાથી મુસલમાની રાજ્ય હિંદમાં ટકી રહેશે એવી બંને પક્ષની માન્યતા હતી, તેથી મરાઠા પક્ષમાં રજપૂતો, પિંઢારા, જાટ, હોલ્કર, સિંધિઆ, ગાયકવાડ અને મોટું મરાઠી લશ્કર હતુ, અને મુસલમાનોના પક્ષમાં રોહિલાં, અયોધ્યાનો નવાબ, નિઝામ તથા અબ્દલ્લીનું મોટું અને જોરાવર લશ્કર હતું. મરેઠા પાસે ૨,૫૦,૦૦૦ લશ્કર હતું, અને અબ્દલ્લી પાસે ૯૦૦૦૦ લશ્કર હતું. પણ મરાઠાનું લશ્કર ઘણે ભાગે લૂંટારાનું બનેલું હતું, અને અહમદશાહનું લશ્કર કેળવાયેલું હતું.

મરાઠા લશ્કરના આગેવાનોનો વિચાર શિવાજીની પદ્ધતિ પ્રમાણે લડાઇ કરવાનો હતો, પણ ઉદગીરની લડાઇમાં જય પામેલ સદાશિવરાવ કે જે મરાઠી સૈન્યમાં મૂખ્ય સેનાપતિ હતો, તેને આ વાત પસંદ ન પડવાથી તેણે અહમદશાહના લશ્કર પર હલ્લો કરવાનો હુકમ આપ્યો; મરાઠાઓએ પ્રથમ તો બહાદુરી બતાવી, પણ પાછળથી તેઓ અબ્દલ્લીના જોરાવર લશ્કર આગળ ટકી શકયા નહિ, તેથી હોલ્કર પ્રથમથીજ નાસી ગયો, અને સિંધિઆ પણ તુરતજ નાઠો, અને લશ્કરે પણ નાસવા માંડયું; સદાશિવરાવે પોતાના લશ્કરને ભેગું કરવા ઘણો પ્રયત્ન કર્યો, અને લડાઇ ચાલુ કરી, પરંતુ આખરે પેશ્વાનો મોટો દીકરો વિશ્વાસરાવ, સદાશિવરાવ તથા મોટા મોટા મરાઠાના સરદારો મરાયા, તથા બીજા હજારો મરાઠા માર્યા ગયા અને મરાઠાની મોટી હાર થઇ, આ મોટી હારથી મહારાષ્ટ્રમાં ઘેરેઘેર રડારોળ થઇ રહી.

**પાણીપતની લડાઇથી થએલી અસરઃ**—આ હારથી મરાઠાઓને ઘણોજ ધક્કો લાગ્યો, તેમની મહત્વતા હિંદુસ્તાનમાંથી ઘટી ગઇ, અને મરાઠી પ્રજાનું એકસંપી બળ તૂટી ગયું, અને હંમેશને માટે મરાઠી રાજ્યની આશાઓ નાશ પામી.

**બાલાજીનું મરણ અને ગુણોઃ**—પેશ્વા બાલાજીને પાણીપતની લડાઇથી જબરો ધક્કો લાગ્યો, તે લડાઇ પછી થોડા માસમાં મરણ પામ્યો. ઇ. . ૧૭૬૧. તે ભલો અને માયાળુ હતો, પણ વહેમી અને મોજશોખી તથા વિષયી હતો.

**માધવરાવઃ**—( ૧૭૬૧–૧૭૭૨–૧૧ ). બાલાજીના મરણ સમયે તેના બે દીકરા હયાત હતા. (૧) માધવરાવ, (૨) નારાયણરાવ. તેમાંથી મોટો માધવરાવ પેશ્વા થયો, એ વખતે તેની ઉંમર ફક્ત ૧૭ વર્ષની હતી, તેથી તેનો કાકો રાઘોબા રાજ્યનો કારભાર ચલાવતો, પણ જુવાન પેશ્વા તેના કાકાના તાબામાં રહેવા ઇચ્છતો ન હતો. તેથી ૨૧ વર્ષની ઉમરે માધવરાવે રાજ્યનો કબજો લીધો. તેણે મરાઠી સત્તાને ફરીને સજીવન કરી.

**મરેઠાની ફરીથી પૂર્ણ કળાઃ**—માધવરાવે પ્રથમ મ્હૈસુરના સુલતાન હૈદરઅલ્લી પર ચડાઇ કરી તેને હરાવ્યો, અને તેની પાસેથી કેટલોક મૂલક તથા ૩૨ લાખ રૂપિઆ ખંડણી લેવા ઠરાવ્યા. પણ તે તેણે ન આપ્યાથી માધવરાવે ફરીથી તેના પર ચડાઇ કરી. અને **ચીર-કુલ્લીના** રણમાં તેને ઇ. સ. ૧૭૭૧ માં હરાવ્યો, અને શ્રીરંગપટ્ટણનો ઘેરો ઘાલી પોતાને ફાવતી શરતો હૈદર પાસે કરાવી લીધી. તે પહેલાં ઇ. સ. ૧૭૬૯ માં માધવરાવે પોતાના સેનાપતિને ઉત્તર હિંદુસ્તાનમાં મોકલી રજપૂતસ્થાનના રાજાઓ પાસેથી તથા જાટ રાજાઓ પાસેથી ચોથ ઉઘરાવી.

ઇ. સ. ૧૭૭૧ માં સિંધિઆએ રોહીલખંડ લૂટી ઉજ્જડ કર્યો, તથા દિલ્હીનો કબજો લીધો, અને ત્યાંનો પાદશાહ શાહઆલમ બીજો અંગ્રેજના રક્ષણ હેઠળ હતો, તેને છોડાવ્યો. તેના બદલામાં મોગલ પાદશાહ તરફથી ઘણો સારો બદલો મળ્યો.

**માધવરાવના સરદારોઃ**—માધવરાવના વખતમાં **રામશાસ્ત્રી** કરીને તેના ગુરૂ હતા, જેઓ બહુજ ડાહ્યા અને વિદ્વાન હતા. એ સિવાય ત્ર્યંબકમામા, હરિપંત ફડકે, મુખ્ય સરદારો હતા; તથા સખા-રામ બાપુ, અને નાના ફડનવીસ રાજ્યકાર્યમાં કુશળ હતા.

**માધવરાવનું મરણ અને તેના ગુણોઃ**—માધવરાવ ૨૮ વર્ષની નાની વયમાં મરણ પામ્યો, તેનું બાળ મરણ મરાઠી સત્તાને પાણીપતની હાર જેટલુંજ દુઃખદાયક થયું, તે બહુ બહાદુર અને ડાહ્યો હતો. જો તે વધારે જીવ્યો હોત તો પેશ્વાઇને ફરીથી સજીવન કરી શકયો હોત. તેણે પોતાની પ્રજાનું કલ્યાણ કરવા તરફ હંમેશાં લક્ષ રાખ્યું હતું, જો કે તે જુવાન હતો, તો પણ તેણે છેવટ સુધી પોતાના આખા રાજ્યમાં જે જે મુશ્કેલીઓ આવતી તે બધી શાંતિથી પાર પાડી હતી. તે દરેક તરફ હંમેશાં સમાન દ્રષ્ટિ રાખતો.

**નારાયણરાવઃ**—(૧૭૭૨–૧૭૭૩–૧) માધવરાવ અપુત્ર મરણ પામવાથી તેનો નાનો ભાઇ **નારાયણરાવ** ગાદીએ બેઠો, તે વખતો

તેની ઉમર ફક્ત ૧૮ વર્ષની હતી. તેથી તેનો કાકો રાઘોબા કારભાર કરતો, તેણે તેની સ્ત્રી આનંદીબાઇની શીખવણીથી રાજ્ય લેવા માટે નારાયણરાવને મારી નંખાવ્યો. ઇ. સ. ૧૭૭૩.

**રાઘોબાઃ**—(૧૭૭૩-૧૭૭૫-૨) નારાયણરાવ પછી તેનો કાકો રાઘોબા પેશ્વા થયો, તે હૈદર અને નિઝામ સાથે લડાઇઓ લડી જીત મેળવતો હતો, એવામાં નારાયણરાવની સ્ત્રીને એક પુત્ર અવતર્યો તેનું નામ માધવરાવ આપીને તેને ગાદીએ બેસાડી રાજ્ય ચલાવનાર એક મંડળી ઠરાવી. એ મંડળીમાં સખારામ બાપુ, હરિપંત ફડકે અને નાનાફડનવીસ મુખ્ય હતા. રાઘોબાએ પાછા આવ્યા પછી ગાદી મેળવવા બહુ મહેનત કરી, પણ આખી મરાઠી પ્રજા તેની વિરૂદ્ધ હોવાથી તે નાસીને સુરત ગયો, અને તેથી મરાઠી પહેલો વિગ્રહ થયો.

**માધવરાવ નારાયણઃ**—( ૧૭૭૫-૧૭૯૫-૨૦ ) માધવરાવ નારાયણના વખતમાં પહેલ વહેલી અંગ્રેજો સાથે મરાઠાઓને લડાઇ થઇ. તેના રાજ્ય પછી મરાઠી વંશની તુરતજ પડતી આવી. તેના વખતમાં મુખ્ય ૪ બનાવ બન્યા. ( ૧ ) પહેલો મરાઠા વિગ્રહ, ( ૨ ) મહાદજી સિંધિઆની મહત્વતા. ( ૩ ) ટીપુ સાથે લડાઇ. ( ૪ ) કુર્દલાની લડાઈ.

**પહેલો મરાઠી વિગ્રહઃ**—(૧૭૭૫-૧૭૮૨) કારણઃ—નારાયણરાવની સ્ત્રીને એક પુત્ર અવતર્યો. તેનું નામ માધવરાવ નારાયણ આપીને નાના ફડનવીસની આગેવાની નીચે રાજ્ય ચલાવનારી મંડળીએ તેને ગાદીએ બેસાડયો, અને નાની ઉમરને લઇને રાજ્ય ચલાવનારી એક મંડળી ઠરાવી. રાઘોબાને આથી જણાયું કે મંડળીના મેમ્બરો નાના ફડનવીસ, સખારામ બાપુ, અને હરિપંત ફડકે તેનાથી વિરૂદ્ધ છે. તેથી તેને રાજ્ય મળી શકશે નહિ, છેવટે મંડળીના આગેવાનોએ રાઘોબા સામે એક લશ્કર મોકલ્યું, પણ રાઘોબાએ તેને હરાવ્યું, આ પછી તેણે રાજ્યનો કબજો લેવા પુને જવું જોઇતુ

હતું, પણ તેમ ન કરતાં તે સુરત ગયો, અને મુંબઇ સરકાર સાથે સુરતની સંધી કરી ઇ. સ. ૧૭૭૫.

**સુરતની સંધીઃ**—(૧૭૭૫) આ સંધીથી રાઘોબાએ અંગ્રેજને સાષ્ટી, વસાઇ અને ગુજરાતનો કેટલોક મૂલક આપવો: અને લડાઇનું ખર્ચ આપવું, તેના બદલામાં અંગ્રેજોએ રાઘોબાને ગાદીએ બેસાડવો.

આ પ્રમાણે સંધી થયા પછી મુંબઇ સરકારે કલકત્તાના ગવર્નર જનરલને લખ્યું, તેણે તે સંધી નામંજુર કરી અને **પુરંદર** મુકામે પેશ્વાના કારભારી મંડળ સાથે બીજી સંધી કરી.

**પુરંદરની સંધીઃ**—(૧૭૭૬) સાષ્ટી બેટ અંગ્રેજને આપવો અને અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો.

આ પ્રમાણે બંને સંધીઓમાં મતભેદ પાવાથી તે બંને વિલાયતમાં કંપનીના ડીરેકટરો આગળ મૂકવામાં આવી, ડીરેકટરોએ સુરતની સંધી મંજુર રાખી. અને રાઘોબાને મદદ કરવા ગવર્નર જનરલને લખ્યું. આ વખતે નાનાફડનવીસે ફ્રેંચ નયકો રાખી પોતાના લશ્કરને કવાયત શિખવવા માંડી. આથી ગવર્નર જનરલને લડાઇનું કારણ મળ્યું, અને તેથી તેણે રાઘોબાનો પક્ષ લઇ મરાઠા સાથે લડાઇ આરંભી, અને એક લશ્કર કલકતેથી મુંબઇ સરકારની મદદે મોકલ્યું, પણ તે પહોંચ્યા પહેલાં મુંબઇ સરકારે લશ્કર મોકલી લડાઇ જાહેર કરી હતી, તે લશ્કરને સિંધિઆએ સજ્જડ હાર ખવરાવી. આથી **વડગામ** મુકામે સંધી થઇ. ઇ સ. ૧૭૭૯.

**વડગામની સંધીઃ**—(૧૭૭૯) અંગ્રેજોએ લીધેલો મૂલક પાછો આપવો, ભરૂચ સિંધિઆને આપવું, બંગાળેથી આવતું લશ્કર પાછું વાળવું, આ શરતો અમલમાં લાવવાને બે અધિકારીઓ બાંહેધરીમાં આપવા.

**લડાઇની ફરી શરૂઆત**—ઉપરની સંધિ કંપનીના ડિરેકટરોને પસંદ પડી નહિ, તેથી તેઓએ એ સલાહ કરવાનો તે અમલદારોને હક નહતો, એમ કહી નામંજુર કરી, તેમને બરતરફ કર્યા,

અને લડાઈ શરૂ કરી. કર્નલ ગાડર્ડે અમદાવાદ અને વસાઇ જીત્યાં, કેપ્ટન પોફામે ગ્વાલીઅર જીત્યું. અને કર્નલ કર્નાકે સિંધિઆને માળવામાં હરાવ્યો. આ પછી સિંધિઆ નરમ પડ્યો, અને સાલબાઇ મુકામે સલાહ થઇ; ઇ. સ. ૧૭૮૨.

**સાલબાઇની સંધિઃ**—(૧૭૮૨) (૧) સાષ્ટિ અંગ્રેજને આપવું, (૨) ભરૂચ સિંધિઆને આપવું. (૩) રાઘોબાને વાર્ષિક ત્રણ લાખ રૂપીઆનું પેન્શન આપવું, (૪) મરાઠા રાજ્યમાંથી અંગ્રેજ અને પોર્ટુગીઝ પ્રજા સિવાય બીજી પ્રજાને રજા આપવી, (૫) હૈદરે અંગ્રેજ તથા આર્કાટના નવાબનો જીતેલો મૂલક પાછો આપવા માટે હૈદર સાથેની લડાઇમાં મરાઠાઓએ અંગ્રેજને મદદ કરવી

**રાઘોબાઃ**—સ્ત્રી મતથી ચાલનારો અને બુદ્ધિહીન તથા રાજ્યલોભી હતો, જો કે તે બહાદુર હતો, પણ રાજ્યલોભી હોવાથી તેણે મરાઠી રાજ્યમાં ખટપટ વધારી નબળું બનાવી દીધું તથા પંજાબ પર સવારી કરી પાણીપતની લડાઇની ઉત્પતિ કરી. તે ઇ. સ. ૧૭૮૩ માં મરણ પામ્યો.

**મહાદજી સિંધિઆઃ**—માધવરાવ નારાયણના વખતમાં મહાદજી સિંધિઆનું માન તથા સત્તા વધ્યાં હતાં; તેનો મુખ્ય વિચાર મરેઠી રાજ્યને તથા પોતાને પેશ્વાથી સ્વતંત્ર કરવાનો હતો. તે ઇ. સ. ૧૭૯૪ માં મરણ પામ્યો.

**ટીપુ સાથે લડાઈઃ**—ઇ. સ. ૧૭૮૪ માં મરાઠાઓએ ટીપુ સાથે લડાઇ આરંભી અને તેને હરાવી તેની પાસેથી કેટલોક મૂલક તથા ખંડણી પેટે ૪૫ લાખ રૂપીઆ લીધા. ઇ. સ. ૧૭૮૭ તે પછી ઇ. સ. ૧૭૯૦ માં ફરીવાર અંગ્રેજ સાથે મળી ટીપુ સાથે લડાઇ આરંભી, અને ટીપુના રાજ્યનો કેટલોક ભાગ મરાઠી રાજ્ય સાથે જોડી દીધો.

**કુર્દલાની લડાઇઃ**—(૧૭૯૫) ઉદગીરની લડાઇમાં કબુલ કરેલી ખંડણી નિઝામે આપી નહોતી, તેથી પેશ્વાએ તેની સાથે લડાઇ

આરંભી. આ વખતે નાના ફડનવીસના બોલાવ્યાથી બધા મરાઠી સરદારો પેશ્વાઇ વાવટા નીચે પોતપોતાનાં લશ્કર લઇ આવ્યા હતા, તેમણે નિઝામને સખત હાર ખવરાવી; તેથી નિઝામે મરાઠાને ત્રણ કરોડ રૂપીઆ તથા કેટલોક મૂલક આપી સંધી કરી. મરાઠાનો આ છેલ્લોજ જય હતો, તથા સઘળા મરાઠી સરદારો પેશ્વાઇ વાવટા નીચે આ છેલ્લીજ વખત એકસંપથી આવ્યા હતા. આ પ્રમાણે મરાઠાએ દિલ્હીથી તુંગભદ્રા સુધીના મૂલકનું ઉપરીપણું મેળવ્યું.

**માધવરાવ નારાયણનું મરણઃ**—( ૧૭૯૫ ) પેશ્વા માધવરાવ નારાયણને તેના પિતરાઇ રાઘોબાના દીકરા બાજીરાવ સાથે બહુ મીત્રાચારી હતી; છતાં નાનાએ બાજીરાવને કેદ કર્યો, અને તે બંને વચ્ચે મિત્રાચારી કરવા અટકાયત કરી, આથી પેશ્વા ઘણોજ દુઃખી થયો, તેની અસર તેના મનપર થતાં તે માંદો પડ્યો, અને બાર દિવસ માંદગી ભોગવી મરણ પામ્યો. ઇ. સ. ૧૭૯૫.

**માધવરાવ બીજાના ગુણઃ**—માધવરાવ નારાયણ જુસ્સાવાળો અને ઉદાર હતો, પણ તે બુદ્ધિહીન હતો.

**બાજીરાવ બીજોઃ**—(૧૭૯૬–૧૮૧૮–૨૨) માધવરાવ નારાયણને પુત્ર ન હોવાથી રાઘોબાનો દીકરો બાજીરાવ ગાદી પર બેઠો. તે છેલ્લો પેશ્વા હતો. કારણ કે તેની પછી તેનો બધો મુલક અંગ્રેજી રાજ્ય સાથે મેળવી દેવામાં આવ્યો, તે સાથે મુખ્ય મુખ્ય મરેઠા સરદારો પણ અંગ્રેજના આશ્રય નીચે આવી ગયા; આ વખતે નાનાફડનવીસ મુખ્ય કારભારી હતો. પણ પાછળથી તેને કેદ કરી દોલતરાવનો સસરો કારભારી થયો. નાનો ઇ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો; ખરેખરી રીતે મરાઠી સત્તાને ગબડાવી નાખવામાં તેનું રાજ્ય કારણભૂત થયું.

**નાના ફડનવીસઃ**—પેશ્વાના દરબારમાં **નાના ફડનવીસ** એક ઘણોજ રાજદ્વારી પુરૂષ હતો. ઇ. સ. ૧૭૭૪માં તે રાઘોબાને ગાદી મળવાની વિરૂદ્ધ અને માધવરાવ નારાયણને ગાદી આપવાની તરફેણના મંડળનો આગેવાન હતો. તેણે ઇ. સ. ૧૭૭૬ માં કલકત્તાની સરકાર સાથે પુરંધર મુકામે સંધિ કરી; પણ તે પછી તરતજ તેણે પેશ્વાના દરબારમાં ફ્રેંચ એલચીને રાખ્યો, આથી ગવર્નર જનરલ **વોરન હેસ્ટિંગ્સે** મરાઠી મંડળ સાથે લડાઇ આરંભી. આ લડાઇ મરાઠી ૧ લો વિગ્રહ ગણાયો. જેનો



નાના ફડનવીસ.

સાલબાઇની સંધિથી અંત આવ્યો; તે પછી ઇ. સ. ૧૭૯૫ માં મરાઠાની કુર્દલાની લડાઇમાં જીત થઇ. તેથી નાનાફડનવીસના સત્તા વધી, પણ રાઘોબાના દીકરાઓ તરફ તેણે કેટલાક વરસો સુધી સખ્તાઇ વાપરી, તેથી તેના પરથી મરાઠાઓની પ્રીતિ ઓછી થઇ. પેશ્વાના રાજ્યમાં તેની અદેખાઇ કરનાર **મહાદજી** સિંધિઆ મુખ્યત્વે કરીને હતો. કારણ તે પોતાના રાજ્યને પેશ્વાના રાજ્યથી સ્વતંત્ર કરવા માગતો હતો. જ્યારે નાના ફડનવીસ પેશ્વાની તાબેદારી નીચે બધા મરાઠી રાજ્યો એકસંપી રાખવા ઇચ્છતો હતો. તે ઇ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો. તે પછી તરતજ પેશ્વાઇ રાજ્યની પડતી થઇ; તેને માટે પુનાના રેસિડન્ટે લખેલું છે કે "મરેઠી રાજ્યનું બધું ડહાપણ અને હુશિયારી તેની સાથેજ નાશ પામ્યાં;" તે જો કે અંગ્રેજને માન આપતો હતો અને બહુજ હુશિયાર માનતો હતો, પણ રાજ્ય પ્રકરણી બાબતથી તેમનાથી તે બહુજ ડરતો રહેતો, તેથી તેણે અંગ્રેજી સહાયકારી સૈન્ય પુનામાં તેના જીવતાં સુધી રાખ્યું નહિ; તેનું હૃદય

મરાઠી રાજ્યના ભાગ પડવાથી બહુજ ડંખતું હતું. અને તેથી તે બધાં એકત્ર રાખવા માટે તેણે બહુજ મહેનત કરી. તેની ખાનગી રીતભાતમાં તે સત્યવાદી, માયાળુ અને ધર્મિષ્ટ હતો.

**વસાઇની સંધિઃ**—(૧૮૦૨) ઇ. સ. ૧૮૦૦ માં નાના ફડનવીસ મરણ પામ્યો. એટલે મરાઠી રાજ્યની પડતીના સમયની શરૂઆત થઇ અને તુરતજ મરાઠા સરદારોના બે ભાગ પડયા; તેમાં જસવંતરાવ હોલ્કર તથા દોલતરાવ સિંધીઆ લડી મુઆ. જસવંતરાવે ઉજ્જન લૂટયું. જ્યારે દોલતરાવ ઇંદોર લૂટવા ગયો, તેમાં બાજીરાવે નાણાં તથા લશ્કરની મદદ આપી; આથી જસવંતરાવ પુના ઉપર ચડયો, ને બંનેને હરાવ્યા, ઇ. સ. ૧૮૦૧. અને પુના કબજે કર્યું. આથી બાજીરાવ નાસીને વસાઇ ગયો, અને ત્યાં અંગ્રેજ સાથે સંધિ કરી. ઇ. સ. ૧૮૦૨.

**વસાઇની સંધિઃ**-(૧) પેશ્વાઇ મૂલકમાં અંગ્રેજી લશ્કર રાખવું. (૨) લડાઇના ખર્ચ બદલ ૨૬ લાખની ઉપજનો મૂલક આપવો. (૩) પેશ્વાએ અંગ્રેજ પ્રજાને નુકસાન કરે એવી કોઇપણ યુરોપીઅન પ્રજાને નોકરીમાં રાખવી નહિ. (૪) નિઝામ અને ગાયકવાડનાં વાંધા અંગ્રેજ મારફત પતાવવા. (૫) પેશ્વાએ અંગ્રેજના વફાદાર રહેવું. (૬) આ બધાના બદલામાં અંગ્રેજોએ પેશ્વાનું તેના શત્રુઓથી રક્ષણ કરવું.

આ પ્રમાણે સંધિ થયા પછી પેશ્વાને અંગ્રેજોએ ગાદીએ બેસાડયો, પણ તેથી પેશ્વા અંગ્રેજોનો તાબેદાર બની ગયો. તે તેના બીજા સરદારો ભોંસલે તથા સિંધિઆને ન ગમવાથી મરાઠી બીજો વિગ્રહ થયો, અને તેથી કરીને મરાઠા સરદારો હંમેશને માટે છૂટા પડી ગયા અને સદાને માટે અંગ્રેજના તાબેદાર થઇ ગયા.

**બીજો મરાઠા વિગ્રહઃ**-(૧૮૦૨-૧૮૦૩) **લડાઇનું કારણઃ**- દોલતરાવ સિંધિઆ અને જસવંતરાવ હોલ્કર વચ્ચે લડાઇ થઇ, પેશ્વા સિંધિઆના પક્ષમાં ભળ્યો. આથી જસવંતરાવ તે બંનેની સાથે

લડવા ચાલ્યો, અને તેઓને પુના આગળ હરાવ્યા. ઇ. સ. ૧૮૦૧ તેથી પેશ્વા નાસીને વસાઈ ગયો, જ્યાં તેણે અંગ્રેજો સાથે વસાઇની સંધી કરી. ઇ. સ. ૧૮૦૨. પણ સિંધિઆ અને ભોંસલે અંગ્રેજને ધિક્કારતા હતા. તેથી તેઓએ તે સંધિ નાકબુલ કરી. આથી કરીને બીજો મરાઠા વિગ્રહ થયો. હોલ્કરે આ લડાઇમાં બીલકુલ ભાગ લીધો નહિ કારણ તેની સ્પર્ધા કરનાર સિંધિઆની અંગ્રેજોથી હાર થાય તેમાં તે ખુશી હતો; છતાં પણ તે અંગ્રેજોને તો ધિક્કારતોજ હતો.

**લડાઇની બાબત**:--આ વખતે લોર્ડ વેલેસ્લી ગવર્નર જનરલ હતો. તેણે મરાઠા સાથે લડવાને ચોમેરથી તૈયારીઓ કરી, મોટાં મોટાં લશ્કરો, અલ્હાબાદ, કાનપુર, ગુજરાત, અહમદનગર અને ગોદાવરી તથા તુંગભદ્રાને કાંઠે ગોઠવાયાં. અને તે બધાના મુખ્ય સેનાપતિ તરીકે જનરલ વેલેસ્લી; જનરલ લેઇક, વિગેરેને નીમ્યા. જનરલ **વેલેસ્લી** સીધો દક્ષિણમાં ગયો. તેણે એકદમ જઇ પેશ્વાને ગાદીએ બેસાડ્યો, અને હોલ્કરને નસાડ્યો. તે પછી જનરલ વેલેસ્લીએ સિંધિઆ અને ભોંસલેને અહમદનગર તથા અસાઇ આગળ હરાવ્યા. અને ભોંસલેને આર્ગામ આગળ હરાવ્યો. ઇ. સ. ૧૮૦૩. આથી બુરાનપુર, આસીરગઢ તથા ગ્વાલીઅર અંગ્રેજના તાબામાં આવ્યાં, આથી કરીને **દેગામ** આગળ ભોંસલેએ અંગ્રેજો સાથે સંધી કરી. ઇ. સ. ૧૮૦૩. **જનરલ લેઇક** કાનપુર થઇને આગળ ચાલ્યો. અને તેણે અલીગઢ તથા આગ્રા જીત્યાં, તથા **લાસ્વારી** આગળ સિંધિઆને સજ્જડ હાર ખવરાવી; તથા સિંધિઆના તાબાના ચાંપાનેર અને ભરૂચ જીતી લીધાં, વળી બુંદેલખંડમાં અંગ્રેજી સૈન્ય ફરી વળ્યું, અને તેથી સિંધિઆએ પણ **સિરંજીઅંજે** ગામ આગળ સલાહ કરી. ઇ. સ. ૧૮૦૩. જો કે આ વખતે સિંધિઆનું લશ્કર **ડી બોઇન** નામના ફ્રેંચ સરદાર નીચે કવાયતી બનેલું હતું, તોપણ બ્રિટીશ રાજ્યને તાબે થવાની જરૂર પડી.

**દેગામનું તહ**:—(૧) અંગ્રેજને કટક તથા બાલાસોર પ્રાંત

આપવા અને નિઝામને વર્ધાની પશ્ચિમનો મૂલક આપવો; (૨) નિઝામ સાથેના તથા બીજા દેશી રાજ્યો સાથેના વાંધા અંગ્રેજ મારફત પતાવવા; (૩) અંગ્રેજ સરકારની રજા સિવાય બીજી કોઇ પણ યુરોપીઅન પ્રજાને નોકર રાખવી નહિ, (૪) નાગપુરમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવો. આ પ્રમાણે ભોંસલે સાથે સલાહ થઇ.

**સિરંજીઅંજેનું તહ**:—ગંગા અને જમના વચ્ચેનો મુલક તથા ભરૂચ અંગ્રેજને, અહમદનગર પેશ્વાને, અને એંજિન ગામથી ગોદાવરી સુધીનો મુલક નિઝામને આપવો, (૨) અંગ્રેજની પરવાનગી સિવાય બીજી કોઇ પણ યુરોપી પ્રજાને નોકર રાખવી નહિ, (૩) ગ્વાલીઅરમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવો, (૪) નિઝામ, પેશ્વા અને ગાયકવાડનાં વાંધા અંગ્રેજ મારફત પતાવવા.

બીજા મરાઠા વિગ્રહથી હિંદુસ્તાનમાં અંગ્રેજને માટે મોટી જીત થઇ, તેમને ઘણો મુલક મળ્યો, તથા પંજાબ સિવાય આખા હિંદુસ્તાનનો મુલક તેમની સત્તા નીચે આવ્યો; અને રજપુસ્તાનના બધા રાજાઓએ પણ તેમની તાબેદારી સ્વીકારી, તેમની સાથે સલાહ કરી.

**ત્રીજો મરાઠા વિગ્રહ**:—(૧૮૦૪–૧૮૦૫). જસવંતરાવ હોલ્કર પાસે ૮૦૦૦૦ નું કવાયતી લશ્કર હતું, તેથી તેણે અંગ્રેજની તાબેદારી કબુલ કરી અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવાની પદ્ધતિ સ્વીકારી નહિ એટલુંજ નહિ, પણ રજપુતસ્થાનના રાજાઓ જેઓએ સહાયકારી સૈન્ય રાખી અંગ્રેજ સરકારનો આશ્રય લીધો હતો, તેઓના મુલકમાં જઇ લુંટફાટ કરવા માંડી; આ વખતે ગવર્નર જનરલ **લોર્ડ વેલેસ્લી** હતો, તેણે તેમ નહિ કરવાને અને પોતાના મૂલકમાં પાછા જવાનું હોલ્કરને લખ્યું, પણ તેણે તે પ્રમાણે માન્યું નહિ તેથી લડાઇ થઇ.

**બાબત**:—જનરલ લેઇક રજપુતાનામાં પેઠો, અને હોલ્કરને પાછા જવાની ફરજ પાડી, કર્નલ **મોન્સુન** ચંબલ ઓળંગીને હોલ્કરના મૂલકમાં પ્રવેશ કરવા જતો હતો, પણ હોલ્કરના લશ્કરે તેને

હરાવ્યો, તેનું ઘણું લશ્કર નાશ પામ્યું, અને તે મહા મુશ્કેલીથી બચ્યો; હવે **ભરતપુરનો** રાજા હોલ્કરની સાથે મળ્યો, સિંધીઆ પણ સીરંજી-અંજેગામની સલાહ તોડી તેને મદદ કરવા લાગ્યો. તે પછી હોલ્કર મથુરા પર તથા દિલ્હી પર ચડ્યો; પણ તેમાં તેની હાર થઈ. એવામાં જનરલ લેઇક તેને ફરીને **ફરૂકાબાદ** આગળ મળ્યો, અને હોલ્કરને સજ્જડ હાર ખવરાવી; અને જનરલ ફ્રેઝરે દીગ આગળ ભરતપુરના રાજાને હરાવ્યો ઇ. સ. ૧૮૦૪. તથા કર્નલ મુરેએ ઇંદોર જીત્યું. આ પછી જનરલ લેઇકે ભરતપુર જીતવાને તેને ૩॥ મહિના સુધી ઘેરો ઘાલ્યો, પણ તે જીતાયો નહિ. છેવટે રાજાએ ૨૦ લાખ રૂપીઆ આપી સલાહ કરી. હવે હોલ્કરને તાબે કરવામાં કાંઇ મુશ્કેલી રહી ન હતી. પણ કંપનીના ડિરેક્ટરોને આ પ્રમાણે મૂલકો જીતી ખર્ચ વધારવાની પદ્ધતિ રૂચી નહિ, જેથી વેલેસ્લી વિલાયત ગયા પછી તેની પછીના ગવર્નર જનરલે હોલ્કર સાથે સલાહ કરી, તેથી હોલ્કરના રાજ્યમાં સહાયકારી સૈન્ય રાખવામાંથી હોલ્કર બચી શક્યો.

**હોલ્કર સાથે સલાહ**:—( ૧૮૦૫ ) એક બીજાનો જીતેલો મૂલક પાછો આપવો.

**સિંધિઆ સાથે ફરી સલાહ**:—(૧૮૦૫) સિરજીઅંજેગામની સંધીમાં સુધારો કરી ગ્વાલીઅર સિંધિઆને પાછું આપ્યું.

**હોલ્કર સાથે લડાઈ**:—(૧૮૧૮) **કારણ**:—જસવંતરાવ હોલ્કર ઇ સ. ૧૮૧૧ માં મરણ પામવાથી તેનો દીકરો માધવરાવ હોલ્કર ગાદી પર આવ્યો, પણ તે નાનો હોવાથી કારભારી મંડળ સાથે તેની મા તુળશીબાઇ રાજ્ય કારભાર ચલાવતી, તેનું લશ્કર બહુજ ઉન્મત્ત થઇ ગયું હતું, તેથી તેમણે અંગ્રેજ સાથે લડાઇ કરવાનું મંડળ પાસે માગ્યું, પણ તુળસીબાઇ તેમનાથી વિરૂદ્ધ હતી, તેથી સરદારોએ તેને મારી નાખી અંગ્રેજ સાથે લડાઇ શરૂ કરી; અને લશ્કરી અમલદારોએ લશ્કર સાથે **માહિદપુર** તરફ કુચ કરી, ત્યાં તેમને અગ્રેજી સૈન્ય સાથે સર જોન **માલ્કમ** સામો મળ્યો, તેણે

હોલ્કરના સૈન્યને હરાવ્યું. તેથી **મંદેસર** આગળ હોલ્કરે અંગ્રેજો સાથે સલાહ કરી. ઇ. સ. ૧૮૧૮.

**મંદેસરની સંધિઃ**—( ૧૮૧૮ ). હોલ્કરે ઇંદોરમાં અંગ્રેજ રેસિડેન્ટ રાખવો, તથા સહાયકારી અંગ્રેજી સૈન્ય રાખી તેનું ખર્ચ આપવું, તેના બદલામાં તેણે ખાનદેશ અને તેની આસપાસનો મૂલક આપવો; અને રજપૂતસ્થાન ઉપરનો દાવો છોડવો.

**ચોથો મરાઠા વિગ્રહઃ**—(૧૮૧૮) **કારણઃ**—(બાજીરાવ બીજો ) વસાઇની સંધિથી બાજીરાવે અંગ્રેજની તાબેદારી સ્વીકારી હતી, પણ તેને આ વાત ગમતી ન હતી; તેથી તે તાબેદારીમાંથી છૂટવાને પ્રયત્ન કરતો હતો, અને તેને સિંધિઆ, હોલ્કર અને ભોંસલે છૂપી રીતે મદદ કરતા હતા; ફક્ત ગાયકવાડ આ બાબતમાં ભળ્યો નહિ, તેણે અંગ્રેજની બાંહેધરીથી પોતાના પ્રધાન ગંગાધર શાસ્ત્રીને મહેસુલ સંબંધી ટંટો પતાવવાને પુના મોકલ્યો, ત્યાં બાજીરાવના બદસલાહકાર ત્રિંબકજી ડેંગલેએ તેનો ઘાત કરાવ્યો. આ વખતે પુનામાં એલ્ફિન્સ્ટન રેસિડન્ટ હતો, તેણે ત્રિંબકજીને પોતાને સ્વાધિન લીધો, અને થાણામાં કેદ કર્યો, પણ ત્યાંથી તે નાસી ગયો. બાજીરાવ તેને ખાનગી રીતે પૈસાની મદદ કરતો, તે વડે તે લશ્કર જમાવતો. આથી એલ્ફીન્સ્ટને બાજીરાવ સાથે ફરી **પુના** મુકામે સંધી કરી. તેમાં તેણે અંગ્રેજને અહમદનગર આપવું, ત્રિંબકજીને ફરી સ્વાધિન કરવો, અને વસાઇની સંધી પ્રમાણે વર્તવું એ પ્રમાણે ઠરાવ્યું. પણ બાજીરાવે કિલ્લાઓ સમરાવવા માંડ્યા, તથા લશ્કર વધારવા માંડયું; તેથી એલ્ફીન્સ્ટને અંગ્રેજી લશ્કર પુનાથી ખસેડી **ખડકી** મોકલી આપ્યું, તથા લડાઇ શરૂ કરી.

આ વખતે બાજીરાવના સેનાપતિ બાપુ ગોખલેએ ખડકીના અંગ્રેજી લશ્કર પર હુમલો કર્યો ( ઇ. સ. ૧૮૧૭. ) પણ તેની હાર થઇ. આ પછી બાજીરાવે કોરેગામ આગળ અંગ્રેજી લશ્કર પર હલ્લો

કર્યો, પણ તે હારીને નાશી ગયો, તે પછી તરતજ અંગ્રેજી લશ્કરે સતારા લીધું. અને બાપુ ગોખલેને ફરીથી **આષ્ટી** આગળ હરાવ્યો. તે પછી બાજીરાવ કર્ણાટક ભણી નાસી ગયો, પણ તુરતજ તે અંગ્રેજી લશ્કરથી ઘેરાઇ ગયો.

**લડાઇનું પરિણામઃ**—બાજીરાવને સરકારે ૮ લાખનું વર્ષાસન બાંધી આપી કાનપુર પાસે બિથુરમાં રાજ્ય કેદી તરીકે રાખ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૫૧ સુધી જીવ્યો; એ બાજીરાવ બાયલો, અવિચારી, અને ઉતાવળીઓ હતો તેનામાં રાજાનો એક પણ ગુણ ન હતો. ત્રિંબકજીને જેલમાં નાખ્યો. સતારાનો રાજા જે શિવાજીનો વંશજ હતો તેને પુનાની ગાદીપર બેસાડ્યો. પણ તેને ત્યાંના રેસિડન્ટની તાબેદારીમાં સોંપ્યો. પેશ્વાનું રાજ્ય ખાલસા કરી બ્રિટિશ રાજ્ય સાથે ગવર્નર જનરલ વોરન હેસ્ટિંગ્સે જોડી દીધું.

**ભોંસલે સાથે લડાઇઃ**—( ૧૮૧૮ ) વરાડનો રાઘોજી ભોંસલે ઈ. સ. ૧૮૧૬ માં મરણ પામવાથી આપાસાહેબ રાજ્યનો કારભાર ચલાવતો. પણ તેણે બાળકુંવરને મારીને ગાદી લીધી. તે પછી તેણે સહાયકારી સૈન્ય રાખી અંગ્રેજ સાથે સલાહ કરી, પણ તે અંદર ખાનેથી અગ્રેજને ચાહતો ન હતો: અને તેથી જ્યારે બાજીરાવે અંગ્રેજ સાથે લડાઇ કરી, ત્યારે તે પણ લડાઇની છૂપી તૈયારી કરતો હતો તેથી લડાઇ થઇ.

આપાસાહેબે નાગપુરના સરકારી થાણા પર હુમલો કર્યો. પણ તે હારી ગયો, ત્યાંથી તે નાઠો, પણ **જબલપુર** આગળ ફરીથી તેની હાર થઇ અને તે પકડાયો. પણ ત્યાંથી તે જોધપુર નાસી ગયો. અંગ્રેજે રાઘોજીની દીકરીના દીકરાને બીજો રાઘોજી નામ આપી ગાદીએ બેસાડ્યો, અને તે નાનો હોવાથી ત્યાં તેના રક્ષણ માટે અંગ્રેજી લશ્કર રાખ્યું.



# પ્રકરણ ૧૨ મું.

## મરાઠાની ચડતી અને પડતીનાં કારણો

**ચડતીનાં કારણોઃ**--(૧) પંદરમા અને સોળમા સૈકામાં ધર્મની બાબતમાં અને રાજ્ય પ્રકરણી બાબતમાં મહારાષ્ટનાં લોકોમાં બહુ જાગૃતિ આવી. તેમનામાં દેશાભિમાન અને જાતિ અભિમાન ઉત્પન્ન થયાં; અને તેથી તેઓ ઉંચી જીંદગીવાળા કોઇ સારા માણસને આશ્રયે રહેવા અને તેને મદદ કરવા માગતાં હતાં. એ પ્રમાણે મરાઠી રાજ્યમાં મહાન્ શિવાજી થતાં તે તરફ મહારાષ્ટ્રના લોકોની દૃષ્ટિ ઠરી. (૨) આથી બળવાન મરાઠાઓ તેની મદદમાં આવ્યા. (૩) દેશમાં પહાડી કિલ્લાઓ વિગેરે હોઇને લોકો બળવાન, બહાદુર, ધૈર્યવાન અને મજબુત થયા. (૪) દક્ષિણનાં બે મુસલમાની રાજ્યો ઓરંગઝેબે જીતી લીધાં, તેથી તે બંને રાજ્યોનાં લશ્કરી માણસો મરાઠા સાથે જોડાયા. (૫) દક્ષિણનાં રાજ્યો મરાઠાને દાબી નાખત પણ દક્ષિણના રાજ્યોનો નાશ થયો, અને મરાઠાનું રાજ્ય વધતું ગયું. (૬) શિવાજીની આગેવાન તરીકેની હુશિયારી, હિંમત, ન્યાયબુદ્ધિ અને દયાળુ સ્વભાવ, તથા તેની રૈયત તરફની પ્રીતિ એ બધાની મરાઠા ઉપર બહુ છાપ પડી. (૭) પહેલા બે પેશ્વાની મરાઠી રાજ્ય ચલાવવાની કાર્યદક્ષતાએ મરાઠી રાજ્યની બહુ સારી છાપ પાડી. (૮) મરાઠી રાજ્યની દરેક જગાએ જીત થઇ હતી, ફક્ત પાણીપતમાં હાર થતાં તેથી મરાઠી રાજ્યની પડતી આવત, પણ માધવરાવ પેશ્વાના ડહાપણ અને શક્તિવાળા રાજ્યતંત્રથી તુરતજ ચડતી થઇ.

**મરાઠી રાજ્યની પડતીનાં કારણોઃ**—(૧) રઘુનાથરાવની મુર્ખતા ભરેલી પંજાબપરની ચડાઇને લીધે પાણીપતની લડાઇ ઇ. સ. ૧૭૬૧ માં થઇ. અને તેથી હંમેશને માટે મરાઠાઓ પડતીમાં આવ્યા. (૨) સિંધિયા, હોલ્કર, ભોંસલે વિગેરે મરાઠા સરદારો પોતાની સત્તા વધારવાને અંદરો અંદર હંમેશને માટે લડ્યાજ કરતા. (૩) મહાદજી

સિંધિઆની ઇચ્છા પેશ્વાથી સ્વતંત્ર થઇ મરાઠી રાજ્યપર પોતાની સર્વોપરી સત્તા સ્થાપવાની હતી. (૪) જસવંતરાવ હોલ્કર અને દોલતરાવ સિંધિઆ એક બીજાના કટ્ટા દુશ્મન હતા. (૫) છેલ્લો પેશ્વા રાજ્યને માટે તદ્દન નાલાયક હતો, અને હરેક વખતે રાજ્યમાં અંગ્રેજોનીજ મદદ માગતો. (૬) જસવંતરાવ હોલ્કરે દોલતરાવ તથા બાજીરાવનાં લશ્કરોને પુના આગળ હરાવ્યા, તેથી બાજીરાવ નાસીને વસાઇ ગયો, અને ત્યાં અંગ્રેજોની સાથે સહાયકારી સૈન્ય રાખવાની શરતે સલાહ કરી; તેથી અંગ્રેજ સાથે બીજી લડાઇ થઇ, તેમાં ભોંસલે અને સિંધિઆએ સજ્જડ હાર ખાધી, અને અંગ્રેજી સહાયકારી સૈન્ય પોતાના રાજ્યમાં રાખવાની શરતે સલાહ કરી. (૭) મરાઠા સરદારોમાં પેશ્વા બ્રાહ્મણ, ભોંસલે ક્ષત્રિય અને સિંધિઆ, હોલ્કર શૂદ્ર હતા. તેથી પણ તેમની વચ્ચે અણબનાવ થતો. (૮) અંગ્રેજ પ્રજા ઓગણીસમા સૈકામાં બહુ જોરપર આવી. આ બધાં કારણોને લઇને મરાઠી રાજ્યની પડતી થઇ.



# ભાગ ૩ જો.

## યુરોપી પ્રજાનો હિંદમાં પ્રવેશ.



### પ્રકરણ ૧ લું.

**યુરોપ અને હિંદુસ્તાન વચ્ચેનો જુનો વેપાર:**—અગાઉના વખતમાં આખી દુનિયામાં હિંદ પોતાની દોલત, હુનર અને ઉત્તમ કારીગરીને માટે પ્રખ્યાત હતું. રૂ, ગળી, તેજાના, ખાંડ, અફીણ, બારીક મલમલ, રેશમી કાપડ વિગેરે આ દેશમાં બનતાં; અને ઇરાન, તથા એશિઆ માઇનરને રસ્તે જમીન માર્ગે, અથવા અરબી અને રાતા સમુદ્રમાં થઇ મિસર દેશ મારફત તે યુરોપ મોકલવામાં આવતો; એ માલ ખરીદવાને જીનોઆ અને વેનીસના વેપારીઓને એશિઆ માઇનર કે મિસરને કિનારે વહાણુ થોભાવવાં પડતાં. કારણ સુવેઝની સંયોગી ભૂમિ હોવાને લીધે તેઓથી રાતા સમુદ્રમાં થઇ હિંદમાં આવી શકાય તેમ ન હતું. તેથી તેમને કોઇ પણ નવો જળમાર્ગ શોધી કાઢવાની જરૂર હતી કે જ્યાંથી તેઓ હિંદને પશ્ચિમ કિનારે કાંઇ પણ જમીનની અડચણ સિવાય આવી શકે. આ માર્ગ પહેલ વહેલાં ફીરંગી લોકોએ શોધી કહાડ્યો.

સને ૧૪૮૭ માં પોર્ટુગલના રાજાએ **બાર્થોલોમ્યુ ડાયઝ** નામના વહાણવટીને વહાણો આપી આફ્રિકાની દક્ષિણે થઇ હિંદમાં જવાનો હુકમ કીધો. આફ્રિકાની દક્ષિણે તેને એક જબરૂં તોફાન નડ્યું, તે પરથી તે સ્થળનું નામ તેણે **તોફાની ભૂશિર** પાડ્યું અને તે પાછો ગયો.

**વાસ્કોડાગામા:**—આ પછી દશ વર્ષે એટલે ઇ. સ. ૧૪૯૮ માં **વાસ્કોડાગામા** આ ભૂશિર પસાર કરી હિંદી મહાસાગરને માર્ગે હિંદમાં મલબાર કિનારે આવેલા **કાલિકટ** બંદરે આવી પહોંચ્યો. ત્યાં ઝામોરીને તેનો સારો સત્કાર કર્યો., તે પછી **ગામાએ** તેની સાથે

વેપાર સંબંધી વાતચીત કરી, પણ આરબ લોકો જેઓના હાથમાં દરિઆઇ વેપાર હતો તેઓ પરદેશીઓના આવવાથી ગુસ્સે થયા; અને તેમણે કેટલાંક કાવતરાં કરી ઝામોરીન તથા ગામાને કજીઓ કરાવ્યો. તો પણ ગામા વહાણો ભરી પોતાને દેશ ગયો. તેમાં તેને બહુ સારો નફો મળ્યો, અને રાજા તરફથી બહુ માન મળ્યું.

આ પછી **કાબ્રાલ** નામનો વહાણવટી આવ્યો, તેની સાથે ઝામોરીને ઘણી ખરાબ વર્તણુક ચલાવી, તેથી તે કોચીનથી વહાણો ભરી સ્વદેશ ગયો.

આ પછી ગામા બીજી વખત ઇ. સ. ૧૫૦૨ માં આવ્યો ત્યારે તે ઝામોરીનના દુશ્મન કોચીન તથા કાનાનોરના રાજાની ઓથમાં ભરાયો, અને ઝામોરીનને તેણે કેટલોક હેરાન કર્યો; પછી તે કાનાનોરથી વહાણો ભરી સ્વદેશ ગયો. ઇ. સ. ૧૫૦૩.

તે પછી **ડયુઆર્ટ પેચેકો** નામનો પોર્ટુગીઝ સરદાર ઇ. સ. ૧૫૦૪ માં ત્યાંના રાજાના મોકલવાથી આવ્યો, તેણે ઝામોરીન સાથે ઘણી મુદ્દત સુધી કજીઓ કર્યો, તેમાં ઘણી વખત પોર્ટુગીઝોનો જીત થઇ હતી.

**ફ્રાન્સિસ્કો આલ્મેડાઃ**—આ પછી પોર્ટુગીઝોનો પ્રખ્યાત વહાણવટી આલ્મેડા હિંદમાં વાઇસરોય થઇને આવ્યો. ઇ. સ. ૧૫૦૫. તેના અમલમાં મિસરના સુલતાને એક મોટું દરિઆઇ લશ્કર પોર્ટુગીઝોને હિંદમાંથી હાંકી કહાડવા મોકલ્યું, તેમની અને પોર્ટુગીઝોની **ચોઉલ** કે જે મુંબઇથી ૩૦ માઇલ દુર હતું ત્યાં લડાઇ થઇ, તેમાં પોર્ટુગીઝો હારી ગયા, તે પછી ઇ. સ. ૧૫૦૯ માં આલ્મેડાએ **દાબુલ** બાળી નાખી મુસલમાનોને **દીવ** આગળ હરાવ્યા, આથી આલ્મેડાએ હિંદી મહાસાગરમાં સર્વોપરી સત્તા મેળવી. તે પછી ઇ. સ. ૧૫૦૯ માં તે સ્વદેશ ગયો, તે પહેલાં તેણે હિંદમાં પોર્ટુગીઝ રાજ્ય સત્તા સ્થાપવાને મહેનત કરી પણ તેમાં તે નિષ્ફળ ગયો.

**આલ્ફેન્સો આલ્બુકર્ક**:—તે પછી ઇ. સ. ૧૫૦૮ માં આ **લ્બુકર્ક** વાઇસરોય થઇને આવ્યો, તેણે પૂર્વના પ્રદેશમાં પોર્ટુગીઃ સત્તા જમાવી. તેણે ધાર્યું કે હિંદમાં પોર્ટુગીઝોના વહાણોની સલામત માટે કોઇ પણ બંદર મેળવવું જોઇએ, અને તેથી તેણે પ્રથમ **કાલીક** પર ચડાઇ કરી, પણ તે તદ્દન હારી ગયો. તે પછી તેણે **ગોવા** પ ચડાઇ કરી ગોવા લીધું. ઇ. સ. ૧૫૧૦. ત્યાં તેણે પોતાનું વેપારનુ મથક બનાવ્યું, તે પછી તેણે **મલાકા** જીતી મસાલાના બેટે સાથે વેપાર શરૂ કર્યો; પશ્ચિમ તરફ ઇરાની અખાતમાં **ઓર્મઝ** બંદર લીધું. તે પછી દીવ બેટ જીતી ત્યાં કોઠી નાંખી આલ્બુકર ઇ. સ ૧૫૧૫ માં ગોવામાં મરણ પામ્યો.

આ પછી **વાસ્કોડાગામા** વાઇસરોય થઇને આવ્યો. તેણે પણ મોઝાંબિક, કોચીન, દીવ, મદ્રાસ, મચ્છલીપટ્ટણ, હુગલી વિગેરે જીત્યાં અને પોર્ટુગીઝોનો વેપાર વધાર્યો, તે ઇ. સ. ૧૫૨૭ માં કોચીનમ મરણ પામ્યો.

**પોર્ટુગીઝોની પડતી**:–સોળમાં સૈકાની આખરમાં પોર્ટુગીઝોન પડતી થઇ, તેમને વલંદા લોકો જેઓ દરિઆઇ બળમાં આ વખત સર્વથી ચડીઆતા હતા, તેઓએ કાનાનોર, નેગાપટ્ટણ, કોચીન અને મલાકા એમ સર્વ ઠેકાણેથી હાંકી કાઢ્યા; ઇરાની લોકોએ ઓમઝ જીતી લીધું, શાહજહાંએ તેમને બંગાળામાં હેરાન કર્યા, મરાઠાઓએ તેમની પાસેથી પશ્ચિમ કિનારે વેપાર કરવા બદલ ખંડણી લીધી, એ પ્રમાણે તેઓની સર્વત્ર પડતી થઇ; હાલ તેમના તાબામાં માત્ર દીવ દમણ અને ગોવા છે.

**પોર્ટુગીઝના વિચારો**:—પોર્ટુગીઝ લોકોનો પ્રથમ વિચાર યુરોપ સાથે હિંદનો વેપાર વધારવાનો હતો; તે પછી આલ્બુકર્કના વખતથી તેમને હિંદમાં પોર્ટુગીઝ રાજ્ય સત્તા સ્થાપવાનો વિચાર થયો; તેમનો ત્રીજો વિચાર હિંદમાં ક્રિશ્ચિયન ધર્મ ફેલાવવાનો પણ હતો.

**પોર્ટુગીઝોની ચડતીનાં કારણો**:—પોર્ટુગીઝ લોકો નવા દેશો શોધી કહાડવાને દરીઆઇ માહિતી મેળવવાને ઘણાજ આગળ વધ્યા હતા, અને તેથી તેઓ બહાદુર અને સાહસિક બન્યા હતા.

(૨) પંદરમા અને સોળમા સૈકામાં તેઓ એટલા બધા સાહસિક હતા, કે હિંદનો વેપાર મુસલમાન વેપારીઓના હાથમાં હતો તે પોતાના હાથમાં લઇ શકયા.

(૩) આ સૈકામાં તેઓ દરીઆઈ બળમાં સર્વોપરી હતા.

(૪) આલ્બુકર્ક એટલો બધો હુશિયાર અમલદાર હતો કે તેણે હિંદમાં જુદાં જુદાં શહેરો તથા બેટો કબજે કરી પોર્ટુગીઝોનો વેપાર વધાર્યો, તથા પોર્ટુગીઝોની આબરૂ વધારી.

**પોર્ટુગીઝની પડતીનાં કારણો**:–ઇ. સ. ૧૫૮૦ માં પોર્ટુગલ સ્પેનના તાબામાં આવ્યો, તેથી પોર્ટુગીઝ લોકોની શક્તિ ઓછી થઇ. (૨) પોર્ટુગીઝો પોતાના શત્રુ તરફ ઘણી ખરાબ રીત ભાત રાખતા. (૩) તેઓ નિર્દય હતા. (૪) તેઓએ હિંદુસ્તાનના લોકો સાથે સારી લાગણીથી વર્તવા પ્રયત્ન કર્યો નહોતો. (૫) વલંદા લોકો કરતાં તેઓ દરયાઇ બળમાં ઉતરતા હતા. (૬) ધર્મના ઝનુનવાળા હોવાથી હિંદીઓ તેમને ચાહતા ન હતા, છતાં તેઓ પોતાનો ધર્મ દાખલ કરવા પ્રયાસ કર્યો જતા હતા.

**ડચ લોકોનું હિંદમાં આવવું**:—સોળમા સૈકાની આખરમાં ડચ લોકો કુશળ વહાણવટી હતા, તેઓ પોર્ટુગીઝોનો વેપાર જોઇ હિંદમાં વ્યાપારાર્થે આવવાને લલચાયા. તેમણે પ્રથમ **હોટમાન** નામના વલંદાને મોકલ્યો. તે ઇ. સ. ૧૫૯૬ માં સુમાત્રા તથા જાવા સુધી ગયો. ત્યાં પોર્ટુગીઝોના જાણવામાં આવતાં તેને તથા તેના ખલાસીઓને તેમણે કેદ કર્યા, પણ તે નાસી ગયો અને ઈ. સ. ૧૫૯૮માં હોલાંડમાં પહોંચ્યો. આ વખતમાં તેણે હિંદનો સારો અનુભવ મેળવ્યો હતો. તે તેના દેશી ભાઇઓને બહુ ફાયદાકારક થઇ પડ્યો. અને તેથી હિંદમાં વેપાર કરનારી ઘણી કંપનીઓ

ઉભી થઇ. પણ તે બધી ઇ. સ. ૧૬૦૨ માં જોડાઇ ગઈ, અને **ડચ ઇસ્ટ ઇંડિયા** કંપનીને નામે વેપાર કરવા લાગી. આ પ્રમાણે વલંદાઓએ હિંદ સાથે વેપાર શરૂ કર્યો.

**વલંદાનાં થાણાંઓઃ**--વલંદા લોકોએ પ્રથમ હિંદી મહાસાગરના બેટોમાં વેપાર શરૂ કર્યો, પણ ત્યાં તેમને પોર્ટુગીઝો અટકાયત કરતા હતા, પરંતુ આ વખતે પોર્ટુગીઝ કરતાં વલંદા દરિઆઇ લશ્કરમાં ચઢીઆતા હતા, તેથી તેમણે પોર્ટુગીઝોને હાંકી કાઢયા. પછી ઇ. સ. ૧૬૧૯ માં તેમણે જાવામાં **બાટેવીઆ** શહેર વસાવી ત્યાં કોઠી નાખી. જે શહેર હજુ પણ તેમનાં પૂર્વના મુલકોની રાજધાની છે. તે પછી ઇ. સ. ૧૬૨૩ માં અંગ્રેજો સાથે વેપાર સંબંધી કજીઓ થવાથી તેમણે **આંબોયનામાં** અંગ્રેજોની કતલ કરી, ઈ. સ. ૧૬૪૦માં પોર્ટુગીઝોને મલાકા તથા મસાલાના બેટોમાંથી તથા ઇ. સ. ૧૬૫૮ માં સિલોનમાંથી હાંકી કાઢયા. આ પ્રમાણે તેમણે પોર્ટુગીઝ કંપનીને એશિઆના પૂર્વના બેટોમાંથી વેપાર કરતા તોડી પાડ્યા, આ સિવાય તેઓએ નેગાપટ્ટણ, મદ્રાસ, પુલીકટ અને ચિન્સુરામાં પણ થાણાં કર્યાં, પણ તે બધાં અંગ્રેજોને ઇ. સ. ૧૭૮૩ માં વર્સેલ્સની સંધિમાં સોંપી દીધાં.

**હિંદુસ્તાનમાં અંગ્રેજોનું વ્યાપારાર્થે આવવુંઃ**--હિંદમાં અંગ્રેજો પ્રથમ મુસાફર તરીકે આવ્યા હતા, પણ કેટલીક મુદ્દત પછી પોર્ટુગીઝ અને વલંદાઓને વેપાર કરતા જોઇ તેઓ પણ વેપાર માટે આવવાને લલચાયા; આ વખતે ઇંગ્લાંડની ગાદી પર **ઇલિઝાબેથ** રાણી રાજ્ય કરતી હતી, તેણીએ ડ્રેઇક અને ફ્રેબિશર નામના વહાણવટીઓને ઉત્તર મહાસાગરમાં થઇ હિંદમાં આવવાનો માર્ગ શોધવા મોકલ્યા, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ, અને બરફવાળાં દરિયામાં દુઃખી થઇ મરણ પામ્યા.

આ પછી ઇ. સ. ૧૫૭૯ માં સ્ટીવન્સ હિંદમાં પહેલ વહેલો આવ્યો, તેના પાછળ ફીચ, ન્યુબરી અને લીડ્સ નામના ત્રણ મુસા-

ફરી અકબરના વખતમાં આવ્યા, આ પછી ઇ. સ. ૧૫૯૯ માં લંડનના કેટલાક વેપારીઓએ રાણી ઇલિઝાબેથને હિંદમાં વેપાર કરવાની સનંદ માટે અરજ કરી. અને ઇસ્ટ ઇંડિયા કંપનીને નામે હિંદ સાથે વેપાર કરવા લાગી.

**ઇસ્ટ ઇંડિયા કંપની**:—આ કંપનીમાં ૨૪ ડાયરેકટરો, અને એક ગવર્નર નિમાયા હતા, તેમની પાસે ૩૦ હજાર પોંડની મૂડી હતી, અને તેમને ૧૫ વરસ માટે પૂર્વના બેટોમાં વેપાર કરવાની રાણી તરફથી સનંદ મળી હતી.

આ પછી ઇ. સ. ૧૬૦૫; ૧૬૫૦; ૧૬૯૮ માં જુદી જુદી કંપનીઓ થઇ, પણ તે બધી ઇ. સ. ૧૭૦૯ માં જોડાઇ ગઇ, અને **યુનાઇટેડ ઇસ્ટ ઇંડિયા કંપનીને** નામે વેપાર કરવા લાગી. આ કંપનીએ હિંદુસ્તાનમાં ઘણો મૂલક મેળવ્યો. અને ઇ. સ. ૧૮૫૮ સુધી હિંદનો રાજ્ય વહીવટ ચલાવ્યો.

**અંગ્રેજ કંપનીનાં થાણાં અને વખારો**:—અંગ્રેજ કંપની પ્રથમ મસાલાના બેટોમાં વેપાર કરતી. પણ ત્યાં તેમને વલંદા સાથે કજીઓ થવાથી વલંદાએ ઇ. સ. ૧૬૨૩ માં તેમની કતલ કરી, તેથી તેઓ એ તરફનો વેપાર છોડી હિંદના પશ્ચિમ કાંઠે વેપાર કરવા લાગ્યા, પણ ત્યાં તેમને પોર્ટુગીઝો નડતા હતા, તો પણ અંગ્રેજના કપ્તાન **મિડલ્ટને** ઇ. સ. ૧૬૧૧ માં ખંભાતથી માલ ભરી લીધો, અને તેમણે સુરતમાં કોઠી નાખી. ઇ. સ. ૧૬૧૫. તથા તાપીના મુખથી થોડે દુર **સુંહાળી** બેટ પાસે પોર્ટુગીઝોને દરીઆઇ લડાઇમાં હરાવ્યા. ઇ. સ. ૧૬૨૫.

આ પહેલાં ઈંગ્લાંડના પહેલા જેમ્સ પાદશાહે ઇ. સ. ૧૬૧૫ માં **સર ટોમસરોને** હિંદમાં જહાંગીરના દરબારમાં એલચી તરીકે મોકલ્યો હતો, તેણે કંપનીના વેપારને કેટલીક લાભકારી શરતો કરાવી દીધી.

હિંદને પૂર્વ કાંઠે અંગ્રેજોને અટકાવ કરનાર કોઇ ન હતું તેથી તેમણે ઇ. સ. ૧૬૧૦ માં **મચ્છલીપટણમાં** વેપાર શરૂ કરી કોઠી નાખી. તે પછી ઇ. સ. ૧૬૨૬ માં **આર્માં** ગામમાં કોઠી નાખી ત્યાંના ઉપરી **ફ્રાન્સીસ ડેએ** ચંદ્રગિરિના રાજા પાસેથી જમીન વેચાતી લઇ ત્યાં ગામ વસાવ્યું. ને **ફોર્ટ સેન્ટ જોર્જ** નામનો ત્યાં કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૬૩૯. એ ફોર્ટ સેન્ટ જ્યોર્જ હાલનું મદ્રાસ થયું.

આ પછી તેમણે પશ્ચિમ તરફ પોતાનો વેપાર વધારવાને અજમેર, આગ્રા તથા પટણામાં સુરતની શાખાઓ કરી સુરતથી પણ તેઓ ખંભાત, અમદાવાદ વિગેરે ઠેકાણે વેપાર ચલાવતા.

તે પછી ઇ સ ૧૬૬૧ માં પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી ઇંગ્લંડના રાજાને પરણાવી. તેની પહેરામણીમાં **મુંબાઇ** બેટ આપ્યો. રાજાએ દર વરસે ૧૦૦ પાંડ લેવા ઠરાવી કંપનીને આપ્યો. આ વખતે મુંબાઇ એક નાનો બેટ હતો અને ત્યાંના હવા પાણી સારાં ન હતાં; પણ ઇ. સ. ૧૬૬૪ માં શિવાજીએ સુરત લૂટ્યુ. તેથી સુરતની વખાર મુંબાઇ લઇ જઇ ત્યાં કોઠી નાખી. ઇ. સ. ૧૬૬૭. કારણ તે બેટ હોવાથી ત્યાં મરાઠાનો લૂટનો બિલકુલ દહેશત ન હતી. એ મુંબાઇ બેટ વધીને હાલનું મુંબાઇ શહેર થએલ છે.

આ પહેલાં કંપનીએ શાહજહાંની પરવાનગીથી હુગલી અને બાલાસારમાં કોઠી નાંખી હતી. તે પછી શાહજહાંની શાહજાદીને અંગ્રેજ ડાકટર **બ્રાઉટને** દવા કર્યાથી તેની માગણીથી અંગ્રેજ કંપની એકલીનેજ બંગાળામાં વેપાર કરવાની સનંદ આપી, તેથી તેમણે હુગલી, કાસીમબજાર, માલ્દા, ઢાકા વિગેરે ઠેકાણે વખારો નાંખી. આ પછી બંગાળાના નવાબ સાહિસ્તખાંએ અંગ્રેજ વેપારીઓની દુકાનો જપ્ત કરી, તેથી તેઓ હુગલી નદિના મુખ તરફ સુટાન્ટી ગામમાં ગયા, ને ત્યાં જમીન વેચાતી લઇ **ફોર્ટ વીલીયમ** નામનો કિલ્લો બાંધ્યો, ઇ. સ. ૧૬૯૮. તે પછી શાહજાદા આજીમ પાસેથી

સુટાન્ટી, કાલીઘાટ, અને ગોવિંદપુર વેચાતાં લઇ હાલનું કલકત્તા વસાવ્યું. એ પ્રમાણે કંપનીએ મુંબાઇ, મદ્રાસ, અને કલકત્તાનાં મુખ્ય થાણાં રાખી વેપાર શરૂ કર્યો. આ વખતે તેમની પાસે કો પણ સંસ્થાન ન હતું; પાછળથી ફરોખશીરના વખતમાં ડોક્ટર હેમિલ્ટનની માગણી ઉપરથી કંપનીને બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારીની સનંદ મળી હતી; તથા બંગાળામાં કંપનીના માલ ઉપર જે દાણ લેવાતું હતું તે માફ કર્યું; તેથી તેમના વેપારને ત્યાં ઉત્તેજન મળ્યું.

**ફ્રેંચ લોકોની વેપારી કંપની**:-- અંગ્રેજ પછી તરતજ ૧૬૦૪ માં ફ્રેંચ લોકોની એક કંપની હિંદના વેપાર માટે ઉભી થઇ. આ વખતે ફ્રેંચ લોકો દરીઆઇ બળમાં જોરાવર હતા, તેઓના કોલ્બર્ટ નામના પ્રધાનના હાથ નીચે એક વેપારી કંપની સ્થપાઇ ઇ. સ. ૧૬૬૪. એ કંપનીએ સુરતમાં ઇ. સ. ૧૬૬૮ માં થાણું કર્યું. તે પછી ઇ. સ. ૧૬૬૯ માં મછલીપટ્ટણમાં થાણું કર્યું. ઇ. સ. ૧૬૭૪ માં તેમણે પોંદીચેરીનો કિલ્લો બંધ્યો.

આ પછી ઇ. સ. ૧૬૬૮ માં ફ્રેંચોએ ઓરંગઝેબ પાસેથી ચંદ્રનગર વેચાતું લઇ ત્યાં કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૭૨૫ માં **લાબોર્દોનેસ** નામના બહાદુર સરદારે **માહી** લીધું. આ પ્રમાણે ફ્રેંચ કંપનીએ માહી, પોંડીચેરી, કારીકલ, ચંદ્રનગર વિગેરે જગોએ કોઠીઓ નાખી હતી; તેમની જુદી જુદી કંપનીઓ ઇ. સ ૧૭૧૯ માં જોડાઇ ગઇ. અને ૧૭૯૬ માં એ કંપની વેપાર કરતી તદ્દન બંધ પડી.

**બીજી વેપારી કંપનીઓ**:—ઇ. સ. ૧૬૧૨ અને ૧૬૭૦ માં ડેન લોકોની જુદી જુદી કંપનીઓ થઇ, તેમણે બંગાળામાં શ્રી રામપુર, પૂર્વ કાંઠે ત્રાંકવીબાર અને પોર્ટોનોવો, તથા મલબાર કાંઠે ઇડાવા અને હોલ્યેરામાં સંસ્થાનો કર્યાં હતા, તે ઇ. સ. ૧૭૪૫ માં અંગ્રેજ કંપનીએ વેચાતાં લીધાં.

આ સિવાય ઇ. સ. ૧૭૨૩ માં ઓસ્ટેન્ડ શહેરમાં એક કંપની ઉભી થઇ, પણ લોકે દેવાળું કાઢ્યું. તેથી બંધ થઇ ગઇ.

પૂર્વ તરફના બેટોમાં વેપાર કરવાને સ્વીડનના સ્ટોકહોમમાં એક કંપની થઇ, તથા ફિલિપ્પાઇન સાથે વેપાર કરવાને સ્પેનના લોકોની એક કંપની થઇ. આ બધી કંપનીઓએ હિંદમાં એકે સંસ્થાન કર્યું ન હતું.

**કંપનીઓના મુલકનો માલીક કોણ ?** પોર્તુગીઝો રાજાના નોકર હતા, તેથી મૂલકના ધણી રાજા હતા; વલંદા લોક કંપનીને નામે માલ લઇ જતા, પણ મૂલક રાજાને નામ મેળવતા. તેથી મૂલકનો ધણી રાજા થતો. અંગ્રેજ ને ફ્રેંચ કંપની પોતાને નામે વેપાર કરતી અને મૂલક મેળવતી; તો પણ મૂલકના સંબંધમાં તેઓ રાજાની સંભાળ નીચે હતી. આથી દરેક મેળવેલા મૂલકના ધણી રાજા હતા.



## પ્રકરણ ૨ જું.

### અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ.

**આ વખતે દક્ષિણ હિંદની સ્થિતિઃ**—આ વખતે એટલે ઇ. સ. ૧૭૪૮ માં દક્ષિણમાં અંગ્રેજને તાબે મદ્રાસ અને ફ્રેંચને તાબે પોંદીચેરી હતાં; એજ વખતે દિલ્હીની ગાદીએ મહમદશાહ નામનો નબળો પાદશાહ હોવાથી બધા સુબાઓ સ્વતંત્રપણે અમલ કરતા થયા હતા; એટલે દક્ષિણમાં હૈદ્રાબાદમાં નિઝામ ઉલ્મુલ્ક, અને કર્ણાટકમાં દોસ્તઅલી રાજ્યકર્તા થયા હતા, એ સિવાય મ્હૈસુર, તંજાવર અને ત્રિચિનાપલ્લીમાં હિંદુ રાજ્યો હતાં; સતારાની ગાદીપર શાહુ રાજા હતો, અને તેનો પ્રધાન બાલાજી બાજીરાવ મરાઠી રાજ્યમાં વધારો કર્યે જતો હતો, અને દરેક જગાએથી ચોથ ઉઘરાવતો હતો. આ પ્રમાણે દક્ષિણ હિંદની સ્થિતિ હતી.

કર્ણાટકના નવાબ દોસ્તઅલીને **ચંદાસાહેબ** નામનો જમાઇ હતો. તેણે ઇ. સ. ૧૭૩૬ માં **ત્રીચીનાપલ્લી** લીધું, તથા તંજાવરના રાજા પાસેથી કારીકલ જીતી લીધું. આથી મરાઠાઓ કર્ણાટક પર ચડ્યા, અને ત્યાંના નવાબ દોસ્તઅલીને મારી તેના દીકરા સા-

દતઅલીને **એક** કરોડ રૂપીઆ લઇ ગાદીએ બેસાડ્યો, અને ચંદાસાહેબને કેદ કર્યો.

ચંદાસાહેબનું કુટુંબ ફ્રેંચને આશ્રયે ગયું, એવામાં સાદતઅલીને કોઇએ મારી નાખ્યો. આ બધા બનાવથી નિઝામ ઘણોજ ગુસ્સે થયો. અને એક મોટું લશ્કર લઇ કર્ણાટક ઉપર ચઢ્યો, ત્યાં જઇ સાદતઅલીના બાળકુંવરને ગાદીએ બેસારી પોતાના અન્વરૂદ્દીન નામના સુબાને તેના રક્ષક તરીકે રાખ્યો; પણ તે બાળકુંવર તરતજ મરણ પામ્યાથી અન્વરૂદ્દીન નવાબ થયો.

**અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ—કર્ણાટકનો ૧ લો વિગ્રહ**:—ઇ. સ. ૧૭૩૧ માં **ડુપ્લે** ચંદ્રનગરનો ગવર્નર થઇ આવ્યો, અને **ડુમાસ** દક્ષિણનો ગવર્નર થયો. તેણે કર્ણાટકમાં પોતાની લાગવગ સારી જમાવી હતી.

એ વખતમાં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ થઇ અને તેથી હિંદમાં પણ તે બંને વચ્ચે લડાઇ સળગી. ફ્રેંચ ઇસ્ટ ઇંડિઆ કંપની અંગ્રેજ કંપની જેટલી આબાદ ન હતી, તેણે કંપનીના પ્રધાનો પાસેથી અંગ્રેજ કંપની સામે ટકી રહેવા મોટી રકમ ઉછીની લીધી હતી.

આ સિવાય કંપનીના પ્રધાનોએ અંગ્રેજ કંપનીને હાંકી કાઢવાને એક મોટું દરિઆઇ લશ્કર લાબોર્દોનેસની સરદારી નીચે મોકલ્યું હતું, અને તેને મદદ કરવાને ડુપ્લેને લખ્યું હતું; અંગ્રેજોએ પણ એક મોટો કાફલો એડમિરલ **ગ્રિફીનની** સરદારી નીચે મોકલ્યો હતો, તે બંને કાફલાએ હિંદુસ્તાનના દરીઆમાં જબરી લડાઇઓ કરી.

લાબોર્દોનેસે મદ્રાસ ઉપર એક મોટું જબરૂં લશ્કર લઇ મદ્રાસ પર ચડાઇ કરી. અને તે શહેર ૫ દિવસમાં જીતી લીધું. ઇ. સ. ૧૭૪૬. આ પ્રમાણે મદ્રાસ જવાથી અંગ્રેજની આબરૂને ઘણું નુકશાન થાય તેમ હતું તેથી અંગ્રજો લાબોર્દોનેસને શરણે ગયા, લાબોર્દોનેસે મદ્રાસ ૪૪ લાખ રૂપીઆ લઇ પાછું આપવાની શરત કરી.

લાબોર્દોનેસ અને દુપ્લે વચ્ચે સારો સંપ ન હતો, કારણ દુપ્લે-માં અદેખાઇનો મોટો અવગુણ હતો, તેથી તેણે મદ્રાસ પાછું આપવાની ના કહી, આથી લાબોર્દોનેસને ખોટું લાગ્યું, અને તે વહાણમાં બેસી યુરોપ જતો રહ્યો; ત્યાં તેની આ ભૂલને માટે **બાસ્ટીલના** કિલ્લામાં તેને કેદ કર્યો. ત્યાંજ તે મરણ પામ્યો.

આ પછી અન્વરૂદ્દીને મદ્રાસ પાછું આપવા કહ્યું, પણ દુપ્લેએ માન્યું નહિ. આથી નવાબે અંગ્રેજને મદ્રાસ પાછું અપાવવાને પોતાના દીકરા મહમદઅલ્લીને ૧૦ હજાર માણસનું લશ્કર લઇને મોકલ્યો, પણ તે હારી ગયો. આથી તે અંગ્રેજના પક્ષમાં ગયા, અંગ્રેજોને પણ ઈંગ્લાંડથી નવી મદદ આવી, તેથી તેમણે પોંદીચેરી પર ચઢાઇ કરી, પણ તેઓ હારી ગયા. અને કેદ પકડાયા. પણ એવામાં ઈંગ્લાંડથી નવી મદદ આવી તેથી તેમણે પોંદીચેરીને ઘેરો ઘાલ્યો તથા મદ્રાસ પાછું જીતવા પ્રયત્ન કર્યો, પણ તેઓ હારી ગયા. એવામાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે યુરોપમાં સલાહ થવાથી હિંદમાં પણ સલાહ થઇ, અને એક બીજાનો લીધેલો મૂલક એક બીજાને પાછો અપાયો.

**કર્ણાટકનો બીજો વિગ્રહ**:—( ૧૭૫૦–૧૭૫૫ ) આ પ્રમાણે થએલી સંધી અંગ્રેજોએ પ્રથમ તોડી અને તંજાવરના કજીઆમાં તેઓ વચ્ચે પડ્યા. તંજાવરના રાજાએ અંગ્રેજને તેના બદલામાં **દેવીકોટા** આપવાનું કહ્યું. આજ વખતે દુપ્લેએ પણ રાજ્ય સ્થાપવાની ઇચ્છાથી એક જબરી યોજના ઘડી કાઢી; તેણે ચંદાસાહેબ સાથે પત્ર વહેવાર ચલાવ્યો, અને ૭ લાખ રૂપીઆ દંડના આપી ચંદાસાહેબને છોડાવ્યો.

આ વખતે દક્ષિણનાં રાજ્યોમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. દક્ષિણનો નવાબ નિઝામઉલ્મુલ્ક ગુજરી ગયો હતો, તેની ગાદી તેના કુંવર ગ્યાસુદ્દીને લેવાની ના પાડી, કારણ તે દિલ્હીના પાદશાહનો વજીર હતો, તેથી નિઝામનો બીજો દીકરો નાસીરજંગ નિઝામની ગાદીએ બેઠો. પણ ગ્યાસુદ્દીનના દીકરા મુજફ્ફરજંગે રાજ્યનો દાવો કર્યો,

અને ગાદી લેવા માટે મોટું લશ્કર એકઠું કર્યું; અને તે ચંદાસાહેબ સાથે ડુપ્લેને મળ્યો, આથી ડુપ્લે બહુ ખુશી થયો.

આ પછી તે ત્રણેનું એકઠું લશ્કર દક્ષિણમાં ચાલ્યું, અને કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનને અંબુર આગળ હરાવીને માર્યો. ઈ. સ. ૧૭૪૮. એટલે ચંદાસાહેબ અર્કાટની ગાદીએ બેઠો. ચંદાસાહેબે આ મદદના બદલામાં ૮૧ ગામ ફ્રેંચને આપ્યાં.

અન્વરૂદ્દીનનો દીકરો મહમદઅલી ત્રિચિનાપલ્લી નાસી ગયો, અંગ્રેજોએ તેને મદદ કરવાને થોડું લશ્કર મોકલ્યું પણ ચંદાસાહેબ ત્રિચિનાપલ્લીને ઘેરો નાખી પડેલ હતો, તેથી તે લશ્કરનું કાંઈ ચાલ્યું નહિ. આ સાંભળી નાસીરજંગ જબરૂં લશ્કર દક્ષિણમાંથી લઈ આવ્યો, અને ચંદાસાહેબ તથા મુજફ્ફરજંગને હરાવ્યા. આથી ડુપ્લે નાઉમેદ થઈ ગયો; પણ તેણે નાસીરને દગાથી મારી નાખ્યો અને મુજફ્ફરને છોડાવ્યો, પણ તેને કોઈ પઠાણે મારી નાખવાથી ફ્રેંચ સરદાર બુસ્સીએ નિઝામના બીજા કુંવર સલાબતજંગને ગાદીએ બેસાડ્યો. તેના બદલામાં તેણે ફ્રેંચને ઉત્તર સિરકાર તથા મચ્છલીપટ્ટણ આપ્યાં.

**રોબર્ટ કલાઇવ:**—આ વખતે અંગ્રેજ કંપનીમાં રોબર્ટ કલાઇવ નામનો કારકુન હતો, પણ તેનો ઉછાંછળો સ્વભાવ કલમ કરતાં બરછીને વધારે યોગ્ય હતો, તેથી તેણે લશ્કરી ખાતામાં નોકરી માગી લીધી. તે સાહસિક, ચતુર, બુદ્ધિવાન અને કપટી હતો. અને તેનામાં યુદ્ધ કૌશલ્ય તથા શૂરત્વ હતાં.



કલાઇવ.

**આર્કાટની લડાઇ**:—આ વખતે એટલે મહમદઅલી ત્રિચિનાપલીમાં ઘેરાઇ ગયો હતો, તે વખતે કલાઇવ મદ્રાસમાં હતો, તેણે મહમદઅલીના છૂટકારા માટે મદ્રાસના ગવર્નરને જણાવ્યું કે:—આપણે લશ્કર લઇ આર્કાટ ઉપર ચડીએ તો ચંદાસાહેબ ત્રિચિનાપલીનો ઘેરો ઉઠાવી આર્કાટ આવશે એટલે મહમદઅલી છૂટો થશે.

આથી ગવર્નરે તેનેજ ૨૦૦ ગોરા અને ૩૦૦ કાળા સિપાઇઓનું લશ્કર આપી આર્કાટ પર મોકલ્યો. તે એકદમ આર્કાટ પહોંચ્યો, અને ત્યાં લશ્કર નહિ હોવાથી તે સહેલાઇથી તાબે કર્યું, અને પછી ઘેરો ખમવાને તેણે કિલ્લો સમરાવ્યો.

આ ખબર ત્રીચીનાપલી પહોંચતાંજ ચંદાસાહેબનો દીકરો રાજાસાહેબ મોટા લશ્કર સાથે આર્કાટ પર આવ્યો, તેણે પંદર દિવસ સુધી આર્કાટને ઘેરો ઘાલ્યો, પણ કલાઇવ કશાથી ડગ્યો નહિ, છેવટે રાજાસાહેબે એક જબરો હલ્લો કર્યો પણ એવામાં મદ્રાસથી નવી મદદ આવી પહોંચતાંજ રાજાસાહેબ નાસી ગયો. કલાઇવ તેની પાછળ પડયો; અને તેને આર્ની તથા કાવરેપાક આગળ હરાવ્યો. ઇ. સ. ૧૭૫૧

એવામાં મેજર લોરેન્સ પણ ઇંગ્લાંડથી આવ્યો, એટલે ગુરૂ શિષ્ય બંને મહમદઅલીને છોડવવા ત્રિચિનાપલી ગયા, તેમાં ચંદાસાહેબ મરાયો, એટલે અંગ્રેજે મહમદઅલીને આર્કાટની ગાદીએ બેસાડયો. આ પ્રમાણે કર્ણાટકમાં ડુપ્લેની ધારણા ધુળ મળી. તોપણ અંગ્રેજ અને ફ્રેંચની લડાઇ પાર પડી નહિ. અંગ્રેજોએ જીંજીને ઘેરો ઘાલ્યો, પણ તેઓ હાર્યા, ડુપ્લેએ ત્રિચિનાપલીને ઘેરો ઘાલ્યો, પણ તે પણ હારી ગયો, આથી ફ્રેંચ સરદારે કંટાળી જઇ ડુપ્લેને પાછો બોલાવી લીધો, અને તેની જગોએ શાંત પ્રકૃતિનો ગોડ્યુ નામનો ગવર્નર મોકલ્યો, તેણે હિંદમાં આવી સલાહ કરી. તેમાં એવું ઠર્યું કે મહમદઅલી કર્ણાટકનો ખરો નવાબ છે, અને એક બીજાનો લીધેલો મૂલક પાછો આપી હિંદના માંહોમાંહેના કજીઆમાં કોઇ પણ પ્રજાએ માથું મારવું નહિ.

**દુપ્લેના ગુણો**:—દુપ્લે સાહસિક, ચતુર, ઉત્સુક અને કપટી હતો. પણ તેનામાં યુદ્ધ કૌશલ્ય તથા શૂરત્વ ન હતાં. તેણે દેશી લોકોને કવાયત શીખવી યુરોપી લોકોની માફક કામ લેવાનું પ્રથમ શરૂ કર્યું.

**ત્રીજો કર્ણાટક વિગ્રહ**:—(૧૭૫૮-૬૧) ગોધ્યુવે કરેલી શરતને લાંબો વખત થયો નહિ, તેવામાં વળી બંને પ્રજા લડવા લાગી, કારણ તે બંનેને રાજ્યલોભ હતો; એવામાં યુરોપમાં પણ બંને પ્રજાઓ વચ્ચે લડાઈ શરૂ થઇ.

અંગ્રેજોએ કલાઇવને મદ્રાસનો ગવર્નર ઠરાવી નૌકા સૈન્યપતિ **વોટસન** સાથે હિંદમાં મોકલ્યા, ફ્રેંચોએ પણ **લાલી** નામના સરદારને મોકલ્યો. લાલી બહાદુર, ચતુર, ઉત્સુક પણ **અવિચારી હતો.**

આ વખતે કર્ણાટકના દરબારમાંથી ફ્રેંચ સત્તાનો નાશ થયો હતો; પણ નિઝામના રાજ્યમાં **બુસ્સી** ફ્રેંચ વગ સાચવી રહ્યો હતો, તેને લાલીએ અવિચારથી બોલાવી લીધો. બુસ્સી તેથી વિરૂદ્ધ વિચારનો હતો; પણ લાલીએ તેનો વિચાર લક્ષમાં લીધો નહિ. તેથી બુસ્સી નિઝામના દરબારમાંથી ગયો તેની સાથેજ ત્યાંથી ફ્રેંચ સત્તા નાશ પામી. લાલી અને બુસ્સીએ મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. તે પછી તેઓએ ઈ. સ. ૧૭૫૯માં વાંદીવાશને ઘેરો ઘાલ્યો. તેમાં પણ ફાવ્યા નહિ. તેથી ફ્રેંચો નિરાશ થઇ ગયા અને અંગ્રેજો જોર પર આવ્યા. અને તેમણે ફ્રેંચોનાં સઘળાં થાણાં જીતી લીધાં. આ પ્રમાણે ઇ. સ. ૧૭૬૧માં હિંદમાંની ફ્રેંચ સત્તાનો અંત આવ્યો. આ પછી યુરોપમાં સલાહ થઈ ત્યારે હિંદમાંનાં ૫ થાણાં તેમને પાછાં મળ્યાં, પણ ફરી તે કંપનીએ હિંદમાં રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો નહિ.

**હિંદુસ્તાનમાંથી ફ્રેંચ સત્તાનો નાશ થવાનાં કારણો**:- (૧) ફ્રેંચોના અમલદારોમાં સંપ ન હતો; (૨) ફ્રેંચોએ દુપ્લેની રાજ્ય પ્રકરણી રીતભાતને ઉતેજન આપવાની જરૂર ન હતી, વળી જ્યારે એ રીતભાતને પાછળથી ઉતેજન આપવાની જરૂર હતી, ત્યારે તેને

બોલાવી લેવામાં આવ્યો, (૩) તેઓએ મોકલેલી મદદ બહુ મો
મળતી, (૪) બુસ્સી સિવાય કોઇપણ ફ્રેંચ સરદાર ઇંગ્રેજ સામે ટ
લઇ શકે તેવો ચતુરાઇવાળો ન હતો; (૫) બુસ્સીને લાલીએ નિ
મના રાજ્યમાંથી બોલાવી લીધો એ તેની મોટી ભુલ હતી, કારણ
જતાંની સાથે ત્યાંથી ફ્રેંચ સત્તાનો અંત આવ્યો; (૬) ઇ સ. ૧૭
પછી અંગ્રેજો એટલા બધા જોરમાં આવ્યાં હતા કે ફ્રેંચ સત્ત
તેઓએ તુરતજ તોડી પાડી. (૭) ફ્રાંસની લડાઇમાં તેઓનો એટ
બધો નાશ થયો કે તેની અસર હિંદમાં પણ તેમના પર ખરાબ થ
(૮) ઇંગ્રેજ નૌકા બળ ફ્રેંચ નૌકા બળ કરતાં ચડીઆતું હતું, તે
ફ્રેંચની પડતી થઇ. (૯) વિલાયતની સરકારે અંગ્રેજ કંપનીને મ
કરી ત્યારે ફ્રેંચ સરકાર તરફથી ફ્રેંચ કંપનીને તેવી મદદ મળતી ન હ



## પ્રકરણ ૩ જું.

### બંગાળામાં અંગ્રેજી રાજ્યની સ્થાપના.

**સિરાજઉદ્દૌલાઃ**—હિંદનું ધણીપણું મેળવવાને આ પ્રમાણે 
ગ્રેજોએ દક્ષિણમા પાયો નાખ્યો; એ વખતે બંગાળામાં **અલીવ
ખાન** ગુજરી જવાથી તેની જગોએ તેનો દીકરો સિરાજઉદ્દૌ
નવાબ થયો. ઇ. સ. ૧૭૫૬.

**નવાબની કલકત્તા પર ચડાઇઃ**—અંગ્રેજો કલકત્તાનો કિ
સમરાવી તૈયાર કરતા હતા, આ વાત નવાબને ન રૂચવાથી 
તે સમરાવવા બંધી કરી. અને તે સાથે કલકત્તાનો કોટ તોડ
નંખાવવાનું કહ્યું. પણ અંગ્રેજ ગવર્નર ડ્રેઇકે તે બાબત ધ્યા
આપ્યું નહિ, આથી નવાબ ગુસ્સે થયો, અને કલકત્તા પર ચડાઇ ક

**અંગ્રેજની મુશ્કેલીઓઃ**—નવાબ ચડી આવ્યો ત્યારે 
ગ્રેજોએ કાંઇપણ તૈયારીઓ કરી રાખી ન હતી, તેથી ગવર્નર ડ્રે
અને બીજા અંગ્રેજ અધિકારીઓ તેમનાં બૈરાં છોકરાં લઇને વહ

ઉપર નાસી ગયા. ફક્ત ત્યાં લડાઇની ખાતર થોડા માણસો રહેવા દીધા, તેઓએ પોતાનામાંથી હોલવેલ નામના માણસને ગવર્નર નીમ્યો. તેણે બહાદુરીથી બચાવ કર્યો. પણ ડેઇક અથવા બીજા માણસોએ બહારથી કાંઇપણ મદદ ન કરવાથી તેને પોતાના ૧૪૬ માણસો સાથે નવાબને શરણ થવું પડ્યું. નવાબે તે બધાને એક નાની સરખી કોટડીમાં કેદ કર્યાં.

**કલકત્તાનું કારાગૃહ:—** ૧૭૫૬. જે કોટડીમાં તેઓને કેદ કરવામાં આવ્યા હતા, તે કોટડી ફક્ત ૨૦ ચોરસ ફુટની હતી. અને તેમાં હવા આવવાને ફક્ત બે નાનાં જાળીઆં હતાં; વળી આ વખતે સખત ઉનાળો હતો. તેથી તેઓ બહુજ હેરાન થયા, અને હવા પાણી વિના કેટલાક મરણ પામ્યા; બીજે દિવસે જ્યારે સવારમાં નવાબે કોટડી ઉઘડાવી, ત્યારે ફક્ત ૨૩ માણસો જીવતા રહ્યા હતા, તે પણ અધમૂઆ જેવા હતા. નવાબે તેમને મુર્શિદાબાદ મોકલી આપ્યા.

આ બધી ખબર મદ્રાસ પહોંચતાંજ ક્લાઇવ અને વોટસન લશ્કર લઇને આવ્યા અને નવાબને હરાવી કલકત્તા પાછું લીધું. અને તે પછી હુગલી પણ પાછું લીધું. તે પછી નવાબ સાથે સલાહ થઇ તેમાં નવાબે અંગ્રેજનું લીધેલું પાછું આપ્યું. ઇ. સ. ૧૭૫૬.

**ક્લાઇવનું કાવતરૂં:—** આ પ્રમાણે નવાબ સાથે સલાહ થઇ, તો પણ અંગ્રેજને નવાબની ઘણી બીક હતી, તેથી ક્લાઇવે નવાબને માટે કાવતરૂં રચી તેને ગાદી પરથી ઉઠાડી મૂકવાનો પ્રયત્ન કર્યો. તે જાણતો હતો કે નવાબનો સ્વભાવ બહુ ક્રૂર છે તેથી આ બાબતમાં તેને બહુ હરકત આવે તેમ ન હતું.

તેણે નવાબના સેનાપતિ મીરજાફર, ખજાનચી રાયદુર્લભ, અને મુર્શિદાબાદના જગતશેઠ એ ત્રણેને સાથે મેળવી નવાબની ગાદી મીરજાફરને આપવાનો ઠરાવ કર્યો. આ બાબતમાં ક્લાઇવ અંગ્રેજી લશ્કરથી મદદ કરે તેના બદલામાં મીરજાફર ગાદીએ બેઠા પછી

પોણાબે કરોડ રૂપીઆ તથા નુકશાનનો બદલો આપે. આ પ્રમાણે કાવતરૂં તૈયાર થયું. આ વખતે અમીચંદ કરીને દલાલ ત્યાં હાજર હતો. તેણે તે બધાપર સેંકડે ૫ ટકા દલાલીના માગ્યા. આવડી મોટી રકમ દલાલીમાં આપવાનું કલાઇવને ઠીક ન લાગ્યું. તેથી તેણે એક ખોટો, અને એક સાચો એમ બે દસ્તાવેજ રજુ કર્યા; વોટસને ખોટા દસ્તાવેજમાં સહી કરી નહિ, તેથી કલાઇવે તેના નામથી ખોટી સહી કરી.

**પ્લાસીનું યુદ્ધઃ**—( ૧૭૫૭ ) આ વખતે નવાબ ફ્રેંચો સાથે મસલત કરી બંગાળામાંથી અંગ્રેજોને હાંકી કાઢવાની તૈયારી કરતો હતો. તેથી કલાઇવે ફ્રેંચોનું ચંદ્રનગર જીતી લીધું, નવાબે તેમ કરવાની મના કરી અને કહ્યું કે મારા રક્ષણમાં રહેલી પ્રજા ઉપર તમારે હુમલો કરવો નહિ. આનો જવાબ વાળવાને કલાઇવે લશ્કર તૈયાર કરી રાખ્યું હતું. તે પોતાનું સૈન્ય લઇ મુર્શિદાબાદ પર ચઢ્યો, નવાબ પણ સામું લશ્કર લઇ લડવા આવ્યો. નવાબ પાસે ૫૦૦૦૦ લશ્કર અને ૫૦ તોપો હતી, અને કલાઇવ પાસે ૩૦૦૦ હજાર લશ્કર તથા ૮ તોપો હતી. આવડા મોટા લશ્કર સામે આટલા નાના લશ્કરથી જવું કે કેમ? એ બાબતનો કલાઇવે કેટલીક વખત સુધી વિચાર કર્યો; છેવટે નવાબના લશ્કરે અંગ્રેજી લશ્કર પર હુમલો કર્યો, આથી અંગ્રેજના લશ્કરને થોડું નુકશાન થયું, પણ તે પછી કલાઇવ અને તેના લશ્કરે અણધાર્યો નવાબના લશ્કર પર છાપો મારી તેના લશ્કરનો નાશ કર્યો, અને નવાબનો સરદાર મીરમદન મરાયો. આથી નવાબ નાસી ગયો, અને તેનું લશ્કર પણ નાસી ગયું. અને કલાઇવની જીત થઇ. એટલામાં તો મીરજાફર પણ કલાઇવને આવી મળ્યો.

આ લડાઇ હિંદુસ્તાનના ઇતિહાસમાં અંગ્રેજી રાજ્યની સત્તા જમાવવામાં બહુજ અગત્યની થઇ; અને આખા હિંદમાં જણાયું કે થોડા કેળવાયલા લશ્કરને બીનકેળવાયલું ગમે તેટલું લશ્કર પણ

પહોંચી શકતું નથી. આથી અંગ્રેજના તાબામાં એક મોટો પ્રાંત આવ્યો, અને તે પછી તેઓએ બીજા પ્રાંતો પણ જીત્યા.

**સુરાજઉદ્દૌલાનું મૃત્યુઃ**—સુરાજઉદ્દૌલા નાસીને ફ્રેંચના આશ્રયે ગયો, પણ ત્યાં તેને આશ્રય નહિ મળવાથી તે એક ફકીરના ઘેર ગયો, જે ફકીર અગાઉનો તેનો દુશ્મન હતો, તેથી તેણે તેને પકડીને મીરજાફર પાસે મોકલી આપ્યો; ત્યાં તેના દીકરા મીરાને તેને મારી નાખ્યો.

**પ્લાસીની જીત પછી બંગાળાની સ્થિતિઃ**—પ્લાસીની લડાઇમાં જીત થયાથી કલાઇવ બંગાળાનો ગવર્નર નિમાયો. તેણે મીરજાફરને મુર્શિદાબાદમાં ગાદીએ બેસાડયો, ગાદીએ બેઠા પછી તેણે કંપનીને ૨ કરોડ રૂપીઆ તથા કંપનીના નોકરોને બન્યાં તેટલાં નાણાં આપ્યાં. કલાઇવને પણ ૩૦ લાખ રૂપીઆ આપ્યા અમીચંદને કાંઇ પણ ન આપવાથી તે ગાંડો થઇ મરણ પામ્યો. આ સિવાય મીરજાફરે કંપનીને કલકત્તાની આસપાસ ૮૮૨ ચો. માઇલ જમીનની જમીનદારી આપી.

આ પ્રમાણે મીરજાફરને ગાદી મળી, તેથી દિલ્હીના પાદશાહ શાહઆલમે બંગાળા પર ચડાઇ કરી, આથી મીરજાફર ડરવા લાગ્યો, પણ કલાઇવે તેની મદદે કર્નલ કાલિયડને મોકલ્યો, તેણે પાદશાહને હરાવી મીરજાફરને બચાવ્યો. આ પછી કલાઇવે શાહઆલમને કેટલુંક નાણું આપી પાછો કાઢયો.

આ પછી કલાઇવ દક્ષિણમાં ગયા અને કર્નલ ફોર્ડને મોટું લશ્કર આપી ઉત્તર સરકાર પર મોકલ્યો, તથા પોતે મચ્છલીપટ્ટણને ઘેરો ઘાલ્યો, આથી નિઝામ ડરી ગયો, અને તેણે અંગ્રેજ સાથે સલાહ કરી મચ્છલીપટ્ટણ તથા બીજા ૮ તાલુકા અંગ્રેજને આપ્યા, અને ફ્રેંચનો પક્ષ છોડી દીધો, તે પછી ચિન્સુરામાં વલંદા જોરાવર થવાથી કર્નલ ફોર્ડને તેના પર મોકલ્યા, અને વલંદાઓને હરાવ્યા તથા ચિન્સુરા જીતી લીધું ઇ. સ. ૧૭૫૯. આ પછી કલાઇવ સ્વદેશ ગયા, અને તેની જગોએ વાંસીતાર્ત ગવર્નર થઇને આવ્યો.

**મીરજાફરને પદભ્રષ્ટ કરે છેઃ**—નવો ગર્વનર કંપનીના માણસો પર પૂરેપૂરી દેખરેખ રાખી શકતો ન હતો, આથી કંપનીની નોકરો લાંચીઆ બની ગયા હતા. તેઓએ મીરજાફર પાસેથી પુષ્કળ નાણું લીધું, તોપણ ધરાયા નહિ. તેમણે મીરજાફરના જમાઇ મીરકાસમને પૈસા લઇ ગાદીએ બેસાડ્યો, અને મીરજાફરને પદભ્રષ્ટ કર્યો. તેણે કંપનીને પાચ લાખ રૂપીઆ તથા ૫૦ લાખની ઉપજના મિદનાપુર, બરદવાન અને ચિતાગાંગ એ ત્રણ પરગણા આપ્યાં. આ સિવાય ગવર્નરને ૭ લાખ તથા બીજા અમલદારોને ૧૪ લાખ રૂપીઆ આપ્યા.

**મીરકાસમ**—એ બહાદુર, હોશિયાર અને રૈયતની દાઝ જાણનારો હતો. તેણે ખર્ચ કમી કર્યું તથા ન્યાય અને ડહાપણથી રાજ્ય ચલાવ્યું, તથા રાજધાની ફેરવી મોંગીરમાં કરી. રેવન્યુ ઉપજ વધારી ૧ કરોડની કરી તથા લશ્કરને કેળવી કવાયતી બનાવ્યું.

એવામાં શાહઆલમ પાદશાહ બહાર પ્રાંત ઉપર ફરી ચડી આવ્યો, તેની મદદે અયોધ્યાનો સુજાઉદૌલા પણ આવ્યો હતો. તેઓ બંને મુર્શિદાબાદથી પટના ગયા, ત્યાં કર્નલ કર્નાક તેની સામે ગયો, તેણે અને બીજા સરદારે મળી પાદશાહને હરાવ્યો અને કેદી તરીકે રાખ્યો. પણ છેવટે તેને મેળવી લઇ મીરકાસમ પાસે તેની આગળ નજરાણું મૂકાવ્યું તથા તાબેદારી કબુલ કરાવી. પાદશાહે તે સ્વીકારી તેને બંગાળા, બહાર તથા ઓઢીઆની નવાબી આપી. એ પ્રમાણે મીરકાસમ બંગાળાનો નવાબ થયો.

મીરકાસમે આના બદલામાં પાદશાહને દર સાલ ૨૪ લાખ રૂપીઆ આપવા ઠરાવ્યા. વળી આ સિવાય રામનારાયણ નામના ઢાકાના સુબા પાસેથી પણ શાહઆલમને કંપનીએ કેટલાંક નાણાં અપાવ્યાં.

**મીરકાસમ સાથે અણબનાવઃ**—બંગાળામાં કંપનીના રાહદારી દાણની માફી હતી, તેથી કંપનીના નોકરો એ માફીનો લાભ લઇ પોતાનો ખાનગી વેપાર કરતા, તથા કંપનીના તાબાના દેશી વેપારીઓ પણ તે લાભ લેતા, આથી નવાબને દાણનું બહુજ નુકસાન

તુ. તથા તેની રૈયતનો વેપાર બિલકુલ ચાલતો ન હતો, કારણ કંપનીના વેપારીઓના માલ કરતાં દાણવાળા વેપારીઓનો માલ મોંઘો પડવાથી તે ખપતો નહિ. અને ઉલટી ખોટ જતી. આ અન્યાય માટે તેની રૈયતે નવાબને ફરિઆદ કરી નવાબે ગવર્નરને આ બાબત જણાવી, પણ તેણે કાંઇ લક્ષ આપ્યું નહિ. આથી નવાબે બહદારી દાણ બંધ કરી નાકાં ઉઠાડી મૂક્યાં: પણ આ વાત કંપનીના નોકરોને ન ગમવાથી નવાબ જોડે લડાઇ જોડી. ઇ. સ. ૧૭૬૩.

**મીરકાસમ સાથે લડાઇ:**—અંગ્રેજોએ મીરકાસમ સાથે લડાઇ શરૂ કરી મીરજાફરને ગાદીએ બેસાડ્યો, તથા પટણા કબજે કર્યું, પણ કાસમના સુબાએ તે પાછું જીતી લઇ ત્યાંના અંગ્રેજોને કેદ કર્યા. તેથી અંગ્રેજી લશ્કર લઇ મેજર આદમ્સ કાસમ ઉપર ચઢ્યો. તેણે મીરકાસમને **ઘેરીઆ** આગળ હરાવ્યો, આથી મીરકાસમ નાસી પટણે ગયો, ત્યાં જઇ તેણે અંગ્રેજોનો ઘાત કરાવ્યો. વળી ફરીને નવાબ ઉદનલા આગળ હાર્યો ઇ. સ ૧૭૬૪. તેથી તે મદદ મેળવવા અયોધ્યે ગયો. નવાબ તેને મદદ કરવાને ખુશી હતો. તેથી તે, દિલ્હીનો પાદશાહ શાહઆલમ, અને મીરકાસમ ત્રણે પટણા ઉપર ચડયા, તેઓએ પટણા લેવા બહુ મહેનત કરી, પણ લઇ શકયા નહિ તેથી બકસર આગળ છાવણી નાખીને પડયા. ઇ. સ. ૧૭૬૪.

એવામાં અંગ્રેજી લશ્કરના દેશી સિપાઇઓએ પગાર વધારી આપવાને બળવો કર્યો, પણ **જનરલ હેકટર મનરો** હુકમ બરાબર પળાવવામાં મજબુત હતો, તેથી તેણે બળવાખોરોના આગેવાનોને તોપના મોંએ રાખી ઉડાડી દીધા, અને બળવો સમાવ્યો.

આ પછી બકસર આગળ નવાબનો વજીર તેઓની સામે લડવા આવ્યો, પણ તે હારી ગયો, તેથી મનરોએ આવી એ ત્રણેના એકત્ર સૈન્યને હરાવ્યા, આથી તેમના પર અંગ્રેજના બળની સજ્જડ છાપ પડી.

આ વખતે બંગાળાનો અંગ્રેજી વહીવટ તદ્દન ખરાબ થઇ ગયો

હતો, કંપનીના નોકરો પૈસા લઇ એક પછી એક નવાબને ગાદીએ બેસાડતા, જુલમ કરતા અને કંપનીને નુકસાન કરતા. આ બધી વાત કંપનીના ડીરેકટરોના જાણવામાં આવી, તેથી તેઓ તેનો બંદોબસ્ત કરવાનો વિચાર કરતા હતા, એવામાં મીરકાસમના બળ-વાની તથા અયોધ્યાના નવાબ તથા શાહઆલમની ચડાઇની વાત સાંભળી તેમણે ક્લાઇવને બીજીવાર ગવર્નર ઠરાવીને મોકલ્યો. તે આવ્યો ત્યારે મીરકાસમ નાસી ગયો હતો, અને પાદશાહ તથા અયોધ્યાનો નવાબ શરણે આવ્યા હતા,

**અલ્હાબાદની સંધીઃ**—ક્લાઇવ કલકત્તે આવ્યા પછી અલ્હાબાદ ગયો, અને પાદશાહ તથા સુજા સાથે સંધી કરી અલ્હાબાદ તથા કરા પ્રાંતો પાદશાહને આપ્યા. તેના બદલામાં પાદશાહે બંગાળા, બહાર તથા ઓઢીઆની વસુલાતનો અધિકાર આપ્યો અને બંગાળાનો નવાબ ફોજદારી અધિકાર ભોગવે એમ ઠર્યું; વસુલાતના બદલામાં ૨૬ લાખ રૂપીઆ પાદશાહને આપવાના ઠર્યા.

**ક્લાઇવના સુધારાઃ**—ક્લાઇવે કંપનીના નોકરો લાંચ લેતા તે બંધ કરાવી તેમનો પગાર વધારી આપ્યો; તેના બદલામાં લશ્કરી અમલદારોને લડાઇ વખતે બેવડું ભથ્થું મળતું તે બંધ કર્યું. આ પ્રમાણે ભથ્થું બંધ થવાથી કેટલાક અમલદારોએ રાજીનામાં આપ્યાં ક્લાઇવે તે બધાં મંજુર કરી મદ્રાસથી નવા અમલદારો બોલાવ્યા. (૨) કંપનીના નોકરો કંપનીનાના નામે વેપાર કરતા તે અટકાવ્યું.

**બેવડી રાજ્ય પદ્ધતિ**—કંપનીને પાદશાહ તરફથી દિવાની સત્તા મળી હતી; પણ ફોજદારી સત્તા નવાબના હાથમાં હતી, તેથી બંગાળામાં બે રાજ્ય કર્તા થવાથી રૈયત વર્ગમાં બેદાદી ચાલી. આથી ક્લાઇવે નવાબને ૫૦ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી તે બંને પ્રાંતો પોતાના કબજામાં લીધા. એ વર્ષાસન નવો નવાબ થતાં ૩૫ લાખનું કરી નાખ્યું. છેવટે વોરન હેસ્ટિંગ્સના વખતમાં ખર્ચ ઘટાડવા નીમીત્તે ૧૬ લાખનું થઇ ગયું.

આ પ્રમાણે બંગાળાનો સઘળો અધિકાર કંપનીના હાથમાં સોંપી તથા નોકરોમાં સુધારો કરી કલાઇવ ઇ. સ. ૧૭૬૭ માં છેલ્લી વારનો વિલાયત ગયો ત્યાં તે ઇ. સ. ૧૭૭૪માં મરણ પામ્યો.

**કલાઇવના ગુણઃ**—કલાઇવ શૂરો, બહાદુર, સાહસિક દઢ મનનો અને ચચળ હતો, તે લડવૈયા તરીકે એટલો બધો કુશળ હતો કે ગમે તેવી લડાઇમાં પણ હિંમત હારતો નહિ. એક કારકુનમાંથી આવા મોટા હોદ્દા સુધી પહોંચી ગએલો અંગ્રેજી રાજ્યમાં એ એકજ હતો. એ બધા તેનામાં ગુણ હતા, પણ પોતાનો સ્વાર્થ સાધવામાં ગમે તેવું પાપ કરતાં તે કદિ ડરતો નહિ; આથી છેવટે વિલાયતની કોર્ટમાં તેના પર તહોમત મૂકવામાં આવ્યાં, તેમાં તે જીત્યો, તો પણ તે આપઘાત કરીને મરણ પામ્યો. તે શિવાજીની પેઠે બહાદુર અને રાજ્યનો બદોબસ્ત રાખવામાં હુશિયાર હતો. હિંદમાં અંગ્રેજી સત્તાનો પાયો નાખનાર એ વીર પુરૂષ હતો.



## પ્રકરણ ૪ થું.

### મ્હૈસુરમાં મુસલમાની રાજ્ય.

**હૈદરઅલીઃ**—મ્હૈસુરમાં આગળ જણાવ્યા મુજબ પ્રથમ હિંદુ રાજ્ય હતું. એ રાજ્યમાં ફતેહમહમદ નામે એક ફકીરનો છોકરો નાયક હતો; તેને બે દીકરા હતા. (૧) હૈદરઅલી, (૨) સાબાશઅલી. હૈદરનો જન્મ ઇ. સ. ૧૭૦૨ માં થયો હતો. જો કે તે ભણેલો ન હતો, તેથી તે લખી વાંચી શકતો ન હતો, પણ તેની યાદ શકિત બહુજ સારી હતી. તે બહુ બહાદુર અને સાહસિક હતો. તે અંગ્રેજ અને ફ્રેંચની લડાઇ વખતે ફ્રેંચ લશ્કરમાં નોકર હતો, ત્યાં લડાયક સિપાઈ તરીકે અનુભવ મેળવ્યો હતો.

આ પછી તે મ્હૈસુરના રાજ્યમાં કપ્તાન તરીકે રહ્યો, ત્યાં તેને ૫૦ ઘોડેસ્વારો તથા ૨૦૦ સિપાઇઓનું ઉપરીપણું મેળવ્યું. તે પછી

દીંડીગલના કિલ્લાના બચાવમાં તેના પર ત્યાંના દિવાન નંદરાજની બહુ મહેરબાની થઇ એટલે તે સેનાપતિ થયો; એ પછી દિવાનનો વિશ્વાસઘાત કરી પોતે દિવાન થયો, અને છેવટે રાજાને પદભ્રષ્ટ કરી પોતે રાજા થયો ઇ. સ. ૧૭૬૧.

**હૈદર બળવાન થાય છેઃ**—આ પછી તેણે પોતાનું રાજ્ય વધારવા આસપાસનાં નાનાં નાનાં રાજ્યો જીતવા માંડયાં. પ્રથમ તેણે એદનુરના રાજા પર સવારી કરી તે શહેર લૂટી પુષ્કળ ધન મેળવ્યું, એ પ્રમાણે તેણે નાનાં નાનાં ઘણાં રાજ્યો જીતી પુષ્કળ પૈસા મેળવ્યો. આ પ્રમાણે હૈદરને બળવાન થતો જેઈ માધવરાવ પેશ્વાએ હૈદર ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યો, ને તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ ખંડણી લીધી. અને તેને પોતાનો ખંડીઓ બનાવ્યો. વળી બીજે વરસ હૈદરે કાલીકટ પર ચડાઇ કરી, ત્યાંના રાજાને હરાવ્યો; આથી પેશ્વાએ નિઝામ સાથે મળી હૈદર પર ફરી ચડાઇ કરી, પણ આ વખતે નિઝામ અને અંગ્રેજની સંધિ મુજબ નિઝામ સાથે અંગ્રેજો ભળ્યા હતા. તે પેશ્વાને ન ગમવાથી પેશ્વાએ એકલે હાથે હૈદર પર ચઢાઇ કરી અને તેની પાસેથી ૭૬ લાખ રૂપીઆ ખંડણી લીધી. આથી નિઝામ જુના પ્રધાન નંદરાજને પક્ષમાં લઇ કાવતરાં કરવા લાગ્યો, પણ હૈદરે નંદરાજને કેદ કરી, નિઝામને ૨૦ લાખ રૂપીઆ આપવાનું તથા ૬ લાખ ખંડણી તરીકે આપવાનું કબુલ કરી તેની સાથે પણ સલાહ કરી.



હૈદરઅલ્લી.

**મ્હૈસુરનો ૧ લો વિગ્રહ**:--આ પ્રમાણે મરાઠા અને નિઝામ સાથે સંધિ કરી હૈદરે અંગ્રેજ સાથે લડાઇ આરંભી. અંગ્રેજ સરદાર કર્નલ સ્મીથ હતો. તેણે તે ત્રણેના એકઠા થએલા લશ્કરને ચંગામ તથા ત્રિનોમાલી આગળ હરાવ્યું. ઇ. સ. ૧૭૬૭. આ વખતે હૈદરનો કુંવર ટીપુ પોતાના ચુંટી કાઢેલા સરદારો લઇ કર્ણાટકના મૂલકમાં લૂટ ચલાવતો હતો. તે પોતાના બાપની હાર થએલી સાંભળી એકદમ તેના બાપને આવી મળ્યો.

આ પછી એક લશ્કર કર્નલ પીચ બંગાળેથી લઇને આવ્યો, તે સીધો નિઝામની રાજધાની પર ચડ્યો. નિઝામે આથી ડરીને હૈદરનો પક્ષ છોડી દીધો. તો પણ હૈદર હિંમત નહિ હારતાં લડાઇ ચાલુ રાખી. તે પછી મુંબાઇથી એક બીજું લશ્કર હૈદર સામે પશ્ચિમના દરિયા કાંઠે મોકલ્યું. તેણે **મેંગલોર** લીધું તથા અબુર આગળ હૈદરના લશ્કરનો નાશ કર્યો, પણ હૈદરે તાબડતોબ ત્યાં પહોંચી મેંગલોર પાછું લીધું. ત પછી સ્મીથ પાછો લશ્કરને લઇને આવ્યો, અને તેણે હૈદરને હરાવી તેના ૮ કિલ્લા તાબે કર્યા, આથી હૈદર કંપનીને બાર મહાલ તથા ૧૦ લાખ રૂપીઆ આપી સલાહ કરવા માગતો હતો. પણ મદ્રાસના ગવર્નરે તે કબુલ ન કર્યાથી પાછી હૈદરે બમણા જોરથી લડાઇ શરૂ કરી. કર્નલ સ્મીથ બેંગલોર પર અને કર્નલ વુડ બાર મહાલ પર ચડ્યા, કર્નલ વુડ હૈદરથી એ વખત હારી ગયો, તેથી તેની જગોએ કર્નલ લેંગ આવ્યો, તે વખતે હૈદરે પોતાનો ગએલો મૂલક પાછો મેળવ્યો, તથા તાંજોરના રાજા પાસેથી ૪ લાખ રૂપીઆ ખંડણી લઇ મદ્રાસ પર ચડ્યો. તે વખતે મદ્રાસનો બચાવ કરવાને લશ્કર ન હોવાથી મદ્રાસના ગવર્નરે અકળાઇને સલાહ કરી; તેમાં એવું ઠર્યું કે એક બીજાનો જીતેલો મૂલક પાછો આપવો, તથા સંકટ સમયે એક બીજાને મદદ કરવી. ઇ. સ. ૧૭૬૯.

**સલાહનું પરિણામ**:—આ સલાહથી મદ્રાસના ગવર્નરની બહુ હલકાઇ થઇ, કારણ તેણે જાણવું જોઇતું હતું કે હૈદર અંગ્રેજ સાથે

સલાહ કરી પેશ્વા સાથે લડાઇ કરશે, તે વખતે પેશ્વા વિરૂદ્ધ હૈદરને મદદ થઇ શકશે નહિ.

**મરેઠા સાથે લડાઇઃ**—ઉપર પ્રમાણે સંધી કર્યા પછી હૈદરે તુરતજ મરાઠાને ખંડણી આપવી બંધ કરી, આથી પેશ્વા માધવરાવે હૈદરને ચીરકુલીના રણમાં હરાવી તેની પાસેથી ખંડણી લઇ તેના રાજ્યનો ઉત્તરનો ભાગ મરાઠી રાજ્ય સાથે જોડી દીધો. ઇ. સ. ૧૭૭૨. પણ હૈદરે આગળ જતાં એ ભાગ પાછો લઇ લીધો.

**મ્હૈસુરનો ૨ જો વિગ્રહઃ**—( ૧૭૮૦–૧૭૮૪ ). **કારણઃ**—ઇ. સ. ૧૭૭૨ માં મરાઠાઓએ હૈદર ઉપર ચડાઇ કરી, ત્યારે તેણે મદ્રાસના કરારની શરત પ્રમાણે અંગ્રેજોની મદદ માગી, પણ તેઓએ તે આપી નહિ. એ ઉપરાંત સને ૧૭૭૯ માં અંગ્રેજોએ ફ્રેંચ સાથેની લડાઇમાં માહી બંદર જીતી લીધું. જે હૈદરના રક્ષણ નીચેનું હતું, તેથી હૈદરે અંગ્રેજ સાથે લડાઇ આરંભી.

આ વખતે નિઝામ પણ અંગ્રેજને ગંતુર પરગણું આપવા અગાઉ કબુલ થએલ હતો, પણ તે તેને આપવું ગમતું નહોતું. તેથી તે પણ હૈદર સાથે એકત્ર થયો, તે પછી હૈદરે મરાઠાને ચોથ આપવાનું તથા ૧૧ લાખ રૂપીઆ આપવા કબુલ કરી તેને પણ પોતાની સાથે મેળવી ત્રણેનું એકત્રિત સૈન્ય એકઠું કરી અંગ્રેજ સાથે યુદ્ધ આરંભ્યું. આ વખતે હૈદર પાસે ૧ લાખ લશ્કર તથા ૧૦૦ તોપો હતી, જો કે આ વખતે તેની ઉમર ૭૮ વર્ષની હતી, તો પણ તે જુવાન જેવી ચંચળાઇ રાખતો હતો. આ બાબતની મદ્રાસ સરકારે જ્યાં સુધી હૈદર અંગ્રેજી મૂલક પર ચડયો, ત્યાં સુધી સાવચેતી રાખી નહિ તેથી હૈદર કર્ણાટક ઉપર ચડ્યો, તે વખતે તેની સામે હેકટર મનરો પોતાનું લશ્કર લઇ ગયો, પણ તે કાંજીવરમમાં છાવણી નાખી પડ્યો, એવામાં કર્નલ બેલી ગંતુર પર જતો હતો, તેને હૈદરે **પોલીલોર** આગળ હરાવ્યો. એ વખતે તેણે મનરોની મદદ માગી, પણ તે ડરીને મદ્રાસ જતો રહ્યો, આખરે બેલીનું બધું સૈન્ય નાશ પામ્યું. તેથી તે

ફક્ત ૨૦૦ માણસો સાથે શરણ થયો. આથી ગવર્નર જનરલ હેસ્ટિંગ્સે સર આયરકૂટને સૈન્ય આપી મદ્રાસ મોકલ્યો, તેના હૈદરના સૈન્યની ભેટ થતાં લડાઇ થઇ, પણ અંગ્રેજી સૈન્ય હારી; આથી કૂટ કડલોર ભણી ગયો, હૈદરે તેને ઘેરી પોર્તોનોવો આ લડાઈ જોડી, પણ તેમાં હૈદરના ૧૦ હજાર માણસો મરાયાથી હાર થઇ, આથી ટીપુ વાંદીવાસનો ઘેરો ઉઠાવી તેના બાપને મળ્યો. વળી સોલિંગર આગળ યુદ્ધ થયું તેમાં પણ હૈદર હાર્યો. પછી કર્નલ બ્રાથવેટ આવી મળ્યો, પણ તેને ટીપુના લશ્કરે ર્યો, આ પ્રમાણે કેટલીક વખત અંગ્રેજોની અને કેટલીક વ હૈદરની જીત થતી. એવામાં કૂટ વિલાયત ગયો, અને હૈદરની પણ ફ્રેંચ સૈન્ય યુરોપથી આવ્યું તેથી હૈદરે કર્ણાટકમાં અને ટી મલબાર કાંઠે યુદ્ધો ચલાવ્યાં. ઇ. સ. ૧૭૮૨.

**હૈદરનું મરણઃ—**એ સાલમાં હૈદર ૮૦ વર્ષની ઉમરે ; પામ્યો. તે બહાદુર, શૂરો, યુદ્ધમાં કુશળ, ચંચળ, દ્રઢ ને ઉમંગી કપટી. અને ક્રુર હતો. તેના મરણ વખતે ટીપુ મલબાર કાંઠે ચલાવતો હતો, તેથી તેને સમાચાર મોકલી તે આવતાં સુધી શબ મ્યાનામાં રાખી ફેરવ્યું. એટલામાં ટીપુએ આવી રાજ લગામ હાથમાં લીધી. ઇ. સ. ૧૭૮૨.

હૈદર મુઆ પછી ટીપુએ લડાઇ જારી રાખી, બુસ્સી ફ્રેંચ લઇ તેની મદદે આવ્યો. અંગ્રેજ સેનાપતિ કુટની જગાએ સ્ટુ હતો. તેણે બે વરસ લડાઇ ચલાવી. તેમાં કોઇવાર તેનો તો વાર ટીપુનો જય થતો. ટીપુએ અંગ્રેજ કેદીઓને બહુ દુઃખ અને કેટલાકને રીબાવી રીબાવીને મારી નાખ્યા; આથી ચ લશ્કર અને ધનની બહુજ ખરાબી થઇ. તેથી મદ્રાસના ગ મેંગલુર મુકામે ટીપુ સાથે સલાહ કરી. તેમાં એક બીજાનો લ મૂલક પાછો આપવાનું ઠર્યું. ઇ. સ. ૧૭૮૪.

**ટીપુ સાથે લડાઈ ( મ્હૈસુર ત્રીજો વિગ્રહ ):—**આ ૩

સલાહ થયા પછી તે પોતાનું બળ જમાવતો ચાલ્યો, તથા અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર સન ૧૭૮૯ માં હલ્લો કર્યો, તેથી



ટીપુ.

તે રાજાએ અંગ્રેજની સહાય માગી; અંગ્રેજોએ ટીપુને ત્રાવણકોર પર હલ્લો નહિ કરવાને કહ્યું, પણ ટીપુએ તે ગણકાર્યું નહિ. એની સાથે બીજું કારણ નિઝામ પર તથા બીજાઓ પર કાર્નવાલીસે પોતાના મિત્રો તરીકે કાગળ લખ્યાં, પણ તેમાં ટીપુનું નામ ન લખ્યું. આથી પણ ટીપુ ગુસ્સે થયો હતો; તેથી તેણે લડાઇ આરંભી ઇ. સ. ૧૭૯૦.

જનરલ મેદોસ લશ્કર લઇ ટીપુના રાજ્યપર ચડ્યો, પણ ટીપુએ તેના લશ્કરને બે ઠેકાણે હરાવ્યું. આથી ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલિસે મરાઠા તથા નિઝામે સાથે સલાહ કરી ટીપુના લશ્કર પર ત્રણે ઠેકાણેથી હુમલો કર્યો; અને કાર્નવાલીસ પંડે મ્હૈસુર ઉપર ચડ્યો. પરશુરામ ભાઉ તથા હરિપંત ફડકે મરાઠી સૈન્ય લઇ આવ્યા હતા, તેમનો અટકાવ કરવાને ટીપુએ પ્રયત્ન કર્યો; પણ તે હારી ગયો, તેથી તેણે બ્હીને સલાહ કરી. તેમાં એવું ઠર્યું કે ટીપુએ અર્ધું રાજ્ય તથા ૩ કરોડ રૂપીઆ અંગ્રેજને અને ૩૦ લાખ રૂપીઆ મરેઠાને આપવા. આ સરતો પાળતાં સુધી તેના બે છોકરા બાંહેધરીમાં આપવા, અર્ધા રાજ્યમાંથી તુંગભદ્રાની ઉતરનો પ્રાંત મરેઠાને, ગજકોટ ને કડપા નિઝામને આપી બાર મહાલ, મલબાર અને ડીંડીગલ અંગ્રેજે રાખ્યા.

## ટીપુ સાથે બીજી લડાઇ ( મૈસુર ચોથો વિગ્રહ )



નેપોલિઅન.

**કારણ**:—ટીપુને થએલું નુકસાન બહુ ભારે હતું, તેનું અર્ધું રાજ્ય ગયું; તથા ખજાનો ખાલી થયો, એ તેનાથી ખમાયું નહિ તેથી તેણે ફ્રાન્સના રાજા **નેપોલીઅન** સાથે તથા કાબુલના રાજા ઝમાનશાહ સાથે પત્ર વ્યવહાર ચલાવી અંગ્રેજને હિંદમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો. આ વખતે ગવર્નર જનરલ **માર્કવેસ વેલેસ્લી** હતો, તે મદ્રાસ આવ્યો. અને ટીપુ સાથે લડાઇ જાહેર કરી.

તેણે નિઝામના રાજ્યમાંથી તથા આર્કાટમાંથી લશ્કર મંગાવી ૩૦,૦૦૦ સૈન્ય જનરલ હારિસની સરદારી નીચે મૈસુર પર મોકલ્યું. નિઝામના સૈન્યનો ઉપરી આર્થર વેલેસ્લી હતો, અને મુંબાઇથી આવેલા લશ્કરનો ઉપરી જનરલ સ્ટુઅર્ટ હતો. હારિસે **માલવેલી** આગળ, અને સ્ટુઅર્ટે **સિંદાસુર** આગળ ટીપુના સૈન્યનો પરાભવ કર્યો. આથી ટીપુ સલાહ કરવાને ઇચ્છવા લાગ્યો. પણ અંગ્રેજની માગણી તેનાથી કબુલ થઇ નહિ. તેથી તે શ્રીરંગપટ્ટણમાં ભરાયો. ત્યાં આર્થર વેલેસ્લીએ **શ્રીરંગપટ્ટણને** ઘેરો ઘાલ્યો, ટીપુ બહાદુરીથી લડ્યો, પણ તે મરાયો. આ પછી અંગ્રેજોએ ટીપુના છોકરાઓને તથા તેના કુટુંબને વેલોરમાં રાખ્યાં, અને તેમને પેન્શન બાંધી આપ્યું. અને ટીપુના શબને માનસહીત દાટવામાં આવ્યું.

ટીપુના રાજ્યમાંથી થોડો ભાગ આગલા રાજાના વંશજને આપ્યો, તે નાનો હતો તેથી તેની દેખરેખ માટે કમીશનર નીમ્યો, બાકીના રાજ્યમાંથી થોડું નિઝામને આપી બાકીનું અંગ્રેજોએ રાખ્યું. ટીપુ પણ સ્વભાવે એના બાપ જેવોજ બહાદુર અને ઘાતકી હતો.



## પ્રકરણ ૫ મું.

### અંગ્રેજી રાજ્યમાં વધારો.

કલાઇવના ગયા પછી પાંચ વર્ષ સુધીમાં બે ગવર્નરો થયા, તેમના વખતમાં હૈદર સાથેની લડાઇ સિવાય બીજો જાણવા લાયક બનાવ બન્યો નથી, પણ ઇ. સ ૧૭૭૦માં બંગાળામાં મોટો દુકાળ પડયો, ને લાખો માણસો મરણ પામ્યાં. તેથી તથા કંપનીના નોકરો લાંચ માટે રૈયત પર બહુ જુલમ કરતા; આથી અંગ્રેજોએ નવી પદ્ધતિથી વહીવટ કરવાની યોજના કરી; અને તેનો અમલ કરવાને કંપનીની નોકરીમાં કેળવાએલા અને કલાઇવના હાથ નીચે તાલીમ લીધેલા **વોરન હેસ્ટિંગ્સને** ગવર્નર ઠરાવીને મોકલ્યો. ઇ. સ. ૧૭૭૨. તેણે દેશી અધિકારીઓ કહાડી નાખી અંગ્રેજ અધિકારીઓ નીમ્યા, અને અંગ્રેજી રાજ્યને સારી રીતે મજબુત બનાવ્યું.



વોરન હેસ્ટિંગ્સ.

**મરાઠાઓ વિરૂદ્ધ પગલાં**:-સને ૧૭૬૫માં કલાઇવે શાહઆલમને અલાહાબાદ તથા કોરા પ્રાંતો આપ્યા, આથી મરાઠાનો પગપેસારો અટકશે એમ જણાતું હતું. પણ મહાદજી સિંધિઆએ ઇ. સ.

૧૭૭૦ માં દિલ્હીનો કબજો લીધો, અને પાદશાહને સમજાવી દિલ્હી લઇ ગયો, અને પાદશાહને પોતાની સત્તા નીચે રાખ્યો, આથી હેસ્ટિંગસે ૨૬ લાખની ખંડણી આપવી બંધ કરી, અને તે પ્રાંતો મરાઠાના હાથમાં જતા અટકાવવાને અયોધ્યાના નવાબને ૫૦ લાખ રૂપીએ વેચી નાખ્યા, અને મરાઠા અયોધ્યા પર આવે તો લશ્કરી મદદ કરવા કબુલ કર્યું. આ કરારને **બનારસની** સંધિ કહે છે.

**કંપનીના કારભારમાં પાર્લામેન્ટનું વચ્ચે પડવું:**—કંપનીના ભાગીદાર તથા ડિરેકટરોનો સંબંધ વેપાર સાથેજ હતો. તેથી તેમની ઇચ્છા તેમનાં રોકલાં નાણાં પર વધારે વ્યાજ મળે તેવી હતી. રાજ્યસત્તા વધે તેની સાથે તેમને કાંઇ પણ સંબધ ન હતો, આથી કંપનીના નોકરો જુદાં જુદાં ખર્ચો બતાવી નાણાં ઉચાપત કરી જતા, અને તેથી કંપનીને માથે દેવું રહેતું. ડિરેકટરો વિલાયતની બેંકમાંથી નાણું ઉપાડતા, પણ તે નાણું બેંકે ધીરવાની ના પાડી હતી, આખરે આ બધાથી કંટાળી વિલાયતના પ્રધાન **લોર્ડ નોર્થે** જીતેલા મૂલક પર ઇંગ્લાંડના રાજાની સત્તાનો હક કર્યો. આથી કંપની સામે થઇ, પણ આખરે પાર્લામેન્ટ તથા કંપની વચ્ચે સમાધાની થતાં કંપનીનો પટા કરી આપવામાં આવ્યો, તેમાં કેટલાક રાજદ્વારી ફેરફાર કર્યા, અને હિંદમાં ચાલતું અંધેર અટકાવવાને પાર્લામેન્ટે પોતાના હાથમાં રાજ્ય કારભાર લીધો અને **રેગ્યુલેટિંગ એકટ** પસાર કર્યો.

**રેગ્યુલેટિંગ એકટ:**-(૧૭૭૩.) બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલ કહેવો. અને મુંબાઇ તથા મદ્રાસના ગવર્નરના ઉપરી તરીકે નીમવો; અને તેનો પગાર દર સાલ ૨૫૦૦૦ પાંડ આપવા.

(૨) ચાર મેમ્બરોની એક કાઉન્સીલ નીમવી. તેમણે ગવર્નર જનરલને મત આપવો, અને તે બાબતમાં તેમની સત્તા ગવર્નર જનરલ જેટલીજ રાખવી; દરેક મેમ્બરને ૧૦૦૦૦ પાંડ દર વરસે પગારના આપવા.

(૩) દર ચાર વરસે કંપનીના ડિરેક્ટરોમાં ફેરફાર કરવો, અ
તેમને ૫૦૦ થી ૧૦૦૦ પાંડ આપવા, કોઇને ચાર કરતાં વધારે મ
આપવા દેવા નહિ.

(૪) કલકત્તામાં એક સુપ્રિમ કોર્ટ (સદર અદાલત)સ્થાપવી, અ
તેને ગવર્નર જનરલથી જુદી સત્તા આપવી, મુખ્ય ન્યાયાધીશ
દર સાલ ૮૦૦૦ પાંડ આપવા અને બીજા ત્રણ ન્યાયાધીશને ૬૦
પાંડ આપવા, આ બધાની નીમણુંક ઇંગ્લાંડનો રાજા કરે.

(૫) કંપનીના નોકરો કાંઇપણ ભેટ અથવા નજરાણું લઇ શ
નહિ, અથવા કોઇ પણ તરેહના વેપાર કરે નહિ.

(૬) ઇસ્ટ ઇંડિયા કંપનીનાં કામોની અત્યારે અને હવે પછ
પ્રધાનોએ સંભાળ રાખવી.

**રેગ્યુલેટિંગ એક્ટની અસરઃ**—વડી અદાલત અને કાઉન્સી
લના કામોની સત્તા બરાબર હદ્દવાળી નહિ હોવાથી ગવર્નર જનરલ
કેટલીક વખત હેરાન થવું પડયું. (૨) ઇસ્ટ ઇંડિયા કંપનીના કામોમ
અંગ્રેજ પ્રજા વધારે રસ લેતી થઇ. આ એક્ટની રૂએ હેસ્ટિંગ્સ
હિંદનો પહેલો **ગવર્નર જનરલ** થયો. ઇ. સ. ૧૭૭૪.

**હેસ્ટિંગ્સના કાઉન્સીલરોઃ**—રેગ્યુલેટિંગ એક્ટની રૂએ હે
સ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો, તે સાથે તેને મદદ કરવાને કર્ન
મોન્સન, જનરલ કલેવરિંગ, મી. ફ્રાન્સિસ, અને મી. બાર્વેલ કાઉન્સી
લરો નીમાયા; આ માંહેના પહેલા ત્રણને અને હેસ્ટિંગ્સને અણબના
હોવાથી તેઓ કોઇ બાબતમાં હેસ્ટિંગ્સનું ચાલવા દેતા નહિ.

હેસ્ટિંગ્સને આ પ્રમાણે સત્તાહીન જોઇ તેના પર ઘણાં તહોમતે
મૂકવામાં આવ્યાં, તેમાં **નંદકુમાર** નામના બ્રાહ્મણે મિરજાફરન
વિધવા પાસેથી ૩ા લાખ રૂપીઆ લાંચ લીધાનું તહોમત મૂક્યું
તે બાબત તપાસ ચાલતી હતી, એવામાં નંદકુમારની ઉપર કોઇએ
ખોટો દસ્તાવેજ કર્યાનું તહોમત મૂક્યું. તેમાં તે ગુન્હેગાર ઠરતાં કો
તેને વિલાયતના કાયદા લાગુ પાડી ફાંસીની સજા કરી; વળી અ

પછી વિરૂદ્ધ પક્ષમાંનો એક કાઉન્સીલર મરણ પામ્યાથી તથા એક વિલાયત જવાથી હેસ્ટિંગ્સ જોર પર આવ્યો, અને તેનું ધાર્યું થવા લાગ્યું.

**હેસ્ટિંગ્સના સુધારાઃ**—બંગાળાની દ્વિરાજ્ય પધ્ધતિ જે લોર્ડ કલાઇવના વખતથી ચાલુ થઇ હતી, તે તેના ગયા પછી રયતને બહુ દુઃખદાયક થઇ. કારણ કે વસુલાતી ખાતાવાળા તથા ફોજદારી ખાતાવાળાઓ જુદી જુદી રીતે લાંચ લઇ પ્રજાને પાયમાલ કરતા હતા. આ પ્રમાણે બંને તરફથી રૈયત દુઃખી થતી હોવાથી હેસ્ટિંગ્સે તે પધ્ધતિ કાઢી નાખી બધો અધિકાર કંપનીના હાથમાં રાખી ન્યાય ખાતામાં તથા વસુલાતખાતામાં નવી જગો કહાડી તે પર અંગ્રેજ અમલદારો નીમ્યા, અને નવાબના દેશી માણસોના હાથમાંથી વહીવટ લઇ લીધો.

(૨) ડિરેકટરોને જમીનની ઉપજ બહુ ઓછી આવતી, અને રઇયત પાસેથી અધિકારીઓ નાણાં લઇ જતા, આથી હેસ્ટિંગ્સે પાંચ વરસને પટ્ટે જમીન ઇજારે આપી; અને રઇયત પાસેથી બીજા બધા લેવાતા લાગા બંધ કરી દીધા પણ આથી જમીનદારો રઇયત પર બહુ જુલમ કરતા.

(૩) દિવાની ફોજદારી કોર્ટો દરેક પરગણામાં કરી, અને ત્યાંના દેશી ન્યાયાધીશો તથા ફોજદારોની સત્તા કમી કરી તે પર અંગ્રેજ ન્યાયાધીશો તથા પોલીસ કમીશનરો નીમ્યા.

(૪) કલકત્તામાં દિવાની અને ફોજદારી કોર્ટો જુદી સ્થાપી, પહેલામાં ગવર્નર જનરલ પોતે ન્યાય આપતા, અને બીજામાં ન્યાયાધીશો હતા, દરેકમાં મદદ કરવાને આસેસરો નીમ્યા હતા અને હિંદુ અને મુસલમાન કાયદા પ્રમાણે અમલ કરવામાં આવતો હતો.

(૫) વેપાર પરના કેટલીક તરેહના કરમાં ઘટાડો કરી વેપાર વધે તેવા ઉપાયો કર્યાં.

**હેસ્ટિંગ્સના અઘટિત અને નિંદ્ય કામોઃ**—હેસ્ટિંગ્સ પાસે

વારંવાર ડીરેકટરો નાણાંની મોટી રકમની માગણી કર્યા કરતા હતા, અને કાઉન્સીલમાં તેનું વજન ન હોવાથી ડિરેકટરોને રાજી રાખવા તેને ઘણાં નિંદ્ય કામો કરવાં પડતાં. (૧) બંગાળાના નવાબને મળતું પેન્શન અર્ધું કરી નાખ્યું, તથા નવો નવાબ બાળક હોવાથી તેની માને વાલી ઠરાવી તેની પાસેથી કેટલુંક ધન લીધું. (૨) દિલ્હીના પાદશાહને અપાતી ૨૬ લાખ રૂપીઆની ખંડણી બંધ કરી, તથા તેને આપેલા અલ્હાબાદ અને કોરા પ્રાંતો પાછા લઇ અયોધ્યાના નવાબને ૫૦ લાખ રૂપીઆમાં વેચાતા આપ્યા. (૩) રોહીલા લોકોએ મરાઠાની સવારીની બીકથી અયોધ્યાના નવાબની મદદ માંગી હતી, અને તે બદલ તેને ૪૦ લાખ રૂપીઆ આપવાના કબુલ કર્યા હતા, પણ તે વર્ષે મરાઠા નહિ આવ્યાથી મદદની જરૂર ન પડી અને બીજે વર્ષે આવ્યા ત્યારે મરાઠાને પૈસા આપી પાછા વાળ્યા, આથી નવાબની જરૂર ન પડતાં તેમણે નવાબને રૂપીઆ આપ્યા નહિ, આથી નવાબે ૪૦ લાખ રૂપીઆ કંપનીને આપવા કબુલ કરી અંગ્રેજની મદદ માગી. હેસ્ટિંગ્સે પૈસાની ખાતર ખોટી રીતે નવાબને મદદ કરી, તેમાં નવાબે રોહીલાનો મૂલક જીતીને લૂટી લઇ તે લોકોને પાયમાલ કરી નાખ્યા. (૪) કાશીનો રાજા ચૈયતસિંહ દર વરસે ૨૨ાા લાખ રૂપીઆ ખંડણી આપતો. આ વખતે નાણાંની તાણને લીધે હેસ્ટિંગ્સે વધારે નાણાં ખંડણી તરીકે માગ્યાં પણ રાજાએ તે ન આપ્યાં, આથી હેસ્ટિંગ્સે તેનો ૫૦ લાખ રૂપીઆ દંડ કર્યો, રાજાએ તે પણ ન આપ્યાથી હેસ્ટિંગ્સે તેના પર અંગ્રેજના દુશ્મનો સાથે પત્રવ્યવહાર ચલાવે છે, એવું તહોમત મૂકી તેને ઉઠાડી મૂકી તેના ભાણેજને દર સાલ ૪૦ લાખ રૂપીઆ ખંડણીના લેવા ઠરાવી ગાદીએ બેસાર્યો, અને તેનો દિવાની ફોજદારી અધિકાર લઈ લીધો, (૫) અયોધ્યાના નવાબ પાસે ખંડણીના ઘણા રૂપીઆ લહેણા ચઢી ગયા હતા, તે હેસ્ટિંગસે જુલમથી તેની મા પાસેથી કઢાવ્યા; વિગેરે ઘણાજ અન્યાય તથા જુલમનાં કામો કર્યાં હતાં.

**મરાઠા અને હૈદર સાથે લડાઇઃ**—આ પ્રમાણે નાણાં કઢાવી હેસ્ટિંગ્ઝે મરાઠા અને હૈદર સાથે લડાઇ આરંભી. (આ બાબતનું વર્ણન આગળ અપાઇ ગયેલ છે.) તેમાં કેટલોક વખત બંનેની હાર જીત થયા પછી છેવટે સલાહ થઇ. તે પછી હૈદર મરણ પામવાથી ટીપુ સાથે પણ સલાહ થઇ.

**પીટનું બીલઃ**—આ પ્રમાણે નાણાં સંબંધી જુલમાટને લઇને હિંદના કારોબારમાં ઇંગ્લાંડની સરકારને માથું મારવાની ફરી જરૂર પડી, અને તેની તપાસને માટે એક મંડળ નીમ્યું, તેમાં ફોકસ નામનો પ્રધાન મુખ્ય હતો તેણે તપાસ કરતાં એવું જણાવ્યું કે કંપની પાસેથી રાજ્ય વહીવટ લઇ પાર્લામેંટના અમલદારોને સોંપવો. આ પ્રમાણેનો એક ખરડો પાર્લામેંટમાં રજુ કર્યો, પણ તે બાબત તે વખતે નામંજુર થઇ; વળી બીજે વરસે **પીટ** નામના પ્રધાને એક ખરડો તયાર કરી પાર્લામેંટમાં મૂક્યો, તે ખરડો મંજુર થયો. તેની મતલબ નીચે પ્રમાણે હતીઃ—(૧) ઇંગ્લાંડની પાર્લામેન્ટે ૬ સભાસદો નીમવા, એ ૬ સભાસદોએ હિંદની રાજ્ય વ્યવસ્થા કરવી, (૨) ૬ સભાસદ માંહેનો એક પ્રમુખ તરીકે નીમવો, જે પાર્લામેન્ટને જવાબદાર રહે (૩) વેપાર સિવાય ડીરેક્ટરોએ બીજી કોઇ પણ બાબતમાં ધ્યાન આપવું નહિ. (૪) ગવર્નર જનરલને જરૂર હોય તો કાઉન્સીલથી સ્વતંત્ર સત્તા આપવી. (૫) ગવર્નર જનરલની સભામાં ૪ ને બદલે ૩ સભાસદો રાખવા, જેમાંથી એક હિંદના લશ્કરનો સેનાપતિ હોવો જોઇએ. (૬) ગવર્નર જનરલે પાર્લામેન્ટની મંજુરી વિના હિંદમાં લડાઈ કે સલાહ કરવી નહિ. (૭) કંપનીના નોકરોએ દેશી રાજાને નાણાં ધીરવાં નહિ. (૮) મુંબાઇ તથા મદ્રાસના ગવર્નરને એકેકી કાઉન્સીલ આપવી. (૯) કંપનીના નોકરોએ કોઇ પણ તરેહનો વેપાર કરવો નહિ. (૧૦) ગવર્નર જનરલ અને બીજા મોટા અમલદારોની નીમણુક પાર્લામેન્ટની રજા લઇનેજ કરવી. (૧૧) હિંદની કોર્ટો પર વિલાયતમાં એક હાઇકોર્ટ સ્થાપવી કે જે હિંદના

ટંટાના જરૂર પડ્યે ચુકાદા કરે (૧૨) પાર્લામેન્ટે નીમેલા સભાસદોનો વાકેફ રાખવા એક ડિરેક્ટરોનું ગુપ્ત મંડળ રાખવું.

**હેસ્ટિંગ્સનું સ્વદેશ ગમન:**—ઇ. સ. ૧૭૮૫ માં હેસ્ટિંગ્સ વિલાયત ગયો, ત્યાં તેણે ધન મેળવવા માટે કેટલોક જુલમ કર્યો હતો, તે બાબતમાં તેના સામે ફ્રાન્સિસ વિગેરેએ પાર્લામેન્ટમાં ફરીઆદ કરી, તેમાં ૭ વર્ષ સુધી કામ ચાલી છેવટ તે નિર્દોષ ઠર્યો, તો પણ તેને દશ લાખ રૂપીઆનું ખર્ચ થઇ ગયું.

**હેસ્ટિંગ્સના ગુણો:**—મુત્સદ્દી, સમયસૂચક, હિંમતવાન અને હુશિયાર હતો, પણ તેનામાં યુદ્ધ કૌશલ્ય ન હતું. તોપણ તેણે અંગ્રેજી રાજ્ય સારી રીતે આબાદ કર્યું. અંગ્રેજી રાજ્ય સ્થાપવામાં, અંગ્રેજી રાજ્યનું હિત સાચવવામાં તે કલાઇવથી બીજે નંબરે આવી શકે ખરો.

**લોર્ડ કાર્નવાલીસ:**—(૧૭૮૬–૧૭૯૩–૭). હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૭૮૫ માં વિલાયત ગયો, તે પછી થોડા વખત સુધી સરજોન મેકફર્સને ગવર્નર જનરલનું કામ ચલાવ્યું, તે પછી કાર્નવાલીસ ગવર્નર જનરલ થઇ આવ્યો. તેના વખતમાં મુખ્ય ૩ બનાવ બન્યા (૧) કંપનીના નોકરોને લાંચ લેતા અટકાવવાનું. (૨) ટીપુ સાથે લડાઇ (મ્હૈસુર ત્રીજો વિગ્રહ.) (૩) બંગાળાની જમીનદારી.



લોર્ડ કાર્નવાલીસ.

**કંપનીના નોકરોને લાંચ લેતા અટકાવવા:**—કંપનીના નોકરો હિંદમાં દેશી રાજાઓ તથા રૈયત પાસેથી લાંચ લેતા તે બા-

બતની ફરીઆદ ડિરેકટરો પાસે થયાજ કરતી. તેથી તેઓએ કાર્નવાલિસને તે બાબતનો તુરત બંદોબસ્ત કરવાની ભલામણ કરી તે મુજબ તેણે હિંદમાં આવી તુરતજ નોકરોના પગાર વધારી તેમને લાંચ લેતા અટકાવ્યા અને લાંચ લેનારને શિક્ષા કરી. વળી તેણે કલેકટરો અને ન્યાયાધીશોનું કામ જુદું પાડી બે જુદા જુદા માણસો નીમ્યા, તથા દિવાની ફોજદારી કાયદા બનાવ્યા.

**ટીપુ સાથે લડાઈ (મ્હેસુરનો ત્રીજો વિગ્રહ)**:—આ પછી મ્હેસુરનો સુલતાન ટીપુ મલબાર કાંઠાના લોકો પર તથા ત્રાવણકોરના રાજા પર ચડાઇ કરી ત્યાંના લોકોપર ત્રાસ વર્તાવતો હતો, તેથી કાર્નવાલિસે તેના પર ચડાઇ કરી, તેમાં ટીપુ હાર્યો. ને તેણે ઇ. સ. ૧૭૯૨ માં સલાહ કરી. (આ બાબતનું વર્ણન આગળ આવી ગએલ છે).

**જમીનદારી**:—કાર્નવાલીસે ઇ. સ. ૧૭૯૩ માં બંગાળામાં જમીનદારીનો ધારો દાખલ કર્યો, તેણે પાદશાહી વારામાં તથા અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં દશ દશ વર્ષ સુધી પરગણાં ઇજારે અપાતાં. તે ધારો કહાડી વંશપરંપરાનો પટ્ટો આપી દરસાલ અમુક રકમ લેવાની ઠરાવી. આથી ખેડુતો પર જમીનદારો જુલમ કરતા, તો પણ સરકાર વચ્ચે પડતી નહિ. આ પટ્ટાથી બંગાળામાં મોટા મોટા જમીનદારો થયા તે આજ પર્યંત છે.

**અંગ્રેજી મુલકનો વધારો**:—કાર્નવાલિસે અંગ્રેજી મૂલકમાં કેટલોક વધારો કર્યો: (૧) ટીપુ પાસેથી લડાઇમાં મૂલક મેળવ્યો; (૨) નિઝામના રાજ્યમાં અંગ્રેજી લશ્કર રાખવાનું ઠરાવી તેના ખર્ચ બદલ ગંતુર પરગણું લીધું; (૩) કર્ણાટકના નવાબને પણ અંગ્રેજી સૈન્ય રાખવાનું કરી તેની પાસેથી ૯ લાખની ઉપજનો મૂલક લીધો; (૪) યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ સળગવાથી ફ્રેંચ થાણાં જીતી લીધાં.

**કંપનીનો પટ્ટો**:—કંપનીને મળેલા પટ્ટાની મુદત પુરી થતાં ઇ. સ. ૧૭૯૩ માં બીજો ૨૦ વર્ષનો પટ્ટો મળ્યો, તેમાં કંપની સિવાય બીજા કોઇપણ વેપારીને ૩૦૦૦ ટન સુધીનો વેપાર કરવાની છૂટ મળી.

**કાર્નવાલિસનું વિલાયત જવું**:—કાર્નવાલિસ ઇ. સ. ૧૭૯૩ માં વિલાયત ગયા; તે હુશિયાર તથા લડવૈયા તરીકે કુશળ હતો.

**સરજાનશોર**:—(૧૭૯૩–૧૭૯૮–૫) એનો વિચાર દેશી રાજાઓની માંહોમાંહેની લડાઇમાં હાથ નહિ ઘાલવાનો હતો; પણ આ પ્રમાણે થવાથી મરાઠાઓએ નિઝામપર ચડાઇ કરી, ત્યારે અંગ્રેજે તેને મદદ કરી નહિ તેથી તેણે ફ્રેંચ નાયકો રાખી પોતાના લશ્કરને કવાયતી બનાવવા માંડયું અને ટીપુ પણ લડાઇની તૈયારી કરવા લાગ્યો. એના વખતમાં કર્ણાટકનો નવાબ મહમદઅલી, તથા અયોધ્યાનો નવાબ અસોફઉદ્દૌલા મરણ પામ્યા, મહમદઅલીની ગાદીએ તેનો દીકરો બેઠો. અને અયોધ્યાના નવાબની ગાદીએ તેના પુત્ર વજીરઅલીને બેસાડયો. પણ તે ખરો પુત્ર નથી એવો બુમાટ ચાલતાં અસોફઉદ્દૌલાના ભાઇ સાદતઅલીને ગાદી આપી.

એના વખતમાં લશ્કરના અમલદારોએ ભથ્થાને માટે વાંધો ઉઠાવ્યો. તેથી તેમને કાયમી ભથ્થુ આપવા માટે ૭ લાખ રૂપીઆ મંજુર કરવા પડયા.

આ પ્રમાણે આ બોજો કંપનીપર કાયમી તરીકે પડવાથી સરજાનશોરને બોલાવી તેની જગાએ કાર્નવાલીસને મોકલવાનું ડિરેકટરોએ ઠરાવ્યું, પણ તેને કેટલીક બાબતમાં વાંધો પડવાથી તેણે રાજીનામું આપતાં તેની જગાએ લોર્ડ વેલેસ્લી ગવર્નર જનરલ નીમાયો.



# પ્રકરણ ૬ ઠું.

## અંગ્રેજી રાજ્યમાં પુષ્કળ વધારો.

**લોર્ડ વેલેસ્લી**:—(૧૭૯૮–૧૮૦૫–૭). સરજાનશોરનો વિચાર દેશી રાજ્યોની માંહોમાંહેની લડાઇમાં હાથ ઘાલવો નહિ એવો હતો, પણ વેલેસ્લીનો વિચાર તો દેશી રાજાઓને પોતાના રક્ષણ નીચે રાખી તેમને અંગ્રેજી સહાયકારી સૈન્ય આપી હિંદમાં અંગ્રેજી સત્તા સર્વોપરી કરવાનો હતો.



લોર્ડ વેલેસ્લિ ઉર્ફે મોર્નિંગ્ટન.

**આ વખતની હિંદની સ્થિતિ**: (૧) મરાઠી રાજ્ય જોરપર હતું, પણ તે ખટપટીયું થઇ ગયું હતું; (૨) દિલ્હીનો પાદશાહ સિંધિઆના તાબામાં આવ્યો હતો; (૩) નિઝામના રાજ્યમાં ફ્રેંચો આગળ પડતા હતા; (૪) ટીપુ અંગ્રેજને કાઢવાના પ્રયત્ન કરતો હતો; (૫) કર્ણાટકનો નવાબ કંપનીના દાબથી ગણગણાટ કરતો હતો; (૬) ત્રાવણકોર અને તંજાવરના રાજા કંપનીના પક્ષમાં હતા; (૭) અયોધ્યા અંગ્રેજના આશ્રયે આવ્યું હતું; (૮) પંજાબમાં રણજીતસિંહ શીખ સત્તાને ફરીથી સ્થાપવા મહેનત કરતો હતો; (૯) રજપૂતાનાનાં રાજ્યોને મરાઠા હેરાન કરતા હતા. આ પ્રમાણે હિંદની સ્થિતિ હતી. તે વચ્ચે અંગ્રેજી સત્તા સર્વોપરી કરવાના તેના વિચારો તેણે દઢતાથી અમલમાં મૂકયા. આથી રાજાઓ અંદરો અંદર લઢી રૈયતની પાયમાલી કરતા હતા તે બંધ થયું, પણ રાજાઓ તદ્દન બળહીન, અને બાયલા બની ગયા.

**વેલેસ્લીના વિચારો:**—દરેક રાજ્યને અગ્રેજના રક્ષણ હેઠળ રાખી તેઓના રક્ષણ અર્થે તેમના રાજ્યમાં અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવું, અને તેના ખર્ચ બદલ તેટલી વાર્ષિક ઉપજનો સરકારને મૂલક આપે; અથવા તો તેટલી રોકડ રકમ આપે. (૨) કંપનીની મંજુરી સિવાય કોઇ પણ રાજ્ય જોડે સલાહ અથવા લડાઇ કરી શકે નહિ. (૩) અંગ્રેજ સિવાય કોઇ યુરોપી પ્રજાને નોકર રાખવો નહિ. (૪) દેશી રાજ્યોની માંહોમાંહેની તકરારની પતાવટ અંગ્રેજ કરાવી આપે. આ વિચારોનો નિઝામ, ગાયકવાડ, અયોધ્યાના નવાબ, સિંધિઆ, ભોંસલે, હોલ્કર અને રજપૂતો પાસે જુદાં જુદાં કારણોથી અમલ કરાવ્યો.

**નિઝામ સાથે સંધિ:**—ઉપરની સરતો પાળવાને પ્રથમ તેણે નિઝામને લખ્યું, તેણે ફ્રેંચ સરદારોને રજા આપી. અંગ્રેજનું ૬૦૦૦ સહાયકારી સૈન્ય રાખ્યું, અને તે બદલ ૨૪ લાખની ઉપજનો મૂલક આપ્યો.

**મ્હેસુરનો ચોથો વિગ્રહ:**—નિઝામ પછી તેણે આ કરાર કબુલ રાખવા ટીપુને લખ્યું, પણ તે તો અંગ્રેજો ઉપર ક્રોધે ભરાઇ રહેલોજ હતો; કારણ તેનું અર્ધું રાજ્ય ગયું હતું. તેથી તેણે તે ઠરાવ માન્ય રાખ્યા નહિ. આ કારણને લઇને તથા તે કાબુલના રાજા ઝમાનશાહ તથા નેપોલીઅન સાથે પત્ર વ્યવહાર ચલાવી હિંદ ઉપર તેમને ચડી આવવા ઉશ્કેરતો હતો, એ વગેરે કારણોને લઇને તેણે ટીપુ સાથે લડાઇ કરી તેને હરાવીને માર્યો. એ વાત આગળ આવી ગઇ છે.

**મરાઠી રાજ્ય:**—તે પછી તેણે મરાઠી રાજ્યમાં સહાયકારી, સૈન્ય રાખવાને લખ્યું. પણ ઇ. સ. ૧૮૦૦ સુધી નાના ફડનવીસના જીવતાં લગી વેલેસ્લીની એ ધારણા પાર પડી નહિ, કારણ તે સમજતો હતો કે અંગ્રેજી સૈન્ય રાખવું તે મરાઠી સત્તા ખોવા બરાબર છે. પણ તેના મરણ પછી મરાઠાઓ માહોમાંહે લડી મુઆ, તેમાં

એક પક્ષે અંગ્રેજોની મદદ માગી, અને બીજા પક્ષે અંગ્રેજ સાથે લડાઇ કરી. (આથી મરાઠી બીજો અને ત્રીજો વિગ્રહ થયો, જેનું વર્ણન આગળ આવી ગએલ છે). તેમાં અંગ્રેજોની જીત થઇ અને દરેક રાજ્યમાં સહાયકારી સૈન્ય રાખવાની વેલેસ્લીની ઉમેદ પાર પડી.

**વગર લડાઈએ ખાલસા કરેલાં રાજ્યો:**—ઇ. સ. ૧૭૯૯ માં તંજાવરનો રાજા મરણ પામ્યો. તેને અમરસિંગ નામનો સાવકો ભાઇ અને સરફોજી નામના દત્તપુત્ર હતા, તે બંને ગાદી માટે લડયા. અંગ્રેજે દત્તપુત્રનો હક નામંજુર કરી અમરસિંગનો હક મંજુર રાખ્યો. પણ તેના તરફ રૈયતની પ્રીતિ ન હોવાથી તેને પેન્શન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું. (૨) એજ પ્રમાણે સુરતના નવાબને પણ પેન્શન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું. (૩) કર્ણાટકના નવાબ મહમદઅલીના પુત્ર ઉમદત ઉલ ઉમરાને ટીપુ તરફની છાની મિત્રતાને લીધે તથા અવ્યવસ્થાને લઇને પેન્શન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું. (૪) ફરૂકાબાદના નવાબનો ૧૦ લાખની ઉપજનો મૂલક લઇ ૮૦ હજારનું વર્ષાસન બાંધી આપ્યું. (૫) અયોધ્યાના નવાબ પાસેથી સહાયકારી સૈન્યના લેણા બદલ વાયવ્ય પ્રાંતો લીધા. (૬) નિઝામના રાજ્યમાં રાખેલ સૈન્યના બદલામાં ટીપુ પાસેથી મળેલો મૂલક લીધો (૭) મહૈસુરના સુલતાન પાસેથી કાનડા, કોઇમ્બતુર તથા બીજો મૂલક લીધો. (૮) પેશ્વા પાસેથી ૨૬ લાખની ઉપજનો, સિંધિઆ પાસેથી ગંગા તથા જમના વચ્ચેનો મૂલક, દિલ્હી, આગ્રા અને ભરૂચ, ભોંસલે પાસેથી કટક અને બાલાસોર તથા ગાયકવાડ પાસેથી ૧૨ લાખની ઉપજનો મૂલક લીધો. (૯) રજપૂતાનાના રાજા સાથે સંધી કરી તેમની પાસેથી પણ થોડો મૂલક લીધો. આ પ્રમાણે પુષ્કળ મૂલક મેળવી. અંગ્રેજી રાજ્યમાં તેણે પુષ્કળ વધારો કર્યો.

**વેલેસ્લીનું વિલાયત જવું.**—આ પ્રમાણે વેલેસ્લીએ અંગ્રેજી રાજ્યમાં પુષ્કળ વધારો કર્યો, પણ તેના વખતમાં ટીપુ અને મરાઠાઓ

સાથે મોટી લડાઇઓ થવાથી અંગ્રેજનું રાજ્ય જોખમમાં આવી પડયું, તથા ઉપજ કરતાં ખર્ચ વધી પડયું, તથા હોલ્કર સાથેની લડાઇમાં મોન્સન હારવાથી, અને સિંધિઆ તેની મદદે ચડવાની તૈયારીમાં હતો, તેથી કંપનીના ડિરેકટરોને વેલેસ્લીનાં આ કામો પસંદ ન પડવાથી તેમણે વેલેસ્લીને પાછો બોલાવી તેની જગોએ લોર્ડ કાર્નવાલીસને હિંદનાં બધાં દેશી રાજ્યો સાથે સલાહ કરી લડાઇ પતાવી દેવા મોકલ્યો, તે કલકતે આવી જનરલ લેઇકની છાવણીમાં જવા નીકળ્યો, ત્યાં રસ્તામાંજ ગાઝીપુરમાં મરણ પામ્યો. ઇ. સ. ૧૮૦૫.

**વેલેસ્લીના ગુણો**:—વેલેસ્લી શૂરો, હિંમતવાન, મુત્સદ્દી અને સ્વતંત્ર મીજાજી હતો. અંગ્રેજી રાજ્યને સર્વોપરી અને મજબુત કરનારા ગવર્નર જનરલોમાં તે ઉંચી ગણતરીમાં મૂકાય છે, તેણે અંગ્રેજી રાજ્ય અગાઉ કરતાં લગભગ બમણું કર્યું, અને મરાઠા તથા નિઝામ જેવા બળવાન રાજાઓને તાબે કર્યા.

**સર જ્યોર્જ બાર્લો**:—(૧૮૦૫–૧૮૦૭–૨) કાર્નવાલિસના મરણ પછી કાઉંસિલનો મુખ્ય સભાસદ સર જ્યોર્જ બાર્લો ગવર્નર જનરલનું કામ કરવા લાગ્યો; તે દરેક રીતે કાર્નવાલીસને મળતો હતો, પણ તેની રાજ્યનીતિ ઢીલી હતી; તેણે સિંધિઆ સાથે ફરી સંધી કરી ગોહદ તથા ગ્વાલીઅર પાછાં આપ્યાં, તથા હોલ્કર સાથે પણ સંધી કરી તેનો જીતેલો મૂલક પાછો આપ્યો; એ સિવાય રજપૂતો સાથે વેલેસ્લીએ જે સંધી કરી હતી, તે તોડી નાખી. આથી મરાઠાઓ રાજપૂતોને કનડવા લાગ્યા, અને અવ્યવસ્થા વધી પડી.

**વેલોરનું બંડ**:—મદ્રાસના સેનાપતિએ દાઢી મુછ સરખી રાખવાનો તથા અમુક પ્રકારની પાઘડી પહેરવાનો તથા બીજો કેટલોક અવિચારી હુકમ કર્યો. આથી તેમણે ધાર્યું કે આપણને ખ્રીસ્તિ કરીને વિલાયત લઇ જશે, એવી બીકથી વેલોરના સિપાઇઓએ બળવો કર્યો, અને કેટલાક અંગ્રેજ સિપાઇઓને મારી નાખ્યા, તથા કેટલાકને ઘાયલ કર્યા. આ બાબત બંદોબસ્ત થવા માટે મદ્રાસના

ગવર્નર બેન્ટિંક જનરલ ગિલેસ્પિને ત્યાં જવાનો તથા બળવો સમાવવાનો તુરત હુકમ આપ્યો. તેણે ત્યાં જઇ બળવો સમાવ્યો; તો પણ ડિરેક્ટરોએ મદ્રાસના ગવર્નર વિલિયમ બેન્ટિકને ઠપકા આપી વિલાયત બોલાવી લીધો, અને તેની જગોએ સરજ્યોર્જ બાર્લોને ત્યાનો ગવર્નર ઠરાવી કલકત્તાના ગવર્નર જનરલ તરીકે **લોર્ડ મિન્ટો**ને મોકલ્યો. આ બંડમાં ટીપુના છોકરાઓનો હાથ હોવાનો વહેમ આવતાં તેમને ત્યાંથી ફેરવી કલકત્તે લઇ ગયા.

**લોર્ડ મિન્ટો**:—( ૧૮૦૭-૧૮૧૩-૧ ) ઇ. સ. ૧૮૦૭ માં લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ થઇ આવ્યો. એ બહુ ચતુર અને સમયસૂચક હતો તેને માંહોમાંહેની લડાઇમાં પડવું ગમતું ન હતું, તો પણ તે વખત આવ્યે વચ્ચે પડવા અટકતો ન હતો. તેણે પ્રથમ મદ્રાસ જઇ બળવાખોરોને સજા કરવા હુકમ કર્યો, તથા તેમને નોકરીમાંથી રજા આપી.

આ વખતે યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ ચાલતી હતી: તેથી ફ્રેંચોનો મહાન પાદશાહ નેપોલિયન હિંદુસ્તાન પર ચડી આવવાની દહેશતને લીધે મિન્ટોએ પંજાબમાં મેટ્કાફ, ઇરાનમાં માલ્કમ, અને અફઘાનિસ્તાનમાં એલ્ફીન્સ્ટનને મોકલી અંગ્રેજના દુશ્મનને ન આવવા દેવાની સંધિ કરી; એજ સાલમાં સિંધના અમીરો જોડે તથા પંજાબનાં દેશી રાજ્યો જોડે સંધી કરી લુધિયાનામાં અંગ્રેજી લશ્કર રાખ્યું. ઇ. સ. ૧૮૦૯.

એજ સાલમાં ત્રાવણકારના દિવાને બંડ કર્યું, તથા કેટલાક અંગ્રેજોને દરિયામાં ડુબાડી દીધા, તેથી અંગ્રેજી લશ્કર ત્રાવણકોર પર ચડ્યું, અને તે દેશ તાબે કર્યો, પણ પાછળથી રાજાને પાછો આપ્યો. ઇ. સ. ૧૮૧૩.

બુંદેલખંડના દેશી રાજાઓ માંહોમાંહે લડી મરતા હતા, તેથી ત્યાં અવ્યવસ્થા થઇ ગઇ હતી. આથી મિન્ટોએ ત્યાં લશ્કર મોકલી બંદોબસ્ત કરાવ્યો. ઇ. સ. ૧૮૦૯.

**ફ્રેંચ તથા વલંદાનાં થાણાં જીતી લીધાં**:—આ વખતે યુરોપમાં અંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે લડાઇ ચાલતી હતી, ફ્રેંચ રાજા નેપોલિઅને હોલાંડ તથા પોર્ટુગાલ દેશો જીત્યા, તેથી એ દેશોના તાબાને। એશિઆખંડનો મૂલક ફ્રેંચના તાબામાં આવ્યો, તથા જાવા, મોરિસ, બુર્બોન વિગેરે બેટા પણ આવ્યા. લોર્ડ મિન્ટોએ એ બધા બેટા જીતી લીધા; પણ પાછળથી સલાહ થવાથી ઇ. સ. ૧૮૧૪ માં બુર્બોન ફ્રેંચને અને જાવા ડચને ઇ. સ. ૧૮૧૬ માં પાછો આપ્યો.

**મદ્રાસનું બંડ**:—બાર્લો જ્યારે મદ્રાસનો ગવર્નર હતો, ત્યારે તેના કરકસરીઆ સ્વભાવથી લશ્કરના પગાર સંબંધી વાંધો પડવાથી તેઓએ બંડ કર્યું. જો કે આ બંડ સમાવ્યું. તો પણ બાર્લોને આથી પાછો બોલાવી લેવામાં આવ્યો. ઇ. સ. ૧૮૦૯.

**કંપનીનો પટ્ટો**:—ઇ. સ. ૧૮૧૩ માં કંપનીના પટ્ટાની મુદ્દત પુરી થતાં બીજી નવી સનંદ મળી, તેમાં કંપનીને હિંદમાં વેપાર કરવાનું બંધ કરવામાં આવ્યું, અને તેને બદલે અંગ્રેજ વેપારીઓને વેપાર કરવાની છૂટ આપી, કંપની માત્ર ચીન સાથેજ વેપાર કરે એમ ઠર્યું.

**સુધારા**:—એણે ન્યાય ખાતામાં સુધારો કર્યો, દેશીઓને સરકારી નોકરી આપવાનો ઠરાવ કર્યો; તથા દેશી ભાષાના સાહિત્ય માટે સરકાર તરફથી ૧ લાખ રૂપીઆ જુદા આપવાનું ઠરાવ્યું. આ દેશને ખર્ચે હિંદમાં ખ્રીસ્તિ પાદરીની નીમણુક એના વખતમાં થઇ. લોર્ડ મિન્ટો ઇ. સ. ૧૮૧૩ માં વિલાયત ગયો, અને તેની જગોએ લોર્ડ હેસ્ટિંગ્ઝ ગવર્નર જનરલ થઇને આવ્યો.

**લોર્ડ હેસ્ટિંગ્ઝ**:—(૧૮૧૩–૧૮૨૩–૧૦) એ ગવર્નર જનરલ બહુ હોશિયાર, બહાદુર, અનુભવી અને દૃઢ મનનો હતો. આગલા બે ગવર્નર જનરલો દેશી રાજાઓની વચ્ચે ન પડવાના વિચારના હોવાથી રાજાઓ લશ્કર તૈયાર કરી લડવા લાગ્યા, તથા મરજી મુજબ

વર્તન કરવા લાગ્યા. આથી અંગ્રેજી રાજ્ય જોખમમાં આવી જશે, એવી દહેશતથી તેણે ડીરેકટરોને બધી વાત સમજાવી વેલેસ્લીની ગોઠવણ મુજબ વચ્ચે પડવાની પરવાનગી મેળવી. એના વખતમાં મુખ્ય ૩ બનાવ બન્યા (૧) નેપાળ સાથે વિગ્રહ, (૨) પિંઢારી વિગ્રહ. (૩) મરાઠી ચોથો વિગ્રહ.

**નેપાળી વિગ્રહ:**— (૧૮૧૪-૧૮૧૬) **કારણ:**— નેપાળના ગુર્ખા રાજાએ અંગ્રેજ તાબાનાં કેટલાંક ગામડાં લઇ લીધાં, તથા કેટલાક અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, અને સીકીમના રાજાને ઉપદ્રવ કર્યો, તેથી લડાઇ થઇ; ઇ. સ. ૧૮૧૪.

**હકીકત:**—ગવર્નર જનરલે ૪૦ હજાર લશ્કર તૈયાર કરી તેની ૪ ટુકડી કરી. એક ટુકડીનો ઉપરી જનરલ આકટરલોની હતો. તે સતલજ નદી પાસેના પહાડી મુલકમાં થઇ નેપાળ પર ચડ્યો, બીજી ટુકડીનો ઉપરી જનરલ ગિલેસ્પી મિરતની પાસેના રસ્તે, ત્રીજી ટુકડીનો ઉપરી જનરલ વુડ ગોખરપુર ઉપર થઇને અને ચોથી ટુકડીનો ઉપરી જનરલ મારલે હતો. એ પ્રમાણે ચારે ટુકડીઓએ જુદી જુદી બાજુએથી હલ્લો કર્યો, આમાંની છેલ્લી બે ટોળીઓનો જય થયો નહિ, અને જનરલ ગિલેસ્પી જૈતકનો કિલ્લો જીતવા જતાં મરાયો; છેવટે ઘણી મુશ્કેલીએ આકટરલોનીએ **રામગઢ**ની ટેકરીનો કબજો લીધો, તથા **મલુન** અને **આલ્મોરા** આગળ ગુર્ખાને હરાવ્યા, અને **મકવાનપુર** આગળ ગુરખાના બહાદુર **સરદાર** અમરસિંહને હરાવ્યો, આથી નેપાળના રાજાએ સેગાઉલી મુકામે સંધી કરી. ઇ. સ. ૧૮૧૬.

**સેગાઉલીની સંધી:**—૧૮૧૬. (૧) ગુર્ખાઓએ તિરાઇ પ્રાંત, સતલજ અને ગોગરા વચ્ચેનો મુલક અને કમાઉન પ્રાંત અંગ્રેજોને આપવો, (૨) સીકીમના રાજાને સ્વતંત્ર ગણી સીકીમ ગુર્ખાઓએ ખાલી કરવું. (૩) ખટમંડુમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવો.

આ પ્રમાણે સંધી થયા પછી નેપાળની કાઉન્સાલે આ સંધી

પ્રમાણે ચાલવાની ના પાડી, તેથી હેસ્ટિંગ્સે આકટરલોનીને નેપાળ તરફ કૂચ કરવાનો એકદમ હુકમ કર્યો, તે સાંધો લશ્કર લઇ ખટમંડુ પહોંચ્યો, તેથી તે સંધી ત્યાંના રાજાએ મંજુર રાખી.

**નેપાળની લડાઇની અસરઃ**—ગુરખાઓ હંમેશને માટે અંગ્રેજના વફાદાર રહી નોકરીમાં રહ્યા, અને લડાયક પ્રજા તરીકે સારી સેવા બજાવી. ત્યાંના રાજાએ આજ સુધી સરકાર સાથે મિત્રાચારી ભરેલો સંબંધ રાખ્યો.

**પિંઢારા સાથે લડાઇઃ**—કોળી, ભીલ, રજપૂત, બારવટીયા વગેરે લૂટારા લોક અમુક સરદારના હાથ નીચે રહી લૂટફાટ કરતા, એઓનું મૂળ રહેઠાણ હિંદુસ્તાનના મધ્ય ભાગમાં હતું. તેઓ ટોળીએ નીકળી ગામડાં લૂટી લેતા, તથા લોકોને લૂટી બહુ હેરાન કરતા, સિંધિઆ તથા હોલ્કર તેમને મદદ કરતા હતા. લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાં તેઓ અંગ્રેજી મૂલકમાં પણ લૂટફાટ કરતા. એ લોકોના સરદારોમાં મુખ્ય અમીરખાન, કરીમખાન, ચિતુ અને વસીલમહમદ મુખ્ય હતા.

નેપાળની લડાઇ પછી તેઓ પ્રજા તરફ બહુ ત્રાસ વર્તાવવા લાગ્યા, તેથી ગવર્નર જનરલે જનરલ **હિસ્લોપ**ની સરદારી નીચે એક મોટું લશ્કર તયાર કર્યું; ને તેને ગ્વાલીઅર, ગુજરાત, કટક, ખાનદેશ, વરાડ વગેરે ઠેકાણે મોકલ્યું, તથા પુના, નાગપુર અને હૈદ્રાબાદ વિગેરે ઠેકાણે લશ્કર તૈયાર રખાવ્યું. અને પોતે પણ ગ્વાલીઅર ગયો તથા સિંધિઆને કબજામાં રાખ્યો; આ બધા લશ્કરે પીંઢારાને ચોતરફથી ઘેરી લીધા, ઇ. સ. ૧૮૧૭. તેથી લાચાર થઇ અમીરખાન શરણે આવ્યો, તેને ટોંકની જાગીર આપી, કરીમખાનને ગોરખપુર કને જાગીર આપી. ચિતુને વાઘે ફાડી ખાધો અને વસીલમહમદ ઝેર ખાઇને મરણ પામ્યો. આ પ્રમાણે તેઓ લોકને પીડતા બંધ થયા, અને ખેતીનો ધંધો કરવા લાગ્યા, તેથી રૈયતને નિરાંત વળી. ઇ. સ. ૧૮૧૮.

**મરાઠા સાથે ચોથો વિગ્રહ**:—પેશ્વાએ અને ભોંસલેએ અંગ્રેજોથી સ્વતંત્ર થવા લડાઇ કરી, અને હોલ્કરે તેમાં મદદ કરી. પણ ત્રણે હાર્યા, તેથી હોલ્કરે અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખ્યું. પેશ્વાનું રાજ્ય અંગ્રેજના રાજ્ય સાથે જોડાઇ ગયું. અને ભોંસલેની સત્તા ઘટાડી તેના પાસેથી કેટલોક મૂલક લઇ લીધો. આ બધી હકીકત આગળ આવી ગઇ છે.

**રજપૂત રાજ્યો સાથે સંધિ**:—રજપૂતસ્થાનમાં મરાઠાઓ લૂટફાટ કરતા, અને રાજાઓ માંહોમાંહે લઢીને પાયમાલ થતા, તેથી હેસ્ટિંગ્સ રજપૂતાનાનાં સર્વ રાજ્યો સાથે તથા કાઠિયાવાડના રાજાઓ સાથે, અને કચ્છના રાવ સાથે સંધિ કરી. ઇ. સ. ૧૮૧૮.

**હેસ્ટિંગ્સે જીતેલો મૂલક**:—સેગાઉલીના કરારથી ગઢવાલ, કમાઉન, તિરાઇ, અને ગોગરા તથા સતલજ વચ્ચેનો મૂલક મળ્યો. (૨) હોલ્કર સાથે સલાહ થવાથી ખાનદેશ તથા સાતપુડાનો પ્રદેશ મળ્યો. (૩) પેશ્વાઇ રાજ્ય (સતારાની જાગીર સિવાયનું) મળ્યું. (૪) અજમેર સિંધિઆ પાસેથી મળ્યું. (૫) ભોંસલે પાસેથી કેટલોક મૂલક મળ્યો.

**હેસ્ટિંગ્સના વખતની પ્રગતિ**:—હેસ્ટિંગ્સ દેશીઓને કેળવવા તથા વિજ્ઞાન શિખવવા કલકત્તામાં એક કોલેજ કહાડી. છાપખાનાવાળાઓને વર્તમાન પત્રો બહાર પાડવાની છૂટ આપી તેથી શ્રીરામપુરમાં પહેલવહેલું "સમાચાર દર્પણ" નામનું વર્તમાન પત્ર નીકળ્યું. તે ઇ. સ. ૧૮૨૩ માં સ્વદેશ ગયો, ત્યાં તેને ઘણું માન મળ્યું તથા **પીઅર**નો ખિતાબ તથા ૬૦,૦૦૦ પાંડની જાગીર આપી



## પ્રકરણ ૭ મું.

**લોર્ડ આમ્હર્સ્ટ**:—(૧૮૨૩-૧૮૨૮-૫) લોર્ડ હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમ્હર્સ્ટ ગવર્નર જનરલ થઇને આવ્યો. એના વખતમાં (૧) બ્રહ્મદેશ પર ચડાઇ. (૨) ભરતપુરની જીત, એ બે બનાવ બન્યા.

**પહેલો બ્રહ્મી વિગ્રહ:—કારણ:**—બ્રહ્મી લોકો અંગ્રેજ સાથે લડવાને બહુ આતુર હતા, તેઓએ અંગ્રેજનો શાહપુરી બેટ પોતાનો છે એવો દાવો કર્યો. લોર્ડ આમ્હર્સ્ટે આ બાબતનો નિવેડો લાવવા ત્યાંના કમીશનરને લખ્યું, તો પણ બ્રહ્મી રાજાએ શાહપુરી બેટના સિપાઇઓને કાપી નાખ્યા, આથી લડાઇ થઇ.

**હકીકત:**—બ્રહ્મી સરદાર મહાબાંદુલાએ અંગ્રેજ સરદાર કેપ્ટન **નોર્ટન**ને હરાવ્યો. પણ અંગ્રેજ સરદાર **સર આર્સિબાલ્ડ કેમ્પબેલે** તેને રંગુન આગળ હરાવ્યો. જનરલ **રિચાર્ડસે** આસામ લીધું, છેલ્લી ડેનાંબુની લડાઇમાં બ્રહ્મી સરદાર મહાબાંદુલા માર્યો ગયો. ઇ. સ. ૧૮૨૫. તે પછી ઇ. સ. ૧૮૨૫ માં પ્રોમ આગળ અને ૧૮૨૬ માં પેગામ આગળ બ્રહ્મીઓ હાર્યા અને તેમણે આરાકાન તથા પ્રોમ ખોયાં, તેથી થાકીને છેવટે બ્રહ્મદેશના રાજાએ સલાહ કરી. તેમાં અંગ્રેજોને એક કરોડ રૂપીઆ તથા આસામ, આરાકાન અને તિનાસરીમ એ ત્રણ પ્રાંતો આપવા, અને આરાકાનનો ડુંગર અંને રાજ્યોની હદ નક્કી કરવી એમ ઠર્યુ.

**બરાકપુરનો બળવો:**—બરાકપુરની ૪૭ મી સિપાઇઓની પલટણે નમ્રતાથી પોતાને બ્રહ્મદેશ નહિ મોકલવાને પોતાના અમલદારને જણાવ્યું, પણ તે ધ્યાનમાં નહિ લેતાં તે જગોએ બીજા ઠેકાણેથી યુરોપીઅન સોલ્જરો મોકલી તેમને હથિયાર મૂકી ચાલ્યા જવાનું કહ્યું, પણ તેઓએ તે ન માન્યાથી તેમને મારી નાખ્યા. તથા તેમના આગેવાનોને ફાંસી દીધી અને બળવો સમાવ્યો.

**ભરતપુરની જીત:**—ભરતપુરનો રાજા ઇ. સ. ૧૮૨૫ માં મરણ પામ્યો, તેથી તેનો પુત્ર બળદેવસિંહ અને તેના ભત્રીજા દુર્જનસાલને ગાદીને માટે કજીઓ થયો. તેમાં દુર્જનસાલે બળદેવસિંહને કહાડી મૂકી ગાદી લીધી, તેથી તેણે અંગ્રેજની મદદ માગી. અંગ્રેજે વચ્ચે પડી દુર્જનસાલને ઉઠાડી બળદેવસિંહને ગાદીએ બેસાડયો, પણ તે એક માસમાં મરણ પામ્યાથી તેના બાળકુંવરને દુર્જનસાલે

કેદ કરી રાજ્ય પોતાના હસ્તક લીધું, આખરે અંગ્રેજ સરદાર કોમ્બરમીયરે ભરતપુરને ઘેરો ઘાલી તે ગઢ લીધો, અને ખરા વારસને ગાદીએ બેસાડયો, તથા દુર્જનસાલને પેન્શન બાંધી આપી કાશીમાં રાખ્યો. ઈ. સ. ૧૮૨૬. લોર્ડ આમ્હર્સ્ટ ઇ. સ. ૧૮૨૮ માં વિલાયત ગયો, અને તેની જગોએ વિલીઅમ બેન્ટિક ગવર્નર જનરલ થઇને આવ્યો.

**લોર્ડ વિલિયમ બેન્ટિકઃ**—(૧૮૨૮–૧૮૩૫–૭). તે ઇ. સ. ૧૮૨૮ ના જુલાઇ માસમાં કલકત્તે આવ્યો. આ પહેલાં તે મદ્રાસના ગવર્નર તરીકે હિંદમાં આવી ગયો હતો. ડિરેકટરોએ તેને ખાસ ખર્ચમાં કરકસર કરવા માટેજ મોકલ્યો હતો. કારણ બ્રહ્મી વિગ્રહથી ખર્ચ ઘણુંજ વધી પડયું હતું.



લોર્ડ વિલિયમ બેન્ટિક.

તે કારણને લઇને તથા તેનો વિચારજ લડાઇઓ નહિ રૈયતની આબાદી પર વિશેષ ધ્યાન આપવાનો હોવાથી તેણે સતી થવાનો, દૂધપીતી કરવાનો, અને મનુષ્ય વધનો વિગેરે રિવાજો અટકાવ્યા, તથા દેશીઓને મોટી નોકરી આપવાના ધારા કર્યા, તથા અંગ્રેજને રાજ્યને કાંઇ પણ નુકશાન ન થાય તેનો બરાબર બંદોબસ્ત કર્યો.

**ખર્ચમાં ઘટાડો અને ઉપજમાં વધારોઃ**—અત્યાર સુધીના ગવર્નર જનરલોના વખતમાં લડાઇ થઇ ખર્ચ પુષ્કળ થએલ હતું, તેથી ઉપજ કરતાં ખર્ચ વધી ગયું હતું, તેથી ખર્ચ ઘટાડવા બે-

ન્ટિકે મોટા અમલદારને બબ્બે ખાતાં સોંપ્યાં, લશ્કરી માણસોને લડાઇમાં ન જાય ત્યારે પણ પૂરૂં ભથ્થું મળતું તે અધું કરી નાખ્યું; વળી કેટલાક નકામાં ખાતાં કહાડી નાખી દર સાલ ૧॥ કરોડ રૂપીઆનું ખર્ચ ઘટાડયું.

**કાચાર તથા કુર્ગ**:—ઇ. સ. ૧૮૩૨ માં કાચારનો રાજા અપુત્ર મરણ પામવાથી ત્યાંની પ્રજાની માગણીથી તે રાજ્ય ખાલસા કર્યાં. કુર્ગનો રાજા રૈયતને બહુ દુઃખ દેતો હતો, તેથી બેન્ટિકે લશ્કર મોકલી ત્યાંના રાજાને હરાવીને માર્યો ને તેની પ્રજાની માગણીથી તે રાજ્ય પણ ખાલસા કર્યું. ઇ. સ. ૧૮૩૪.

**મ્હૈસુરમાં જપ્તી**:—મ્હૈસુરનું રાજ્ય અંગ્રેજ અધિકારીઓની દેખરેખ નીચે હતું, પણ કુંવર મોટો થતાં તે રાજ્ય તેને સોંપી દીધું. રાજાએ પાછળથી તેના પ્રધાન પૂર્ણિયાને કાઢી મૂક્યો, આથી રાજ્યમાં અવ્યવસ્થા થવાથી બેન્ટિકે તે રાજ્ય પર જપ્તી બેસાડી રાજાને પેન્શન બાંધી આપ્યું, ઇ. સ. ૧૮૩૨. એ પછી ઇ. સ. ૧૮૪૧ માં એ રાજાનો બાળકુંવર મોટો થયો ત્યારે તે પાછું સોંપાયું.

**નાના નાના બળવા**:—બેન્ટિકના વખતમાં બંગાળાના અનાર્ય લોકોએ બંડ કર્યું. (૨) બંગાળામાં મુસલમાની ધર્મવાળાએ ટીટુમારની સરદારી નીચે બંડ કર્યું. (૩) જોધપુરના રાજાએ બંડ કર્યું. એ બધાં બંડ ગવર્નર જનરલે સમાવ્યાં; આ સિવાય જેપુરના રાજા અને પટાવતોને માંહોમાંહેની ખટપટ હતી, તે તથા ભોપાળની બેગમને અને તેના જમાઇને ખટપટ હતી તેની તેણે વચ્ચે પડી સમાધાની કરાવી.

**સુધારા**:—એની કારકીર્દીમાં મોટી લડાઇઓ નહિ થવાથી શાંતિ હતી. તેથી તેણે રાજ્યનીતિમાં ઘણા સુધારા કર્યા. (૧) ઇન્સાફ જલદી મળી શકે, માટે જડજથી ઉતરતા દરજ્જાની મુન્સફની જગાઓ કહાડી, તથા કોર્ટમાં ફારસી ભાષામાં કામ ચાલતું હતું તે ફેરવી સ્થાનિક ભાષામાં કામ ચલાવવાનું ઠરાવ્યું. (૨) અંગ્રેજી નિ-

શાળા સ્થાપી હિંદના લોકોને અંગ્રેજી કેળવણી આપવાનું શરૂ કર્યું, તથા અંગ્રેજી વૈદકનું જ્ઞાન આપવા માટે કલકત્તામાં એક વૈદકીય કોલેજ થઈ. (૩) નરમેધ કરવાનો, સતી થવાનો, દુધ પીતી કરવાનો વિગેરે રિવાજો બંધ કર્યા. (૪) ઠગ લોકો જાત્રાળુઓને બહુ હેરાન કરતા, તેમનો બંદોબસ્ત કપ્તાન સલીમાનની મારફતે કરાવી તેમને જબલપુરમાં તંબુ વણવાનું શિખવ્યું, તેથી તે લોકો ધંધે વળગ્યા, અને રૈયતની પીડા ટળી. (૫) વાયવ્ય પ્રાંતમાં ૩૦ વર્ષની જમીનદારી કરી ગામવારીની રીત દાખલ કરી, તે પરથી તેનો જુદો ઇલાકો ઠરાવી ત્યાં મેટ્કાફને ગવર્નર નીમ્યો. ઇ. સ. ૧૮૩૪. (૬) ઇંગ્લાંડ સાથે હિંદનો વહેવાર આગબોટથી ચલાવવાની શરૂઆત કરી.

**કંપનીનો પટ્ટો**:—સને ૧૮૩૩ માં બીજો ૨૦ વર્ષનો પટ્ટો મળ્યો, તેમાં એવું કર્યું કે કંપની માત્ર હિંદનું રાજ્ય ચલાવે, તેને માટે વેપારની તદ્દન બંધી કરી, અને બીજી સર્વ પ્રજાને વેપારની છૂટ આપી; વર્ણ ભેદ તથા ધર્મ ભેદ વિના દેશીઓને નોકરી આપવાનો ઠરાવ થયો. ગવર્નર જનરલના કહેવાથી વાયવ્ય પ્રાંતનો ચોથો ઇલાકો સ્થપાયો, કેળવણીનો ફેલાવો કરવાનો ઠરાવ થયો, કંપની ફક્ત રાજ્ય સત્તાધારી થઇ રહી, તેથી ડિરેક્ટરોને ફક્ત રાજ્ય વ્યવસ્થાનું કામકાજ કરવાનું રહ્યું; ગવર્નરની કાઉન્સીલમાં ધારા ઘડવાને એક ધારા શાસ્ત્રી સભાસદ ઉમેરાતાં ત્રણને બદલે ચાર સભાસદ થયા, પ્રથમ નિમણુક લોર્ડ મેકાલેની થઇ.

**બેન્ટિકનું સ્વદેશ જવું**:—બેન્ટિક ઇ. સ. ૧૮૩૫ માં સ્વદેશ ગયો. તે રાજ્યોની માંહોમાંહેની ખટપટમાં પડવાની વિરૂદ્ધ અને શાંતિ ફેલાવનારો હતો. તેણે દેશમાં ઘણા સુધારા કરીને હિંદી પ્રજાની પ્રીતિ મેળવી. તે બહુ ડાહ્યો, પોતાની ફરજ સમજનારો અને કરકસરીઓ તથા મહાન્ રાજ્યકારી પુરૂષ હતો. એના વખતથી મિસરને રસ્તે સુવેજની નહેરમાં થઇને વિલાયત જવાનો માર્ગ ખુલ્લો થયો.

**સર ચાર્લ્સ મેટ્કાફ**:—( ૧૮૩૫-૧૮૩૬-૧ ) બેન્ટિક પછી

વાયવ્ય પ્રાંતોનો ગવર્નર **સર ચાર્લ્સ મેટકાફ** ગવર્નર જનરલ ની-માયો. તેણે છાપખાનાને છૂટ આપી પોતાના વિચાર જણાવવાની સ્વતંત્રતા બક્ષી, પણ વિલાયતના પ્રધાન મંડળને એ વાત પસંદ પડી નહિ, તેથી લોર્ડ આકલાંડને ગવર્નર જનરલ ઠરાવીને મોકલ્યો, ઇ. સ. ૧૮૩૬.

**લોર્ડ ઑકલાંડ**:—(૧૮૩૬-૧૮૪૨-૬) એના વખતમાં મુખ્ય ૨ બનાવ બન્યા. (૧) અફઘાન પહેલો વિગ્રહ (૨) ચિનાઇ પહેલો વિગ્રહ.

**અફઘાનિસ્તાનનું રાજ્ય**:—અફઘાનિસ્તાનમાં અબ્દલી પછી ઝમાનશાહ રાજ્ય કરતો હતો, તે પછી શાહસુજા ગાદી પર આવ્યો, પણ તેને તેના ભાઇ મહમદે તેના વજીર ફતેહખાનની મદદથી ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો, આગળ જતાં મહમદે તેના વજીર ફતેહખાનને મારી નાખ્યો, તેથી ફતેહખાનના ભાઇઓએ બળવો કરી મહમદને કહાડી મૂક્યો. આથી તે હિરાતમાં જઇ રાજ્ય કરવા લાગ્યો, ને તેનો મૂલક તેના દશ ભાઇઓએ વહેંચી લીધો; તેમાં કાબુલ તથા કંદહાર દોસ્તમહંમદના તાબામાં આવ્યાં.

શાહસુજા રાજ્ય વગરનો થવાથી તે હિંદમાં અંગ્રેજોને આશ્રયે લુધીઆનામાં આવી રહ્યો. આ વખતે પંજાબમાં રણજીતસિંહ રાજ્ય કરતો હતો, તેની મદદ મેળવી શાહસુજા સિંધમાં થઇ કાબુલ પર ચ-ઢ્યો, પણ ત્યાં હાર્યાથી પાછો લુધીઆનામાં આવ્યો. એ તકનો લાભ લઇ રણજીતે પેશાવર જીતી લીધું. ઇ. સ. ૧૮૩૫. શાહસુજા ગયા પછી દોસ્તમહંમદે પેશાવર પાછું લેવા પંજાબ પર ચડાઇ કરી પણ તે હાર્યો, ને પાછો ગયો.

આ વખતે ઇરાન અને રૂશીઆ મળી જવાથી રૂશીઅન લોકો ઇરાનના માર્ગે અફઘાનિસ્તાનમાં થઇ હિંદ પર ચડી આવશે એવી દહેશત લાગતી હતી, તેથી કાબુલના અમીર દોસ્તમહંમદ સાથે મિ-ત્રતા કરવાની ખાસ જરૂર પડી, અને તે માટે ગવર્નર જનરલે **બર્ન્સ**

નામના એલચીને મોકલ્યો. દોસ્તમહંમદે પેશાવર અપાવવાની સરતે મિત્રતા કરવાની હા કહી, પણ તે બની શકે તેમ ન હતું કારણ કે તેમ કરતાં પંજાબના રાજા રણજીતસિંહ સાથે વેર થાય તેમ હતું, આથી બર્ન્સ પાછો આવ્યો.

**અફઘાન સાથે લડાઇ થવાનું કારણઃ**—આ પ્રમાણે **બર્ન્સ** પાછો આવ્યા પછી દોસ્તમહંમદે રૂશીઆના એલચીને માન આપી તેની સાથે મસલત ચલાવી. આથી ગવર્નર જનરલે **મૅકનૉટન** નામના એલચીને પંજાબમાં રણજીતસિંહ સાથે સંધિ કરવા મોકલ્યો, તેણે રણજીત સાથે સંધિ કરી અને પોતાના કહ્યા પ્રમાણે કરે એવા દુરાનીના વંશજ શાહસુજાને ગાદીએ બેસારવા બંન્નેએ કબુલ કર્યું, અને દોસ્તમહંમદ સાથે લડાઇ જાહેર કરી.

**વિગતઃ**—રણજીતસિંહ, શાહસુજા, અને અંગ્રેજી લશ્કર એ ત્રણે લશ્કરે એકત્ર થઇ સિંધના માર્ગે બલુચિસ્તાનમાં થઇ કંદહાર પર ચડયા. અંગ્રેજી લશ્કર **સરજોનકીનની** સરદારી નીચે મોકલવામાં આવ્યું હતું, એ ત્રણે લશ્કરે થઇ કંદહાર તથા ગીઝની જીત્યાં. ત્યાંથી કાબુલ પર ચડી તે જીત્યું. દોસ્તમહંમદ રસ્તામાં **પર્વાન** આગળ લડયો, પણ હારી ગયો, અને નાઠો ઇ. સ. ૧૮૩૯. અને શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડયો. દોસ્તમહંમદ ઇ. સ. ૧૮૪૦ માં શરણે આવ્યો, તેને ર લાખનું પેન્શન બાંધી આપી કલકતે રાખ્યો. આ પછી જનરલ સેલ જલાલાબાદમાં, મેકનોટન કંદહારમાં અને બર્ન્સ કાબુલમાં રહી થોડું લશ્કર અફઘાનિસ્તાનમાં રાખી બાકીનું લશ્કર હિંદમાં પાછું આવ્યું.

**કાબુલમાં તોફાનઃ**—અફઘાન લોકોને પરદેશી સત્તાની ઘાલમેલ નીચે રહેવું ગમ્યું નહિ, તેથી તેમણે દોસ્તમહંમદના દીકરા અકબરખાનની સરદારી નીચે બળવો કરી શાહસુજાને મારી નાખ્યો ઇ. સ. ૧૮૪૧. તથા મૅકનૉટન વિગેરેને મારી નાખ્યા. આ વખતે અંગ્રેજ સેનાપતિ એલ્ફીન્સ્ટન હતો, તેણે કાબુલ તથા કંદહાર છોડી

અંગ્રેજી લશ્કરને જવાનું કબુલ કર્યું તેની બાંહેધરીમાં પોતે તથા લેડી સેલ વિગેરે રહ્યાં, એના બદલામાં અકબરખાને અંગ્રેજી લશ્કરને સહીસલામત જવા દેવાનું કબુલ કર્યું, પણ તેણે તેનું વચન પાળ્યું નહિ, અને અંગ્રેજના બધા લશ્કરને ભૂખ, તરસ તથા માર મારી મારી નાખ્યું, ફક્ત ડોકટર બ્રાઇડોન જલાલાબાદ પહોંચ્યો, તેણે જનરલ સેલને બધી હકીકત કહી, તે જલાલાબાદનું અને નૉટ કંદહારનું મથક સાચવી રહ્યા હતા.

આ હારનો બદલો લેવાનો ઠરાવ કરી ઑકલાંડે જનરલ પોલોક તથા ઇંગ્લાંડને ખૈબર અને બોલનને માર્ગે લશ્કર આપી મોકલ્યા, પણ એવામાં ઇંગ્લાંડના અધિકારીઓએ તેમના કામથી નાખુશ થઇ તેને પાછો બોલાવી લીધો. ઇ. સ. ૧૮૪૨.

**ચીન સાથે લડાઇ**:—આ દેશમાં નીપજતું ઘણુંખરું અફીણ ચીન દેશમાં જતું, આથી અંગ્રેજ વેપારીઓ એ વેપારમાં સારો નફો મેળવતા. ચીનના પાદશાહે રઇયતને એ ખરાબીમાંથી બચાવવા અફીણની આયાત બંધ કરી, છતાં અંગ્રેજ વેપારીઓ છાની રીતે ચીનમાં અફીણ લાવતા, તેથી કંતાનના સુબાએ તપાસ કરી તેનો નાશ કરાવ્યો. આથી ઑકલાંડે વેપારીઓનો પક્ષ લઇ સર હ્યુ ગાફની સરદારી નીચે હિંદી લશ્કર રવાના કર્યું, તેણે ચીનના લશ્કરને હરાવ્યું. આથી નાનકીન આગળ સલાહ થઇ, તેમાં અંગ્રેજને હોંગકોંગ બેટ મળ્યો, તથા આમોય, ફુચ્યુ, નિંગપો અને શાંગહાય એ ચાર બંદરોમાં વેપાર કરવાની છૂટ મળી, ઇ. સ. ૧૮૪૨.

**લોર્ડ એલેનબરો**:—(૧૮૪૨–૧૮૪૪–૨) તેના વખતમાં અફઘાન વિગ્રહની સમાપ્તિ. (૨) સિંધ પર ચડાઇ. (૩) સિંધિઆ સાથે લડાઇ, એ ત્રણ બનાવ બન્યા.

**અફઘાન વિગ્રહની સમાપ્તિ**:—તેણે જનરલ પોલોક તથા ઇંગ્લાંડને લશ્કર આપી મોકલ્યા, પોલોકનું લશ્કર જનરલ સેલને

જલાલાબાદમાં મળ્યું, અને ઈંગ્લાંડનું લશ્કર જનરલ નૉટને કંદહારમાં મળ્યું. એટલે બંને લશ્કરે એકત્ર થઈ ગિઝની લીધું, અને પછી કાબુલ તરફ કૂચ કરી, તે શહેર જીતી ત્યાંની બજાર લૂટી, તથા શહેર બાળ્યું. અકબરખાં નાસી ગયો, અંગ્રેજી લશ્કર હિંદમાં પાછું આવ્યું. ઇ. સ. ૧૮૪૨ ને દોસ્તમહંમદને છૂટો કરી કાબુલ મોકલી દીધો.

**સિંધ સાથે લડાઇ**:—ઇ. સ. ૧૮૩૨ માં સિંધના અમીરો સાથે વેપારી સલાહ થઇ હતી, તેમાં એવું ઠર્યું હતું કે અંગ્રેજો વ્યાપાર માટે સિંધુ નદીનો ઉપયોગ કરે, પણ તેઓથી સિંધુના માર્ગે લશ્કર લઇ જઇ શકાય નહિ. આ કરાર છતાં અંગ્રેજી લશ્કર સિંધમાં થઇ અફઘાનિસ્તાન લઇ જવામાં આવ્યું, આ ઉપરથી ઇ. સ. ૧૮૩૯ માં નવી સંધિ થઇ તેમાં સિંધમાં અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવાનું ઠર્યું: આ પછી જ્યારે અફઘાન વિગ્રહનો અંત આવ્યો, ત્યારે તેઓ ઉપર તહોમત આવ્યું કે તેઓએ અંગ્રેજોને જોઇતો સરંજામ પૂરો પાડયો ન હતો, તેની તપાસ કરવા માટે ગવર્નર જનરલે **સર ચાર્લ્સ નેપીયર** નામના યોદ્ધાને મોકલ્યો, તેણે ગુન્હો સાબિત ગણ્યો, અને તેમનો કેટલોક મૂલક જપ્ત કર્યો, તથા તેમને મળવાને બેલાવ્યા, પણ તેઓ ડરીને રેસિડન્ટ આઉટરામ પાસે ગયા, તેણે તેમના સાથે સંધિ કરી. એ સંધિમાં તેમની ટંકશાળ લઇ લેવાનું તથા એકના બદલામાં બધાને ગુનાહિત ગણવાનું હતું. અમીરોને આ સંધિ બિલકુલ પસંદ ન હતી, પણ રેસિડન્ટના આગ્રહથી તેમણે તે કબુલ કર્યું. તે પછી અમીરોએ રેસિડન્ટને હૈદ્રાબાદમાં બલુચો લોકો બેગા થયા છે માટે કોઇ સલામત જગાએ જવાનું જણાવ્યું. પણ એવામાં બલુચો લોકોએ હુમલો કર્યો, તેથી નેપીઅરે ઇ. સ. ૧૮૪૩ માં તેમને **મિઆની** તથા **હૈદ્રાબાદ** આગળ હરાવ્યા, ને ખૈરપુરના નવાબનો મુલક રહેવા દઇ બાકીનો આખો સિંધ પ્રાંત ખાલસા કર્યો, અને અમીરોને બનારસ મોકલી દીધા. ઇ. સ. ૧૮૪૩.

**સિંધિઆ સાથે લડાઇ:**—દોલતરાવ સિંધિઆ પછી જનકોજી સિંધિઆ ગાદીએ બેઠા, પણ તે મરણ પામતાં તેની સ્ત્રી તારાબાઇએ **જાનોજી**ને દત્તક લીધો. આ વખતે અંગ્રેજ તરફથી જનકોજીનો મામો રાજ્યરક્ષક નીમાયો હતો. તેને અને તારાબાઇને નહિ બનવાથી તેને મામાને કહાડી મૂકયો, અને બીજો દિવાન નીમ્યો, પણ તે અંગ્રેજથી વિરૂદ્ધ પક્ષનો હતો, તેથી ગવર્નર જનરલે તેને કહાડી મૂકવા લખ્યું, પણ તે કાગળ દિવાનના હાથમાં આવ્યાથી તેણે રાણીને વંચાવ્યો નહિ, આથી ગવર્નર જનરલ પંડે લશ્કર લઇ ગ્વાલીઅર પર ચઢયો. તેણે અને જનરલ ગોફે મળીને સિંધિયાના સૈન્યને મહારાજપુર અને પનીઆર આગળ હરાવ્યું. તેથી રાણીએ સંધિ કરી. તેમાં એવું ઠર્યું કે (૧) સિંધિઆનું લશ્કર ઘટાડી ૯૦૦૦ નુ રાખવું. (૨) અંગ્રેજી સૈન્ય ગ્વાલીઅરમાં સિંધિઆના ખર્ચે રાખવું. (૩) રાણીને ૩ લાખનું પેન્શન બાંધી આપી રાજ્ય કારભાર કાઉન્સીલ મારફત ચલાવવાનું ઠર્યું.

**એલેન્બરોની વિદાયગીરી:**—ઇગ્લાંડના અધિકારીઓને એલેન્બરોના સિંધ અને ગ્વાલીઅરની લડાઇનાં કામો પસંદ પડયાં નહિ, તેથી તેમણે તેને બોલાવી લઇ તેની જગાએ લોર્ડ હાર્ડિંજને ગવર્નર જનરલ ઠરાવીને મોકલ્યો. ઇ. સ. ૧૮૪૪.

**લોર્ડ હાર્ડિંજ:**—( ૧૮૪૪–૧૮૪૮–૪ ) એ બહાદુર અને રાજ્યનીતિજ્ઞ પુરૂષ હતો. તેણે હિંદમાં ઘણા સુધારા કર્યા. એના વખતમાં શીખ સાથે લડાઇઓ થઇ.

**શીખ રાજ્ય:**—શીખ લોકોના ગુરૂ બંધુના મરણ પછી એ લોકોનો લડાયક જુસ્સો નરમ પડયો ન હતો, એ લોકોનું જોર પંજાબમાં વિશેષ હતું. ત્યાં એ પંથને માનનારા નાના નાના ઘણા જાગીરદારો હતા; તેમાંના માનસિંગ નામના સરદારને **રણજીતસિંહ** નામે પુત્ર હતો, તે ઇ. સ. ૧૭૯૨ માં તેના બાપની ગાદીએ આવ્યો.

બાળપણમાં તેને માતા નીકળવાથી તેની એક આંખ ગઇ હતી; તે ભણેલો ન હતો, તો પણ તેનામાં રાજ્ય સ્થાપવાની ચંચળાઇ શિવાજી અને હૈદર જેવીજ હતી: રણજીતસિંહને કાબુલના ઝમાનશાહે લડાઇમાં મદદ કરવાના બદલામાં લાહોર ઇનામમાં આપ્યું હતું, તથા પંજાબમાં પોતાના તરફથી સુબો નીમ્યો હતો; આગળ જતાં ઝમાનશાહના વંશજો નબળા થયા, ત્યારે તે પંજાબ પ્રાંત પચાવી પડી સ્વતંત્ર થયો. તે પછી તેણે પોતાના લશ્કરને કવાયતી બનાવ્યું. એ પછી વળી તેણે સતલજની સામા કાંઠાનાં શીખ સંસ્થાનો ઝીંદ અને પતિઆળાના રાજાને પોતાની સત્તા નીચે આવવા કહ્યું, પણ તેઓએ અંગ્રેજની મદદ માગી. આથી તે વખતના ગવર્નર જનરલ



રણજીતસિંહ

**મિન્ટોએ** મેટ્કાફને મોકલી રણજીતસિંહ સાથે સલાહ કરી, તે સલાહ રણજીતે તેના મરણ પર્યંત પાળી. આથી સતલજ નદી શીખ રાજ્યની હદ નક્કી થઇ, અને લુધિઆનામાં અંગ્રેજી લશ્કર રાખવામાં આવ્યું. આ પછી રણજીતસિંહે ઇ. સ. ૧૮૦૯ થી ૧૮૨૧ સુધીમાં સિંધુ નદી સુધીનો મૂલક જીતી લીધો, તથા મુલતાન અને પેશાવર જીતી પોતાના રાજ્યની હદ વધારી એક મોટું બળવાન રાજ્ય બનાવ્યું. તે ઇ. સ. ૧૮૩૯ માં મરણ પામ્યો, ત્યારે તેનું રાજ્ય તાતારથી સિંધુ સુધી તથા સતલજથી સુલેમાન સુધી હતું, અને તેના રાજ્યની ઉપજ ૨।। કરોડ રૂપીઆની હતી.

**રણજીતસિંહની રાજ્ય પદ્ધતિઃ**—રણજીતસિંહે ઘણા મૂલકો મેળવ્યા, પણ તે પોતાના નામે નહિ, પણ શીખ સમાજને નામે મેળવ્યા, તેથી તેનું લશ્કર તેને બહુ ચાહતું, અને તેને બધા પૂજ્યભાવથી વળગી રહેતા; એટલુંજ નહિ, પણ તે પોતાને શીખ સમાજના મુખી તરીકે ગણાવતો, રાજા કહેવરાવતો નહિ.

**શીખ રાજ્યમાં કુસંપઃ**—રણજીત પછી તેનો પુત્ર કરકસિંહ ગાદીએ બેઠો, પણ રાજ્યની ખરી સત્તા કરકસિંહના દીકરાના હાથમાં હતી, અને તેનો કારભાર જમ્મુનો ધ્યાનસિંગ કરતો; કરકસિંહ અને તેનો પુત્ર ઇ. સ. ૧૮૪૦ માં મરણ પામ્યા, તેથી રણજીતનો બીજો પુત્ર શેરસિંગ રાજા થયો, અને ધ્યાનસિંગ કારભારી થયો, પણ એવામાં શીખ દરબારમાં ખટપટ ચાલ્યાથી તે બંને મરાયા, તેથી રણજીતનો નાનો દીકરો દુલિપસિંહ ગાદીએ બેઠો, અને જુવાહિરસિંહ તથા લાલસિંગ કારભારી થયા.

**શીખ સાથે પહેલો વિગ્રહઃ**—(૧૮૪૪–૪૬) **કારણઃ**—આ વખતે શીખ રાજ્યની સઘળી સત્તા લશ્કરના હાથમાં હતી, તેઓ ચાહે તેને ઉઠાડે અને ચાહે તેને બેસાડે એવું થયું. તેમણે જુવાહીરસિંહને મારી નાખ્યો, તેથી લાલસિંહ દિવાન અને તેજસિંહ કારભારી થયા, તેઓ બધા લશ્કરના હાથમાં રમકડાં જેવા હતા.

આ પ્રમાણે શીખ લશ્કર બેકેદ થવાથી સરદારો તેનો નાશ થવા ઇચ્છવા લાગ્યા, પણ અંગ્રેજ સિવાય તેમનો દોર નરમ પડે તેમ ન હતું, તેથી લાલસિંગ તથા તેજસિંગે સતલજની પૂર્વના અંગ્રેજી મૂલક પર શીખ સૈન્યને ચડાઇ કરવા મોકલ્યું. ઇ. સ. ૧૮૪૫.

**વિગતઃ**—લાલસિંગ તથા તેજસિંગ સાથે ગયા, તેઓએ ફીરોજપુરમાં અંગ્રેજી લશ્કર હતું, તેની સાથે લડાઇ ન કરતાં ફીરોજશહેર આવી છાવણી નાખી. ઇ. સ. ૧૮૪૫. ત્યાં અંગ્રેજ સેનાપતિ જનરલ ગોફ અને ગવર્નર જનરલ પંડે લશ્કર લઇ આવ્યા. **મુડકી**

આગળ લડાઇ થઇ, તેમાં અંગ્રેજને ઘણું નુકશાન થયું, અને જનરલ **સેલ** માર્યો ગયો; પણ **અલિવાલ** અને **સોબ્રાઉન** આગળ ઇ. સ. ૧૮૪૬ માં શીખ સરદાર શ્યામસિંહ અને તેજસિંહ લશ્કર મૂકી નાસી જવાથી જનરલ ગોફ તથા હેરીસ્મિથે શીખ લશ્કરને હરાવ્યું. તેથી લાહોર ને **મીઆનમીર** પાસે સલાહ થઇ.

**સરતો**:—(૧) શીખોએ વિગ્રહના ખર્ચ બદલ ૧॥ કરોડ રૂપીઆ આપવા, તથા જાલંધર દોઆબ આપવો. (૨) લાહોરમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવો. (૩) શીખ લશ્કર ૩૨૦૦૦ નું રાખી બાકીનાને રજા આપવી. (૪) દુલિપસિંહ મોટો થતાં સુધી પંચથી કારભાર ચલાવવો. દોઢ કરોડ રૂપીઆ તેજુરીમાં ન હોવાથી જમ્મુના સરદાર ગુલાબસિંગે ૧ કરોડ રૂપીઆ આપ્યા, તેના બદલામાં તેને જમ્મુનો સ્વતંત્ર રાજા બનાવ્યો. ઇ. સ. ૧૮૪૬.

**પરિણામ**:—આથી કાશ્મીરનું નવું રાજ્ય ઉભું થયું અને શીખો અંગ્રેજના તાબામાં આવ્યા.

**સુધારા**:—આ પ્રમાણે શીખ સાથે પહેલો વિગ્રહ પુરો થયા પછી ઇ. સ. ૧૮૪૬ થી ૪૮ બે વરસ સુધી દેશમાં સુધારા કર્યા. (૧) મીઠાનો કર ઘટાડયો, (૨) રેલ્વે કાઢવા માટે ઉત્તેજન આપ્યું, (૩) ગંગાની નહેર ખોદાવી, (૪) કલકત્તાને મ્યુનિસિપલ કાઉન્સીલ આપી. (૫) શહદારી દાણ કહાડી નાખી વેપારને ઉતેજન આપ્યું. (૬) અંગ્રેજી ભણેલાને સરકારી નોકરી આપવાનો ઠરાવ કર્યો. આ સિવાય બેન્ટિકના સુધારા અમલમાં મૂકાવ્યા.

**હાર્ડિંજનું વિલાયત જવું**:—હાર્ડિંજ ઇ. સ. ૧૮૪૮ માં સ્વદેશ ગયો. તે શૂરો, લડાઇ ચલાવવામાં કુશળ, ડાહ્યો અને મુત્સદ્દી હતો. શીખ વિગ્રહમાં વિજય મળવાથી તેને અને જનરલ ગોફને "અમીર" ની પદવી મળી હતી.

**લોર્ડ ડેલહાઉસી**:—(૧૮૪૮-૧૮૫૬-૮) હાર્ડિંજ પછી ડેલહાઉસી ગવર્નર જનરલ થઈને આવ્યો. આ ગવર્નર જનરલના વખતમાં મુખ્ય પાંચ બનાવ બન્યા. (૧) શીખ રાજ્યનું ખાલસા થવું. (૨) બીજો બ્રહ્મી વિગ્રહ. (૩) બીનવારસી રાજ્યોનું ખાલસા થવું. (૪) કંપનીના પટ્ટામાં ફેરફાર. (૫) રેલવે તાર વિગેરે સુધારાનાં કામો.



લોર્ડ ડેલહાઉસી.

**શીખ સાથે બીજું યુદ્ધ**:-(૧૮૪૮-૧૮૪૯) **કારણ**:-મુલતાનનો સુબો મૂળરાજ હતો, તેણે રાજીનામુ આપ્યાથી ખાનસિંગ ત્યાંનો સુબો નીમાયો; મૂળરાજ પાસેથી અધિકાર લેવાને અંગેજ અમલદાર એન્ડરસન અને એગ્ન્યુ સાથે ખાનસિંગ ગયો, પણ મૂળરાજે તેમને આગલો હિસાબ ન બતાવ્યો અને બંડ કરી બંને અમલદારોને મારી નાખ્યા. આ પછી દુલિપસિંગની મા પણ મૂળરાજ સાથે મળી ગઈ, અને પંજાબમાંથી અંગ્રેજને કહાડવાની ખટપટ કરવા લાગી, આથી લડાઇ થઇ.

**હકીકત**:—લોર્ડ ગોફ લશ્કર લઇ આવ્યો, ત્યાં સુધી સર હરબર્ટ એડવર્ઝ તથા કાર્ટલેન્ડે ખામોશ પકડી, તે પછી લડાઇ થઇ. તેમાં કર્નલ કાર્ટલેન્ડે તથા હરબર્ટ એડવર્ડઝે મૂળરાજને ઇ. સ. ૧૮૪૮ માં **કિનેરી** અને **સદુસેન** આગળ હરાવ્યો, તે પછી **રામનગર**ના યુદ્ધમાં શીખ સરદાર શેરસિંગે **પ્રથમ** અંગ્રેજોને હરાવ્યા, પણ પાછળથી ગોફે મૂળરાજને હરાવી મુલતાન લીધું. આથી મૂળરાજ શરણે આવ્યો. તે પછી ઇ. સ. ૧૮૪૯ માં **ચિલિયનવાળા**ની લડાઇમાં

ગોફ તથા શેરસિંગ સામા થયા, તેમાં કોઇની હાર જીત થઇ નહિ, પણ અંગ્રેજોને ઘણુંજ નુકશાન થયું. છેવટે **ગુજરાતની** લડાઇમાં શીખોની સજ્જડ હાર થઇ તેથી શીખ સરદારો હથિયાર મૂકીને શરણે આવ્યા અને યુદ્ધની સમાપ્તિ થઇ.

**પરિણામ**:—ડેલહાઉસીએ દુલિપસિંહને છ લાખનું વર્ષાસન બાંધી આપી પંજાબ ખાલસા કર્યો. (૨) લોકોના હથિયાર લઈ નિઃશસ્ત્ર બનાવ્યા. (૩) બીજા સરદારોમાંના કેટલાક ગુનાહિતોને સજા કરી. (૪) કેટલાકને જાગીરો લઇ વર્ષાસન બાંધી આપ્યા. (૫) મૂળરાજને જન્મ દેશનિકાલની સજા કરી. ઇ. સ. ૧૮૪૯.

આ પછી પંજાબનો વહીવટ કરવા સર જોન લોરેન્સને નીમ્યો. તેણે ખેતી વિગેરેના કર ઓછા કરી રૈયતને સુખી કરી તથા સડકો અને નહેરો બંધાવી દેશની આબાદી કરી. આ પ્રમાણે પંજાબ જીતાયાથી લગભગ આખો હિંદ અંગ્રેજ સત્તા નીચે આવ્યો.

આ વખતે હિંદનો મોંઘો હીરો કોહીનુર મોગલ પાદશાહ અહમદશાહના હાથમાંથી ઇરાનના શાહ નાદીરશાહ પાસે ગયેલો, ત્યાંથી અબ્દલ્લીના હાથમાં નાદીરના મરણ વખતે આવ્યો, તે પછી ઝમાનશાહ અને શાહસુજાના હાથમાંથી રણજીતના મુગટમાં આવ્યો, ત્યાંથી પંજાબ ખાલસા થતાં **મહારાણીશ્રી**ના તાજમાં શોભવા લાગ્યો, તે પછી મરહુમ શહેનશાહ સાતમા **એડવર્ડ**ના મુગટને શોભાવી આપણા હાલના શહેનશાહ પાંચમા **જ્યોર્જ**ના મુગટને શોભાવી રહેલ છે.

**બીજો બ્રહ્મી વિગ્રહ**:—(૧૮૫૨–૫૩). **કારણ**:—બ્રહ્મદેશનો રાજા અંગ્રેજ વેપારીઓને તથા અંગ્રેજી વહાણના કપ્તાનને ઘણી હરકત કરતો. એ બાબત રાજાને ઘણી વખત લખવામાં આવ્યું, પણ તેનો જવાબ તે આપતોજ નહિ આથી લડાઇ થઇ.

**હકીકતઃ**—ગવર્નર જનરલે **લેમ્બર્ટ** અને **ગોડવીનની** સરદારી નીચે લશ્કર મોકલ્યું. લેમ્બર્ટે રંગુન, માર્ટાબાન, બાસીન અને પ્રોમ લીધાં; તેથી આવાના રાજાએ ગભરાઇને સલાહ કરી. તેમાં પેગુ પ્રાંત અંગ્રેજને આપ્યો તથા અંગ્રેજ કેદીઓને છોડી દીધા. આથી રંગુન અંગ્રેજના તાબામાં આવ્યું, ને તેનો વેપાર ઘણોજ વધ્યો.

**ખાલસા કરેલાં રાજ્યોઃ**—તેણે કેટલાંક રાજ્યમાં અંધેર ચાલતું હતું તેથી તેવા રાજાઓને વર્ષાસન બાંધી આપી તે રાજ્યો ખાલસા કર્યાં, તથા કેટલાક બીનવારસી રાજાઓનાં રાજ્યો દત્તક લેવાનું રદ કરી અથવા લીધેલા દત્તક નામંજુર કરી ખાલસા કર્યાં; તથા કેટલોક મૂલક સહાયકારી સૈન્યના લેણા પેટે લીધો. આથી અંગ્રેજી રાજ્યમાં પુષ્કળ વધારો થયો. (૧) **સતારાના** રાજાએ લીધેલો દત્તક નામંજુર કરી તે રાજ્ય ખાલસા કર્યું, ઇ. સ. ૧૮૪૯. (૨) **ઝાંસી, નાગપુર** અને **સંબલપુરનાં** રાજ્યો પણ બીનવારસી હોવાથી ખાલસા કર્યાં. (૩) **અયોધ્યા પ્રાંત** ત્યાંનો નવાબ બરાબર રાજ્ય ચલાવતો ન હતો, તે બાબત હાર્ડિંજે તેને ઘણી વખત સૂચના કરી હતી, તોપણ રૈયતને બહુ દુઃખ આપતો હતો. આથી નવાબને ૧૨ લાખનું વર્ષાસન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું (૪) વરાડ પ્રાંત નિઝામના રાજ્યના આગલા લહેણા પેટે તથા હવે પછીના અંગ્રેજી લશ્કરના ખર્ચ પેટે લીધો. આ પ્રમાણે ડેલહાઉસીએ ઉપરનાં રાજ્યો બીનવારસી રીતે તથા બીજી રીતે ખાલસા કર્યાં.

તે સિવાય પંજાબ અને પેગુ પ્રાંતો લડાઇ કરીને મેળવ્યા. આ પ્રમાણે અંગ્રેજની સત્તા આખા હિંદમાં ફેલાવી કંપનીનું રાજ્ય પૂર્ણ કળાએ પહોંચાડયું.

ડલહાઉસીના વખતનુ બ્રિટિશ હિંદ.

**પેન્શન મળતાં બંધ કર્યાં**:—ઉપર પ્રમાણે બીનવારસીનો કાયદો લાગુ પાડી કર્ણાટકનો નવાબ, તંજાવરનો રાજા અને બાજીરાવ અપુત્ર મરણ પામતાં તેમને મળતાં પેન્શનો તેમના કુટુંબને આપવાં બંધ કર્યાં.

**કંપનીનો પટ્ટો:**—ઇ. સ. ૧૮૩૩ માં કંપનીને મળેલા પટ્ટાની મુદ્દત પુરી થતાં ઇ. સ. ૧૮૫૩ માં નવો પટ્ટો મળ્યો, તેમાં ડિરેક્ટરોની સંખ્યા ૨૪ ની હતી તે ઘટાડી ૧૮ની કરી. (૨) બંગાળા, બહાર અને ઓરીઆનો જુદો પ્રાંત ઠરાવી ત્યાં લેફટેનન્ટ ગવર્નર નીમ્યો, (૩) હિંદીઓ માટે સિવિલ સર્વિસની પરીક્ષા ઠરાવી. (૪) આથી દેશીઓને મોટા હોદ્દા મળવા લાગ્યા. આ પટ્ટાની મુદ્દત પાર્લામેન્ટે ૨૦ વરસને બદલે પોતાની મરજી મુજબની ઠરાવી.

**લોકોપયોગી કામો:**—ઇ. સ. ૧૮૫૩ માં હિંદમાં તાર તથા ટપાલની શરૂઆત પ્રથમ એના વખતમાં થઇ. (૨) કેળવણી ખાતામાં સુધારો કરી પ્રાથમિક (દેશી ભાષાની) કેળવણી તથા અંગ્રેજી કેળવણી આપવા માટે નિશાળો વધારી. (૩) તાર અને ટપાલખાતાં વધાર્યાં. (૪) ગૌશિતળા કાઢવાનું એક નવું ખાતું કહાડ્યું. (૫) સડક, પુલ, નહેરો વિગેરે બંધાવી વેપારને ઉત્તેજન આપ્યું.

**ડેલહાઉસીનું વિલાયત જવું:**—એ પ્રમાણે અંગ્રેજના તાબામાં પુષ્કળ મુલકનો વધારો કરી, તથા હિંદના રાજ્યો પર અંગ્રેજી રાજ્યનો દાબ બેસાડી એ સ્વદેશ ગયો, પણ બીનવારસી રાજ્યો ખાલસા થવાથી તથા પેન્શન બંધ થવાથી તેના ગયા પછી હિંદમાં મોટો બળવો થયો, આથી તેના કારભારને જરા ઝાંખ લાગી.

**લોર્ડ કેનીંગ:**—(૧૮૫૬-૧૮૬૨-૬) એના વખતમાં (૧) ઇરાન સાથે લડાઇ. (૨) ચીન સાથે લડાઇ. (૩) હિંદના દેશી સિપાઇઓનો બળવો એ મુખ્ય બનાવ બન્યા.

**ઇરાન સાથે લડાઇ:**—ઇરાનના શાહે અગાઉની સંધિ મુજબ ન ચાલતાં હિરાત ઉપર ચઢાઇ કરી તે લીધું, અને અફઘાનિસ્તાન પર ચઢવા તૈયારી કરી. ઇ. સ. ૧૮૫૬. આથી ગવર્નર જનરલે અંગ્રેજી એલચીને બોલાવી લઇ જનરલ આઉટ્રામને લશ્કર આપી મોકલ્યો. તેણે કરક તથા બુશાયર જીતી લીધાં અને ઇરાનીઓને હરાવ્યા. આથી ઇરાનના શાહે સંધિ કરી, તેમા ઇરાનના શાહે લડાઇનું

ખર્ચ આપવાનું તથા હિરાત અને અફઘાનિસ્તાનનો દાવો છોડી દેવાનું કબુલ કર્યું.

**ચીન સાથે લડાઇ**:—કંતાનના સુબાએ અંગ્રેજ વેપારીઓને કેદ કરી તેમને કેટલુંક નુકશાન કર્યું, તેથી લોર્ડ એલ્જીન વિલાયતથી લશ્કર લઇ ચીન પર ચડયો. તેણે કંતાન જીતી ત્યાંના સુબાને કેદ કરી કલકત્તે મોકલી દીધો. ત્યાંથી આગળ વધી તેણે પેકીન તરફ કૂચ કરી, આથી ચીનના શાહે સંધિ કરી. તેમાં યુરોપની મુખ્ય પ્રજાઓને ચીનમાં વેપાર કરવાની છૂટ મળી. ઇ. સ. ૧૮૬૦.

**સિપાઇઓનો બળવો:—કારણ**:—(૧) દેશી રાજાઓનો દત્તપુત્ર લેવાનો હક કાઢી નાખી બીનવારસી રાજ્ય ખાલસા કર્યાથી, તથા બીજાં કેટલાંક રાજ્યો ખાલસા કર્યાથી હિંદના બીજા રાજા રાણાઓને ભય પેઠો, તથા તેમને જણાયું કે તેઓ વહેલાં મોડાં તેમનાં રાજ્યો લઇ લેશે. (૨) હિંદી લશ્કરને આજ સુધી ફક્ત હિંદમાંજ નોકરી કરવાનું હતું, હવે સરકાર જ્યાં મોકલે ત્યાં નોકરી કરવા જવાનું કર્યું. (૩) રાઇફલ નામની બંદુકમાં જે કાર્તુસો નાખવામાં આવે છે, તેમાં એક હાથે બંદુક પકડી બીજે હાથે દાંત વતી કાર્તુસ (ગોળી) બંદુકમાં નાખવાની હોય છે, એ કાર્તુસને એક તરફ ગાયની અને બીજી તરફ ડુક્કરની ચરબી લગાવેલી હોય છે, એવી ગપ્પ ચાલવાથી સરકાર આપણને ખ્રીસ્તી કરી વિલાયત લઇ જવા કરે છે, એમ ફેલાયું. (૪) ઇ. સ. ૧૮૫૬ થી કેટલીક ખ્રીસ્તિ શાળાઓ સ્થપાઇ હતી, તેમાં કેળવણી ઉપરાંત ખ્રીસ્તિ ધર્મનો ઉપદેશ થતો હતો. વળી કેટલીક વૈદિક શાળાઓમાં આર્ય પ્રજામાં પ્રાચીન કાળથી જે વિદ્યાનાં તત્વો ચાલ્યાં આવે છે, તેથી ઉલટાં હતાં. (૫) કેટલાક અજ્ઞાની લોકો માનતા હતા કે ઇ. સ. ૧૭૫૭ ની પ્લાસીની લડાઇને ૧૦૦ વર્ષ પૂરાં થયેલ છે એટલે ઇ. સ. ૧૮૫૭ માં એ રાજ્યનો અંત આવવાનો વખત થયો છે. (૬) આ પ્રમાણે ખળભળાટ પામેલી પ્રજાને શાંત પાડે તેવા અમલદારો અયોધ્યા, પંજાબ વિગેરે ઠેકાણે રોકાઇ ગયા

હતા, ને તેમની જગાએ નવા આવેલા અમલદારો તેમને શાંત પાડે એટલી શક્તિવાળા ન હતા. (૭) પેન્શન વિગેરે બંધ થવાથી નવરાં થએલાં રાજ્ય કુટુંબો સરકારની વિરૂદ્ધ લાગણી ચોતરફ ફેલાવી બળવા માટે ઉશ્કેરવા લાગ્યા. (૮) પંજાબ તથા બીજે ઠેકાણેથી લશ્કરી માણસોને રજા મળેલી, તેઓ બળવાથી પોતાને લૂટફાટનો લાભ મળશે એમ ધારી બળવા માટે લોકોને ઉશ્કેરવા તથા તેમાં દાખલ થવા ઇચ્છતા હતા. એ વિગેરે કારણોને લઇને બળવો થયો.

**બળવાની શરૂઆતઃ**—બળવાની શરૂઆત બંગાળામાં આવેલા બરાકપોરમાં થઇ, એ લોકોએ રાઇફલ લેવાની ના પાડી, તેથી તેમને રજા આપી. (૨) એવામાં મીરતની દેશી પલટણ તા. ૧૦ મી મે સને ૧૮૫૭ ને રોજ ફરી ગઇ. તેમણે યુરોપીઅન અમલદારોને મારી નાખ્યા. તે પલટન ત્યાંથી દિલ્હી ગઇ, ત્યાં દિલ્હીનો પાદશાહ તથા શાહજાદો તેમાં સામેલ થયા. (૩) કાનપુરની દેશી પલટણો પણ ફરી ગઇ, તેમનો આગેવાન નાનાસાહેબ ( બાજીરાવનો દત્ત પુત્ર ) થયો; તેણે ત્યાંના અંગ્રેજોને અલ્હાબાદ સહીસલામત પહોંચાડવાનું વચન આપી ક્રુરતાથી મારી નાખ્યા. (૪) લખનૌની પલટન ફરી ગઇ, તેની આગેવાન અયોધ્યાની બેગમ થઇ. (૫) ગ્વાલીઅરની પલટણની આગેવાન ઝાંસીની રાણી તથા તાતીઆટોપી થયાં. એ પ્રમાણે જેનાં જેનાં રાજ્યો ગયાં હતાં, તથા પેન્શન બંધ થયાં હતાં તેઓ એ પલટણોના આગેવાન થયા, અને આખા ઉત્તર હિંદમાં ફક્ત પંજાબ સિવાય દરેક જગોએ બળવો ફેલાયો. પણ લોર્ડ કેનિંગે ધીરજ અને ડહાપણથી બળવો શાંત પાડયો.

**બળવાની શાંતિઃ**—બંડખોરોનો મુખ્ય આગેવાન દિલ્હીનો પાદશાહ તથા તેનો દીકરો હતા. તેથી બળવાખોરોનું મુખ્ય મથક દિલ્હી થયું. ત્યાં પંજાબના ગવર્નર લોરેન્સે શીખ લોકોની નવી પલટણો તૈયાર કરી તેની મારફતે દિલ્હીનું બંડ સમાવ્યું. એ બંડ સમાવતાં જનરલ નિકલ્સન મરાયો, પણ પાછળથી વિલ્સને તે બંડ

સમાવ્યું અને પાદશાહને પકડ્યો. (૨) **કાનપુરનું** બંડ જનરલ હેવલોકે સમાવ્યું અને નાનાસાહેબને નસાડ્યો. (૩) **લખનૌનું** બંડ **સમાવતાં સર હેનરી** લોરેન્સ રેસિડન્ટ મરાયો, છેવટે એ બંડ સર કેમ્પબેલે સમાવ્યું અને અયોધ્યાની બેગમને કેદ કરી. (૪) મુંબાઇનું લશ્કર લઇ સરહ્યુરોઝ આવ્યો. તેણે ગ્વાલિઅરનું બંડ સમાવ્યું, ઝાંસીની રાણી લડતાં લડતાં રણમાં પડી અને તાતીઓ નાસી ગયો, પણ તેને કાલ્પી આગળ હરાવ્યો. એ પ્રમાણે બળવાનાં એકએક અથડા હાથ કરી બળવો દાબી દીધો.

આ વખતે સિંધિઆ બળવાખોરોથી ડરી આગ્રે નાશી ગયા હતો. એટલે સિંધિઆ, હોલ્કર, ગાયકવાડ અને નિઝામ વિગેરે સરકારને વફાદાર હતા. ફક્ત હિંદુસ્તાનના ઉત્તર ભાગમાંજ આ બળવો ફેલાયો હતો. તે અંગ્રેજ અમલદારોની ચંચળાઇથી તુરતજ બેસી ગયો.

**બંડખોરોને શિક્ષાઃ**—દિલ્હીના પાદશાહને પકડી રંગુનમાં કેદ કર્યો. અને તેના બે દીકરાઓ બંડ સમાવતાં માર્યા ગયા. (૨) નાનાસાહેબ નેપાળ ભણી નાઠો, તે ત્યાંજ મરણ પામ્યો. (૩) ઝાંસીની રાણી લડાઇમાંજ મરણ પામી. (૪) અયોધ્યાની બેગમને કેદ કરી. (૫) તાતીઆને ખુન બદલ ફાંસી દીધી. એ પ્રમાણે બંડખોરોને શિક્ષા કરી.

આ પછી હિંદમાં લશ્કરી પલટણોમાં યુરોપીઅન સોલ્જરો વધારે પ્રમાણમાં રાખવાનું ઠરાવ્યું. એ પછી સને ૧૮૫૮ ની ૨ જી ઓગસ્ટે એક કાયદો ઇંગ્લાંડમાં હિંદને માટે પસાર કરવામાં આવ્યો.

**કાયદાની વિગતઃ**—(૧) આજથી કંપની સરકાર પાસેથી હિંદની હકુમત મહારાણી શ્રી પોતાને હસ્તક લે છે. (૨) હિંદનો પ્રધાન જુદો નીમી ડિરેકટરો તથા કંપનીના માલીકોનો હક કહાડી નાખ્યો, એ પ્રધાન વિલાયતમાં રહે, અને હિંદ માટેના ધારા ઇંગ્લાંડના પ્રધાન મંડળીને જણાવી પાર્લામેન્ટમાંથી પસાર કરાવે. એ પ્રધાનને સ્ટેટોના સેક્રેટરીનો ઓદ્દો આપવો. (૩) ગવર્નર જનરલને વાઇસરોય

કહેવો, અને તે હિંદી પ્રધાનને પોતાના કામ સંબંધે જવાબદાર રહે અને પ્રધાન અને વાઇસરોય બંને ઈંગ્લાંડના પ્રધાન મંડળને જવાબદાર રહે એમ ઠર્યું. (૪) હિંદી પ્રધાનને ૧૫ સભાસદોની એક કાઉન્સીલ આપવી. એ કાઉન્સીલ માંહેના ૮ હિંદમાં ૧૦ વર્ષ નોકરી કરેલા હોવા જોઇએ આ એકટની રૂએ લોર્ડ કેનીંગ હિંદનો પહેલો વાઇસરોય નીમાયો. ઇ. સ. ૧૮૫૮.

આ પછી મહારાણીશ્રીએ પોતાના નામથી એક જાહેરનામું પસાર કરી હિંદના દરેક ગામે ગામ વંચાવ્યું. તેમાં હિંદવાસીઓને કેટલાક હકો આપવામાં આવ્યા. આ જાહેરનામાને **મહારાણીશ્રીનો ઢંઢેરો** કહેવામાં આવે છે. તેને હિંદવાસીઓ પોતાનું એક હકપત્ર માને છે.

**જાહેરનામાની વિગતઃ**—ઇસ્ટ ઇંડિયા કંપનીનું રાજ્ય મહારાણી શ્રી પોતાને હસ્તક લે છે. તેઓ જણાવે છે કે "ઇસ્ટ ઇંડિયા કંપની સાથે થએલા કરારો અથવા શરતો અમારે કબુલ છે અને તે બધી બરાબર પાળવામાં આવશે." (૨) જેઓએ અંગ્રેજોનાં ખુન કર્યાં છે તેઓને ફાંસી દેવામાં આવશે, બાકી જેઓ બીજાની ઉશ્કેરણીથી સામેલ થયા હશે તેમને માફી આપવામાં આવશે. (૩) ધર્મના બાબતમાં સરકાર વચ્ચે પડશે નહિ. (૪) નોકરીમાં કાળા ગોરાનો તફાવત ગણવામાં આવશે નહિ. (૫) જમીન અને વારસાના હકમાં જુના રિવાજો પર ધ્યાન આપવામાં આવશે. (૬) દત્તક લેવાનો હક આપવામાં આવશે. (૭) દેશી રાજ્યોના અંદરનાં રાજકાજમાં સરકાર વચ્ચે પડશે નહિ, પણ જો રાજ્યમાં અંધેર ચાલતું માલૂમ પડશે, અથવા રૈયત પર બહુ જુલમ ગુજરાતો જણાશે તો તે રાજાને ઉઠાડી તેની જગાએ બીજો નીમાતાં સુધી સરકાર વચ્ચે પડી તે રાજ્યનો કારભાર પોતાના હસ્તક રાખશે.

**કેનીંગના સુધારાઃ**—બળવો બેસારી દેવામાં રૂા. ૪૦ કરોડનું ખર્ચ થયું, તેથી ઉપજ વેરો નામનો નવો કર નાખ્યો, તથા ચલણી નોટો નાણાંને બદલે ચલાવી. (૨) રેલ્વે, તાર, તપાલ વિગેરેના

દરમાં વધારો કર્યો. એના વખતથી જન્મ દેશનિકાલની સજાવાળાને આંદામાન મોકલવાનો રિવાજ થયો. (૩) સને ૧૮૫૭ માં મુંબાઇ, મદ્રાસ અને કલકત્તામાં યુનીવર્સિટીઓ સ્થપાઇ. (૪) મેકોલેનો બનાવેલો "પીનલ કોડ" કાયદાના પુસ્તક તરીકે પસાર થયો. (૫) ધારા સભાની શરૂઆત થઇ, અને મદ્રાસ, મુંબાઇ અને કલકત્તાની ધારા સભાને કાયદા ઘડવાની સત્તા મળી. લોર્ડ કેનીંગ ઇ. સ. ૧૮૬૨ માં વિલાયત ગયો અને તેની જગોએ લોર્ડ એલ્જીન વાઇસરોય નીમાયો.

**લોર્ડ એલ્જીનઃ**—(૧૮૬૨-૧૮૬૪-૨) એના વખતમાં પંજાબના વાયવ્ય કોણમાં **વહાબી** પંથના મુસલમાની લોકોએ બંડ કર્યું, પણ સરકારે તેમને હરાવી બંડ બેસાડી દીધું. (૨) એના વખતમાં અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનોમાં ગુલામોને સ્વતંત્રતા આપવાના સંબંધમાં ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે જબરી લડાઇ થઇ, તેથી હિંદના રૂનો ઉઠાવ વધવાથી તેનો ભાવ બહુ ચડી ગયો. આથી હિંદમાં નાણાંની રેલમછેલ થઇ રહી ને ઘણી નવી વેપારી કંપનીઓ ઉભી થઇ. એ વાઇસરોય હિંદમાંજ ઈ. સ. ૧૮૬૪ માં મરણ પામવાથી તેની જગોએ લોર્ડ લોરેન્સ ( પંજાબનો ગવર્નર ) વાઇસરોય નીમાયો ઇ. સ. ૧૮૬૪

**લોર્ડ લોરેન્સઃ**—( ૧૮૬૪-૧૮૬૯-૫ ). એ આસિસ્ટન્ટ કલેકટરના દરજ્જાથી ચડતાં ચડતાં હિંદના ઉંચામાં ઉંચા દરજ્જા સુધી ચડી શક્યો. એના વખતમાં ઇ. સ. ૧૮૬૬માં ઓઢીઆમાં તથા ઇ. સ. ૧૮૬૮ માં વાયવ્ય પ્રાંતમાં દુકાળ પડ્યો, તેમાં વાઇસરોયે પોતે દુકાળીઆઓને કામે લગાડવા મહેનત લીધી, તથા તેમને કામે લગાડવા રેલવે, નહેર વગેરે વધાર્યાં, તોપણ તેમાંનાં ઘણાંખરાં મરણ પામ્યાં.

**ભૂતાન સાથે વિગ્રહઃ**—ભૂતાનની પાસે દુવાર પરગણું છે. તે લેવા ભૂતાનનો રાજા ત્યાંના રાજાને બહુ હેરાન કરતો, તેથી જનરલ ટોમ્પ્સની સરદારી નીચે લશ્કર મોકલ્યું, તેણે ભૂતાનના રાજાને હરાવ્યો, આથી સંધી થઇ તેમાં એવું ઠર્યું કે ભૂતાનના રાજાએ

પૂર્વ તરફની સરહદનો કબજો અંગ્રેજને આપવો, તેના બદલામાં અંગ્રેજ દર સાલ ૨૫ હજાર રૂપીઆ આપે. (૩) આબિસિનીયાના રાજા સાથે અંગ્રેજને લડાઇ થઇ. તેથી હિંદમાંથી કેટલુંક લશ્કર મદદ માટે ત્યાં મોકલવામાં આવ્યું. (૪) કાબુલનો અમીર દોસ્તમહંમદ મરણ પામવાથી તેના દીકરાઓ કેટલીક મુદ્દત સુધી લડી મુઆ, પણ છેવટે શેરઅલ્લી અમીર થયો. અંગ્રેજ સરકારે તેને અમીર તરીકે કબુલ રાખ્યો. ઇ. સ. ૧૮૬૮. (૫) દ્વારકાની આસપાસના વાઘેર લોકો ઘણી મુદ્દત સુધી તોફાન કરતા હતા, તેઓને ધીમે ધીમે શાંત પડયા. ઇ સ. ૧૮૬૯. એ પ્રમાણે લોરેન્સ પાંચ વરસ સુધી કારભાર કરી મુદ્દત પૂરી થવાથી વિલાયત ગયો. ને તેની જગોએ લોર્ડ મેયો વાઇસરોય થઇને આવ્યો. ઇ. સ. ૧૮૬૯.

**લોર્ડ મેયો**:—( ૧૮૬૯–૧૮૭૨–૩ ) તેણે હિંદમાં આવી કાબુલના અમીર શેરઅલ્લીને અંબાલામાં મોટો દરબાર ભરી દરવરસે બાર લાખ રૂપીઆ આપવા કરી પક્ષમાં લીધો; અને રૂશીઆ સરકાર કાંઇ પણ ગરબડ ન કરે ને અફઘાનિસ્તાન રૂશિઆના પક્ષમાં ન જાય એવો બંદોબસ્ત કર્યો. (૨) એ પછી મહારાણીના બીજા કુંવર ડયુક ઓફ એડિન્બરો હિંદમાં મુસાફરીએ આવ્યા, તેમને રાજા પ્રજાએ ઘણું માન આપ્યું. (૩) તેણે રેલ્વે, નહેર વિગેરે બંધાવ્યાં, ખેતીવાડી ખાતું કહાડયું, મીઠાની જકાતમાં સુધારો કર્યો, વિગેરે કામો કર્યાં. આ પ્રમાણે સુધારો કર્યા પછી પોતે બ્રહ્મદેશમાં થઇ આંદામાન બેટના કેદીઓની હાલત તપાસવાને ગયો, ત્યાં કોઇ દુષ્ટ અફઘાન કેદીએ તેને મારી નાંખ્યો. ઇ. સ. ૧૮૭૨.

**લોર્ડ નોર્થબ્રુક**:—(૧૭૭૨–૧૮૭૬–૪) એના વખતમાં ઇ. સ. ૧૮૭૪ માં બંગાળામાં મોટો દુકાળ પડયો, તેમાં તેણે પ્રજાને જાત મહેનતથી ઘણી મદદ કરી. (૨) એ વખતે વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડ રાજ્ય કરતા હતા, તેના પર ત્યાંના રેસિડન્ટ કર્નલ ફેરને ઝેર આપવાનું તહોમત આવતાં તેની તપાસ ત્રણ યુરોપીઅન અને ત્રણ દેશી અધિકારીઓની મંડળી નીમીને કરી. દેશીઓએ તહોમત ના સાબિત ગણ્યું અને યુરોપીઅનોએ તહોમત સાબિત ગણ્યું, તો

પણ તેને રાજ્ય ચલાવતાં આવડતું નથી, અને રાજ્યમાં ઘણું અંધેર ચાલે છે, એવું તહોમત મૂકી તેને મદ્રાસમાં કેદ કર્યો, અને હાલના મહારાજા સયાજીરાવ ગાદી પર બેસાડયા. ઇ. સ. ૧૮૭૫. (૩) એજ સાલમાં મહારાણીશ્રીના પાટવી કુંવર **પ્રિન્સ ઓફ વેલ્સ** હિંદમાં પધાર્યા, તે વખતે હિંદી પ્રજાએ તેમનો ઘણો આદર સત્કાર કર્યો. (૪) એણે અજમેરમાં હિંદના રાજવંશી કુંવરોને ભણવા માટે એક કોલેજ ખોલી, જેનું નામ "**મેયો કોલેજ**" રાખ્યું. લોર્ડ નોર્થબ્રુક વિલાયતનું પ્રધાન મંડળ બદલાવાથી પાંચ વરસ પુરાં થયાં પહેલાંજ વિલાયત ગયો, તેની જગાએ લોર્ડ લીટન વાઇસરોય થઇ આવ્યો. ઇ. સ. ૧૮૭૬.

**લોર્ડ લીટનઃ**—( ૧૮૭૬–૧૮૮૦–૪ ) એના વખતમાં (૧) દિલ્હી દરબાર, (૨) દુકાળ અને વેરા, (૩) અફઘાન સાથે બીજી લડાઇ, એ ત્રણે બનાવ બન્યા.

(૧) **દિલ્હી દરબારઃ**—તા. ૧ લી જાન્યુ. ૧૮૭૭ ને રોજ આપણા મહારાણી સાહેબે હિંદના શહેનશાહ બાનુ અથવા "કૈસરે હિંદ" પદ ધારણ કર્યું તે બાબતનું જાહેરનામું વાઇસરોયે દિલ્હીમાં રાજા મહારાજાઓ, અમલદારો અને આબરૂદાર ગૃહસ્થોનો મોટો ભપકાદાર દરબાર ભરી વાંચી સંભળાવ્યું; અને તે બાબત દરેક ગામોમાં જાહેર કરવામાં આવી. આ બાબતમાં લોકોએ શહેનશાહ બાનુ તરફ ઘણીજ રાજ્ય ભક્તિ અને વફાદારી બતાવી.



મહારાણી વિક્ટોરીઆ.

(૨) **દુકાળ**—હિંદુસ્તાનમાં અગાઉ નહિ પડેલો એવો મોટો દુકાળ ઇ. સ. ૧૮૭૭માં પડ્યો: તેમાં હજારો માણસો ભૂખમરાથી મરવા લાગ્યા. આ બાબતમાં તેમના જીવ બચાવવા માટે સરકારે બહુ મહેનત લીધી, તો પણ તેમાં ૫૦ લાખ માણસો મરણ પામ્યાં અને સરકારને ૧૧ કરોડ રૂપીઆનું ખર્ચ થયું, તે ખર્ચ માટે તથા હવે પછી દુકાળ વખતે નિભાવ થવા માટે સરકારે ધંધા રોજગાર પર કર (લાયસન્સ ટેકસ) નાખ્યો, તથા મીઠાની જકાતમાં વધારો કર્યો આ બનાવ પછી દક્ષિણ હિંદમાં રેલ્વેનો વધારો કરવામાં આવ્યો.

લીટન કોન્ઝરવેટિવ પક્ષનો હતો તેથી તેણે છાપખાનાની સ્વતંત્રતા પર અંકુશ મૂકયો.

(૩) **અફઘાન ૨ જો વિગ્રહ**:-**કારણ**—લોર્ડ મેયોએ કાબુલના અમીર શેરઅલી સાથે મિત્રાચારી કરી તેને **૧૨ લાખનું** વર્ષાસન બાંધી આપ્યું હતું, તો પણ સરકારે ખીલાતના ખાન સાથે સલાહ કરી રાજકીય કારણને લઇને તેની **પાસેથી કવેટા** લીધું. તેથી તે નારાજ થયો હતો. એવામાં વળી રૂશિઆ અને તુર્કસ્તાનને લડાઇ થવાથી સરકારે રાજકીય કારણોને લઇને તુર્કસ્તાનનો પક્ષ લીધો, આથી શેરઅલ્લી ઘણોજ નારાજ થયો, કારણ આથી તેમની સત્તામાં નુકશાન થતું હતું. અને તેણે રૂશિઆનો પક્ષ કરી રૂશિઅન એલચીને કાબુલમાં રાખ્યો, તથા તેને બહુજ માન આપ્યું. આ વાતની વાઇસરોયને ખબર મળતાં તેણે હિંદમાંથી એક એલચી મંડળ અમીર પાસે કાબુલમાં મોકલ્યું, પણ અમીરે તેમને કાબુલમાં પેસવા દીધા નહિ; આથી લડાઇ થઈ

**હકીકત**:—જનરલ રોબર્ટસની સરદારી નીચે એક મોટું લશ્કર કાબુલ પર ચડ્યું, અને તેણે **અફઘાન લશ્કરને પીવરકોટલ** આગળ હરાવ્યું; અને આગળ ચાલી કંદહારમાં અંગ્રેજી લશ્કર દાખલ થયું, તથા જલાલાબાદ લીધું. આથી શેરઅલ્લી નાસી ગયો. અંગ્રેજી સૈન્યે તેના પુત્ર યાકુબખાનને ગાદીએ બેસાડ્યો, તેણે **ગંડામક** મુકામે સંધિ કરી.

**ગંદામકની સંધિઃ**—કાબુલમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવો. (૨) કુરમ અને બોલનઘાટી વચ્ચેનો મુલક અંગ્રેજને આપવો. (૩) અંગ્રેજ સાથે મિત્રાચારીથી રહેવું. ઇ. સ. ૧૮૭૮.

આ પ્રમાણે સંધિ થઇ, પણ તે લાંબી મુદ્દત ચાલી નહિ: ઇ. સ. ૧૮૮૦ માં અફઘાનોએ અંગ્રેજોને દગાથી કાપી નાખ્યા. આથી વળી ફરી અંગ્રેજી સૈન્ય કાબુલ પર ચડયું. આથી યાકુબખાન શરણે આવ્યો. અને તેને પેન્શન બાંધી આપી હિંદમાં રાખ્યો.

એવામાં વિલાયતનું પ્રધાનમંડળ બદલાયાથી લોર્ડ લીટન રાજીનામુ આપી સ્વદેશ ગયો, અને તેની જગોએ લોર્ડ રીપન વાઇસરોય નીમાયો.

**લોર્ડ રીપનઃ**—(૧૮૮૦-૧૮૮૪-૪) તે હિંદમાં આવ્યો, ત્યાં સુધી અફઘાન સાથેનો વિગ્રહ પતી રહ્યો ન હતો, યાકુબખાનનો ભાઇ અયુબખાન જે હિરાતનો સુબો હતો, તે લસ્કર લઇ કંદહાર આવ્યો. તેણે કંદહાર લીધું, પણ એવામાં રોબર્ટસેલ લશ્કર લઇ આવી પહોંચ્યો, ને તેને હરાવીને નસાડ્યો; તે પછી લોર્ડ રીપને હિંદને અફઘાન વિગ્રહથી નાણાં તથા માણસની ખુવારી થતી હતી, તેથી અફઘાનિસ્તાનમાં દોસ્તમહમદના વડા દીકરાના વંશજ અબદલ રહેમાનને ગાદીએ બેસાડ્યો,



લોર્ડ રીપન.

અને અફઘાનિસ્તાનમાંથી લશ્કર પાછું બોલાવી લીધું. આ પ્રમાણે અફઘાન ૨ જા વિગ્રહનો અંત આવ્યો. ઇ. સ. ૧૮૮૧.

આ પછી મિસર સાથે ઇંગ્લાંડને લડાઇ થવાથી ઇંગ્લાંડના લાભાર્થે અહીંથી મિસર પર લશ્કર મોકલવામાં આવ્યું, એ લશ્કરે ત્યાં બહુ બહાદુરી બતાવી.

**લોર્ડ રીપનના સુધારાઃ**—એનો વિચાર લડાઇઓ કરી દેશનું ખુવાર કરવો, અથવા તો પરદેશી રાજ્યોની ખટપટમાં માથું મારવું આ બે બાબતોથી તદ્દન વિરૂદ્ધ હતો. તેતો ફક્ત પોતાના તાબાની પ્રજાની સ્થિતિ સુધારવા તરફજ વિશેષ લક્ષ આપતો. આથી તેણે દેશીઓના ( હિંદીઓના ) હિતના ઘણા સુધારા કર્યા. (૧) મીઠા ઉપરનો કર ઓછો કર્યો. (૨) લોર્ડ લીટને કરેલો છાપખાનાની બંધીનો કાયદો રદ કરી છાપખાનાને સ્વતંત્રતા આપી (૩) સ્થાનિક **સ્વરાજ્ય** ( લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ) એટલે દેશીઓને મ્યુનિસિપાલીટી તથા લોકલ ફંડની વ્યવસ્થા કરવાનો હક આપ્યો, કે જેથી તેમનામાં કારભાર કરવાની શક્તિ આવે. (૪) કેળવણી ખાતામાં સુધારો કરી **ખાનગી નિશાળોને** મદદ આપી ઉત્તેજન આપ્યું. (૫) ખેતીવાડીમાં કેટલાક સુધારા કર્યા. (૬) મ્હૈસુરના રાજ્યપર જપ્તી બેઠી હતી, તે મહારાજા મોટા થવાથી તેમને સોંપી દીધુ. આ પ્રમાણે દેશીઓને ફાયદાનાં ઘણાં કામો કર્યાં.

**ઇલ્બર્ટ બીલઃ**—(૧૮૮૩) એના વખતમાં ઇલ્બર્ટ નામના સભ્યે કાઉન્સીલમાં યુરોપીઅનો સામેના ફોજદારી ગુન્હાનો ફેંસલો દરેક મોટાં શહેરોમાં દેશી ન્યાયાધીશો આપી શકે એ બાબતનું બીલ રજુ કર્યું, પણ તે મંજુર થઇ શક્યું નહિ, ફક્ત એટલું મંજુર થયું કે દેશીઓ એકલા નહિ, પણ અર્ધા દેશી અને અર્ધા યુરોપીઅનોની કમીટી નીમી તે ફેંસલો આપી શકે.

આ પ્રમાણે લોર્ડ રીપન દેશીઓને વહાલો થઇ ઇ. સ. ૧૮૮૪ માં વિલાયત ગયો, જતી વખતે અગાઉ કોઇપણ ગવર્નર જનરલ અથવા વાઇસરોયને નહિ મળેલું એવું માન તેને દેશીઓએ આપ્યું. ઇ.સ. ૧૮૮૪.

**મહર્ષિ દયાનંદ સરસ્વતી** અને **આર્યસમાજ**:—આ વખતમાં **મહર્ષિ** દયાનંદ સરસ્વતીએ હિંદમાં **આર્ય સમાજ** નામનો નવો ધર્મ ફેલાવ્યો. તેઓ વિદ્વાન, દયાળુ, કર્તવ્યનિષ્ઠ અને વેદ વિદ્યામાં પારંગત હતા, એમણે ફેલાવેલા ધર્મમાં અહિંસા, વિધવા વિવાહ, અને સ્ત્રી શિક્ષણની ખાસ ઉપયોગિતા બતાવી છે. તેઓ મૂર્તિ પૂજાનો ઇન્કાર કરે છે, અને ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારે છે. એકંદરે

આર્યસમાજ ભારતનાં રાષ્ટ્રિય, ધાર્મિક, સામાજિક અને શારીરિક ઉન્નતિ સાધનારી સંસ્થા છે. આ મહર્ષિ ૧૮૮૩ માં દેવલોક પામ્યા.

**લોર્ડ ડફરીન:**—(૧૮૮૪–૧૮૮૮–૪) એ ઇ. સ. ૧૮૮૪ માં હિંદમાં આવ્યો. એ વખતે અગાઉની માફક હિંદની સરહદપર રૂશી લોકો ચડી આવશે એવી ધાસ્તી લાગતી હતી. આથી વાઇસરોયે અમીરને રાવલપીંડીમાં બોલાવી તેની મુલાકાત લીધી, અને તેની સાથે મિત્રાચારી કરી તેને ૧૨ લાખનું વર્ષાસન બાંધી આપ્યું. આ પછી રૂશીઆ અને ઈંગ્લાંડ લડવાની તૈયારીમાં હતું, પણ રૂશીઆ અને ઈંગ્લાંડના કમીશનરોએ મળી સરહદનો કજીઓ મટાડ્યો.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ:**-(૧૮૮૫) **કારણ:**—બ્રહ્મદેશનો રાજા થીબો અંગ્રેજી રાજ્ય તરફ ઘણી ખરાબ વર્તણુક ચલાવતો હતો, વેપારીઓને હરકત કરતો હતો, તથા ફ્રેંચ સાથે મસલત કરાવી અંગ્રેજ સાથે લડાઇ કરવા તૈયારી કરતો હતો. આ બાબતનો જવાબ માગતાં તેણે બરાબર જવાબ આપ્યો નહિ; આથી લડાઇ થઇ.

**હકીકત:**—જનરલ પેંડલગાર્ટની સરદારી નીચે એક મોટું લશ્કર બ્રહ્મદેશપર મોકલ્યું. તેણે બ્રહ્મી લોકોને મીનલા અને ભામો આગળ હરાવ્યા. અને બ્રહ્મદેશ ખાલસા કરી હિંદના અંગ્રેજી મૂલક સાથે મેળવી દેવામાં આવ્યો. ૧૮૮૬. ને થીબોને પકડી રત્નાગીરીમાં કેદ કરવામાં આવ્યો. બ્રહ્મદેશનો કારભાર કરવાને એક જુદો લેફ. ગવર્નર નીમ્યો.

**જ્યુબીલી મહોત્સવ:**—(૧૮૮૭). એ સાલમાં આપણા મહારાણીશ્રીને ઈંગ્લાંડમાં રાજ્ય કરતાં ૫૦ વર્ષ થવાથી હિંદમાં ગામે ગામ **જ્યુબીલી મહોત્સવ** થયો. તેમાં પ્રજાએ કરોડો રૂપીઆનું ખર્ચ કરી પોતાનો ઉત્સાહ બતાવ્યો. કેટલાક રાજા રાણાઓ એ ઉત્સવ પર મહારાણીશ્રીના માનમાં વિલાયત ગયા.

એના વખતમાં હિંદીઓને સરકારી નોકરીમાં દાખલ કરવા તથા બીજી સરકારી સભાઓમાં દાખલ કરવા હક મેળવવા માટે હિંદીઓની એક **મહાસભા** (નેશનલ કોંગ્રેસ) મળી. તેણે તે હકની સરકાર પાસે માંગણી કરી, અને કેટલેક અંશે ફતેહ મેળવી.

લોર્ડ ડફરીને સરહદનું બાંધકામ ખોલ્યું હતું, તેમાં ઘણા રાજાઓએ નાણાંની મદદ કરી હતી. તે ઇ. સ. ૧૮૮૮માં વિલાયત ગયો.

**લોર્ડ લેન્સડાઉન**:—(૧૮૮૮-૧૮૯૩-૫) એના અમલની શરૂઆતમાં કાશ્મીરના રાજાને કેટલીક રાજ્ય ખટપટથી એક વરસ માટે પદભ્રષ્ટ કરી ત્યાંનો કારભાર પંચ મારફત ચલાવવાનું ઠરાવી રાજ્યની લગામ સરકારે પોતાના હાથમાં લીધી.

**મણિપુરનું બંડ**:—મણિપુરના રાજાએ બંડ કર્યું, અને કલકત્તે નાસી ગયો, સરકારે એક નાનું લશ્કર ત્યાં મોકલી બંડ સમાવ્યું, પણ તેમાં ચીફ કમીશનર તથા બીજા કેટલાક અમલદારો દગાથી માર્યા ગયા, આથી રાજાને પકડી દેશનિકાલ કર્યો, અને બીજા કેટલાકને ફાંસી દીધી, પછી ત્યાંના રાજાના દૂરના પિતરાઇ માંહેથી એક નાના બાળકને ગાદી આપી અંગ્રેજની દેખરેખ નીચે ત્યાંનો વહીવટ ચલાવ્યો.

એજ સાલમાં વાઇસરોયની કાઉન્સીલમાં સંમતી વયનો કાયદો પસાર થયો, તેથી આજ સુધી ૧૦ વર્ષની ઉમર કન્યાને માટે લાયક ગણાતી, તેને બદલે હવે ૧૨ વર્ષની ઉમર લાયક ગણાઇ.



સર ફીરોજશાહ મહેતા.

ઇ. સ. ૧૮૯૨ માં આ દેશની ગવર્નર જનરલની કાયદા બાંધનારી સભામાં અને પ્રાંતિક કાયદા બાંધનારી સભાઓમાં, મ્યુનિસિપાલીટીમાં, વ્યાપારી મંડળોમાં તથા યુનિવર્સિટીના મંડળોમાં પ્રજા તરફના કેટલાક મેમ્બરો નીમાવાનો ઠરાવ

થયાથી તેવા મેમ્બરો નિમાવા લાગ્યા. અને તેમને અમુક કાયદા માટે સરકારને સવાલો પૂછવાના, અને બજેટ ઉપર ચર્ચા કરવાના તથા ઠરાવો લાવવાના હકો મળ્યા. આ સુધારાઓથી સર **ફીરોજશાહ મહેતા**, શ્રીયુત **ગોપાલ કૃષ્ણ ગોખલે** ને **સુરેંદ્રનાથ બેનરજી** જેવા મુખ્ય મુખ્ય દેશ નેતાઓ ધારાસભામાં જઇ શક્યા. અને સરકારની સમક્ષ પ્રજાનો મત મૂકી શક્યા. આ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભાનું થોડાજ સમયમાં આવું શુભ ચિહ્ન જણાયાથી તે સભામાં વધારે જોસ આવતું ગયું. એજ સાલમાં વિલાયતના એક પરગણા તરફથી હિંદના **દાદાભાઇ નવરોજજી** પાર્લામેન્ટના સભાસદ નીમાયા.



દાદાભાઇ નવરોજજી.

**લેન્સડાઉનના વિચારો:**—લેન્સડાઉન તથા તેના કાઉન્સીલરોનો વિચાર દેશનો બચાવ કરી અંગ્રેજી બાગ વધારવા તરફ હતો. તેથી સર મોર્ટીમર ડુરાનને કાબુલમાં અમીર પાસે મોકલ્યો, અમીરે તેને બહુ માન આપ્યું, આથી ગવર્નર જનરલે તેને અપાતું વર્ષાસન ૧૨ લાખનું હતું તે વધારીને ૧૮ લાખનું કરી આપ્યું. અને સરહદને માટે સહીસલામતી કરી. લોર્ડ લેન્સડાઉન ઇ. સ. ૧૮૯૩ માં વિલાયત ગયો અને તેના જગોએ લોર્ડ એલ્જીન વાઇસરોય નીમાયો.

**લોર્ડ એલ્જીન:**—(૧૮૯૩-૧૮૯૮-૯) એ વાઇસરોય આગળ થઇ ગએલા લોર્ડ એલ્જીના પુત્ર હતા. એના વખતમાં હિંદની

વાયવ્ય કોણમાં સરહદ પરના પહાડી લોકોએ (તાયફાવાળાઓએ) બળવો કર્યો, સરકારે તે સમાવવાને લશ્કર મોકલ્યું, પણ તે બંડ સમાવતાં સરકારને બહુ મુશ્કેલી પડી, હજારો માણસો મરણ પામ્યા, અને કરોડો રૂપીઆનું ખર્ચ થયું.

ઈ. સ. ૧૮૯૬માં મોટો દુકાળ પડયો, તેમાં સરકારે પુષ્કળ બાંધકામો ઉઘડાવી દુષ્કાળ પીડીત લોકોને બહુ મદદ કરી, તે પછી ઈ. સ. ૧૮૯૭ માં યુરોપથી આવેલા ગાંઠીયા તાવ (મરકી) ની આ દેશમાં શરૂઆત થતાં મુંબાઈ, પુના, થાણા, સુરત, કરાંચી વિગેરે સ્થળોએ તે ફેલાયો, તેમાં હજારો માણસો મરણ પામ્યા. એજ સાલમાં હિંદમાં અગાઉ ન થએલો એવો મોટો ધરતીકંપ થવાથી હિંદને ભારે નુકશાન થયું. આ પ્રમાણે હિંદને માથે કુદરતી ત્રણ આફતો આવી પડી.

ઈ. સ. ૧૮૯૭ માં આપણા મહારાણીશ્રીને રાજ્ય કરતાં ૬૦ વર્ષ થએલાં હોવાથી આ દેશમાં તથા વિલાયતમાં ઘણી ધામધુમ થઈ.

ઈ. સ. ૧૮૯૮ માં વર્તમાન પત્રની સ્વતંત્રતા પર અંકુશ મૂકનારો કાયદો થયો. લોર્ડ એલ્જીન પાંચ વર્ષ પૂરાં થતાં ઈ. સ. ૧૮૯૮માં વિલાયત ગયો, અને તેની જગ્યોએ લોર્ડ કર્ઝન વાઈસરોય નીમાયો.

**લોર્ડ કર્ઝનઃ**—(૧૮૯૮–૧૯૦૫–૭) તે ઈ. સ. ૧૮૯૯ ના જાન્યુ. માસમાં વિલાયતથી આવ્યો; એજ સાલમાં ચોમાસામાં વરસાદ નહિ આવવાથી હિંદના પશ્ચિમ ભાગમાં અગાઉ નહિ પડેલો એવો જબરો દુકાળ પડયો, સરકારે દુકાળીઆઓને નિભાવવા ઠારેઠાર બાંધકામો ઉઘડાવી તથા દુકાળીઆઓને રાખવાના "પુઅર હાઉસો" ખોલાવી ત્યાં તેઓને મફત ખવરાવી તેઓનું પોષણ કરાવ્યું.

ઈ. સ. ૧૯૦૦ માં આફ્રીકાના બોર લોક સાથે ઇંગ્લાંડને લડાઈ થવાથી આ દેશનું કેટલુંક લશ્કર ત્યાં મોકલવામાં આવ્યું, તેમાં આ દેશના લશ્કરે બહુ બહાદુરી તથા વફાદારી બતાવી

ઈ. સ. ૧૯૦૧ માં આપણાં "કૈસરે હિંદ" મહારાણીશ્રી દેવલોક પામ્યાં, તેથી હિંદની પ્રજા બહુ દીલગીર થઈ.

ઇ સ. ૧૯૦૧ માં મહારાણીશ્રીના જ્યેષ્ઠ પુત્ર **સાતમા એડવર્ડ શહેનશાહ** પદને પામ્યા, તે વખતે હિંદમાંથી ઘણા રાજા રાણાઓ વિલાયત ગયા, અને તે શુભ કાર્યમાં ભાગ લીધો.

ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુ ની તા. ૧ ને રોજ હિંદના પાટનગર **દિલ્હીમાં** એક મોટો દરબાર ભરી નામદાર **સાતમા એડવર્ડ** હિંદના શહેનશાહ થયા, તે બાબતનું જાહેરનામું વાંચી સંભળાવ્યું. તેની ખુશાલીમાં સરકારે મીઠા ઉપરનો કર ઓછો કર્યો. તથા ૫૦૦ રૂ. ની આવક પર ઇનકમ ટેક્સ લેવાતો તે બંધ કરી ૨૦૦૦ રૂ. પર લેવાનું ઠરાવ્યું.



શહેનશાહ સાતમા એડવર્ડ.

**તિબેટ પર ચડાઇ:**—ઇ. સ. ૧૯૦૪ માં હિંદ અને તિબેટ વચ્ચેના વ્યાપારના કરારો ત્યાંનો **દલાઇલામા** બરાબર પાળતો ન હતો, તથા તે રૂશિઆ સાથે સંબંધ રાખે છે એવો વહેમ આવવાથી સરકારે તિબેટમાં એક લશ્કર મોકલી તેને ઉઠાડી તેના વારસને વફાદાર રહેવાની સરતે ગાદી આપી અને વેપારને અનુકુળ શરતો કરાવી. તથા વળી રૂશિઆની ધાસ્તીને લીધે ઇરાન સાથે બંદોબસ્ત કરવા પોતે ગયો; એજ સાલની આખરે રૂશિઆ અને જાપાન વચ્ચે લડાઇ સળગી, તેમાં જાપાને રૂશિઆને હરાવી પોતાને ફાવતી શરતો કરાવી. ૧૯૦૫.

**લોર્ડ કર્ઝનના સુધારાઃ**—તેણે કેળવણી ખાતામાં તથા પોલિસ ખાતામાં ઘણો સુધારો કર્યો, કેળવણી ખાતામાં યુનિવર્સિટીનું અને રાજકુમાર કોલેજોનું બંધારણ ફરીથી રચાવ્યું, તથા શરૂઆતની અને માધ્યમિક કેળવણીમાં મદદ માટે મોટી રકમ મંજુર કરી સુધારા કરાવ્યા.

પ્રાચીન ઇમારતો, શીલા લેખો તથા સ્તંભો સાચવી રાખવાનો

ધારો ઘડ્યો. આ સિવાય ખેતીવાડી, નહેરો, રેલ્વે વિગેરેને માટે ક-મીશનો નીમી સુધારા કર્યા.

**રાજ્યકીય વિભાગઃ**—વરાડને મધ્ય પ્રાંત સાથે ભેળવી દીધો. (૨) વાયવ્ય સરહદના પ્રાંતોનો પંજાબથી જુદો ભાગ પાડી તેનો ઉપરી જુદો કમીશનર ઠરાવ્યો. (૩) છેવટે જતાં જતાં બંગાળાના ૨ ભાગ પાડી પૂર્વ બંગાળાને આસામ સાથે ભેળવી દીધો, અને બહાર તથા ઓરીસ્સાનો તથા પશ્ચિમ બંગાળાનો એક જુદો ભાગ ઠરાવ્યો. આથી બંગાળી પ્રજા બહુ નારાજ થઇ. અને દેશી માલ વાપરવાની તથા વિલાયતી માલ બંધ કરવાની ચળવળ થઇ. લોર્ડ કર્ઝન ઇ. સ. ૧૯૦૫ માં વિલાયત ગયો.

**લોર્ડ મિન્ટોઃ**—(૧૯૦૫-૧૯૧૦-૫) અગાઉ આવી ગએલા લોર્ડ મિન્ટોનો એ વંશજ હતો, તે પ્રથમ કાનડામાં ગવર્નર જનરલ હતો, એના વખતમાં આપણા નામદાર શહેનશાહના જ્યેષ્ઠ પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ અને તેમનાં ધર્મપત્ની હિંદમાં પધાર્યાં, તેમને હિંદી પ્રજાએ અપૂર્વ માન આપ્યું.

ગયા વાઇસરોયના વખતમાં બંગાળાના ૨ ભાગ પડયા હતા, તેથી બંગાળી પ્રજા દિનપ્રતિદિન વધારે નાખુશ થતી ગઇ, અને આખા દેશમાં અશાંતિ ફેલાઇ, પોલીસ અમલદારોનાં ખુન થયાં, વગેરે બંગાળી લોકો તરફથી બન્યું, સરકારે પણ એ બધું દાબી દેવાને રાજ-દ્રોહી લખાણો તથા સભાઓ બંધ કરાવવા માટે સખત કાયદા કર્યા, વર્તમાન પત્રો પર અંકુશ મૂકયો. છતાં પણ ચળવળ શાંત થઇ નહિ.

**મોર્લી મીન્ટોના સુધારાઃ**—હિંદી પ્રધાન મોરલી તથા વાઇ-સરોય મિન્ટોએ મળીને સને ૧૯૦૯ માં એક કાયદો પાર્લામેન્ટમાં પસાર કરાવ્યો, જેની મતલબ નીચે મુજબ છેઃ—(૧) દરેક ઇલાકાની ધારા સભામાં બીન અધિકારી સભ્યો વધારવા. (૨) હિંદી પ્રધાનની, વાઇસરોયનાં, અને ઇલાકાની સભાઓમાં હિંદી સભ્યો રાખવા. (૩) ધારા સભાઓને ઠરાવો પસાર કરાવવાની તથા બજેટ પર ચર્ચા કરવાની છૂટ મળી.

અફઘાન સરહદપર વસતા તાયફાવાળી પહાડી જાતોએ બ્રિટિશ હદમાં નુકશાન કરવા માંડયું, તેથી તેમના પર ચડાઇ કરી તેમને નરમ પાડયા. ઇ. સ. ૧૯૦૮.

ઇ. સ. ૧૯૧૦ માં આપણા નામદાર શહેનશાહ **સાતમા એડવર્ડ** અચાનક દેવલોક પામ્યા, તેથી ઇંગ્લાંડમાં તેમજ આખા યુરોપમાં તથા હિંદમાં સર્વત્ર શોક છવાઇ ગયો.

લોર્ડ મિન્ટો ઇ. સ ૧૯૧૧ ના શરૂઆતમાં પોતાની મુદ્દત પુરી થવાથી વિલાયત ગયા.

**લોર્ડ હાર્ડિંજ:**—(૧૯૧૦-૧૯૧૬-૬) અગાઉ આવી ગએલ લોર્ડ હાર્ડિંજના એ પૌત્ર હતા, એમના વખતમાં ઇ. સ. ૧૯૧૧ ના જુન માસમાં આપણા હાલના નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જને વિલાયતમાં રાજ્યાભિષેક કરવામાં આવ્યો, તેમાં ભાગ લેવા માટે હિંદમાંથી કેટલાક રાજાઓ વિલાયત ગયા. તે પછી ઇ. સ. ૧૯૧૧ ડીસે. માસમાં આપણા શહેનશાહ ને શહેનશાહ બાનુ રાજ્યારોહણ માટે આ દેશના લોકો પર ઉપકાર કરી જાતે પધાર્યાં, અને તા. ૧૨ મી ડીસે. ૧૯૧૧ ને રોજ એક મોટો દરબાર ભરી હિંદુસ્તાનના રાજા રાણાઓના મોટા મેલાવડા વચ્ચે દિલ્હીની



શહેનશાહ જ્યોર્જ ૫ મા.

ગાદી પર બેઠા. આ બાબતનું જાહેરનામું ગામે ગામમાં વાંચી સંભળાવવામાં આવ્યું હતું. આ દિવસ એક મહાન માંગલીક દિવસ તરીકે ગણાયો. કારણ અગાઉ કોઇપણ રાજા હિંદમાં રાજ્યારોહણ

માટે આવ્યા ન હતા. આ શુભ પ્રસંગે નામદાર શહેનશાહે હિંદવાસીઓપર ઉપકાર કરી કેટલીક બક્ષિસો આપી તે નીચે મુજબઃ—

(૧) બંગાળાના ભાગલા રદ્દ કરી બંગાળાનો એક ઇલાકો કરી તેનો ઉપરી ગવર્નર નીમ્યો. (૨) આસામને જુદો પ્રાંત પાડી જુદો કમીશનર નીમ્યો. (૩) બહાર અને ઓરીસાનો જુદો પ્રાંત ઠરાવી ત્યાં લેફ્ટેનન્ટ ગવર્નર નીમ્યો, (૪) કેળવણીનો પ્રચાર કરવા માટે દર સાલ ૫૦ લાખ રૂપીઆની વધારે ગ્રાંટ મંજુર કરી. (૫) નાના નાના તાલુકદારો પાસે સરકારનું જે લહેણું હતું તે માફ કર્યું. (૬) જે કરજદાર કેદીઓ ગરીબાઇને લીધે કેદમાં પડયા હતા, તેવા ૧૦૦ રૂપીઆ સુધીના દેવાદાર કેદીઓનું દેવું સરકારે આપ્યું અને તેઓને કેદમાંથી મુકત કર્યા. (૭) હિંદની રાજધાની કલકતા હતી તે ફેરવીને દિલ્હી ઠરાવી આથી કેટલાકને સગવડતા થઇ તથા ખર્ચમાં ઘટાડો થયો.

ઇ. સ. ૧૯૧૨ના ડીસે. ની ૨૩ મી તારીખે દિલ્હીને રાજધાનીનું શહેર જાહેર કરવાને જતાં કોઇ હરામીએ વાઇસરોય પર બોમ્બ ફેંકયો, વાઇસરોયને આથી ભારે પીડા થઇ: અને તે માણસ પકડાયો નહિ, તો પણ તેણે નિર્દોષને હેરાન કર્યા નહિ.

વાઇસરોયે હિંદમાં સુધારા કર્યા. દેશીઓને સરકારી નોકરી વધારે મળે તેવો બંદોબસ્ત કર્યો, કેળવણીની સ્થિતિ સુધારવા પ્રયત્ન કર્યો, તથા બીજા ખાતાંઓ સુધારવા કમીશનો નીમ્યાં.

**જગતનું મહાન યુદ્ધ**:—તા. ૪ થી ઓગસ્ટ ઇ. સ. ૧૯૧૪ થી. **કારણ**:—આસ્ટ્રીયાનાં પાટવી કુંવર અને તેની રાણીનાં સર્વીઆની રાજધાનીમાં ખુન થયાં, આથી આસ્ટ્રિઆએ સર્વીઅનો પાસે આકરા કોલકરારો કરાવવા માગ્યા, સર્વીઆએ એ બાબત કબુલ ન કરવાથી લડાઇનું કારણ ઉત્પન્ન થયું, અને આસ્ટ્રિઆએ સર્વિઆ પર ચડાઇ કરી. આ વખતે જર્મની યુરોપમાં પોતાની સત્તા વધારવાને તલસી રહ્યું હતું, પણ તેને કારણ જડતું ન હતું. તેથી આ કારણ જડતા તે આસ્ટ્રિઆ સાથે ભળ્યું તથા યુરોપનાં તટસ્થ રાજ્ય બેલ્જીઅમમાં થઇ ફ્રાંસ પર હુમલો કર્યો: આથી

લડાઇ વધારે સળગી ; અને બેલજીઅમની તટસ્થતા જાળવવાને સર્વિઆના પક્ષમાં ઈંગ્લાંડ, ફ્રાંસ અને રૂશીઆ ભળ્યા. પાછળથી રાજ્યદ્વારી કારણને લીધે આસ્ટ્રિઆના પક્ષમાં તુર્કસ્તાન અને બલગેરીઆ તથા સર્વિઆના પક્ષમાં ઇટાલી અને અમેરિકા જોડાયાં.

આ યુદ્ધમાં બેલજીઅમને મદદ કરવાને સરકારે યુદ્ધમાં ઉતરવાનું નક્કી કર્યું તે વખતે ઈંગ્લાંડમાં મોટું લશ્કર તૈયાર ન હતું, તેથી ફ્રાંસના મેદાનમાં હિંદના સૈનિકોનું એક જબરૂં લશ્કર મોકલવામાં આવ્યું, તેણે જર્મનીના લશ્કરને અટકાવી રાખવામાં બહુ બહાદુરી બતાવી. એ સિવાય તુર્કસ્તાન, ઇજીપ્ત, અરબસ્તાન, મેસોપોટેમીઆ તથા આફ્રીકાના કેટલાક પ્રદેશમાં લડાઇ માટે હિંદી લશ્કર રોકવામાં આવ્યું હતું. તેણે બહુ બહાદુરી બતાવી, આપણા દેશની કીર્તિ વધારી છે.

આ સિવાય હિંદુસ્તાને નાણાંની તથા બીજી યુદ્ધ સામગ્રીની બહુ સારી મદદ કરી હતી.

આ લડાઇ ચાલતી હતી, તે દરમીયાન ઇ. સ. ૧૯૧૬ માં લોર્ડ હાર્ડિંજ દેશીઓનું પુષ્કળ માન પામી વિલાયત ગયો, અને તેની જગાએ લોર્ડ ચેમ્સફર્ડ વાઇસરોય નીમાયો,

**લોર્ડ ચેમ્સફર્ડ**:–( ૧૯૧૬–૧૯૨૧-૫ ) એમના વખતમાં દેશમાં જાગૃતિ આવી.

આ વખતે હજુ મહાન યુદ્ધ ચાલુજ હતું, દુનિઆના જુદાજુદા દેશોમાં આફ્રિકા, એશિઆ અને યુરોપમાં ઘણી જગાએ ખુનખાર લડાઇ સળગી રહી હતી, દરીઆ માર્ગે, જમીન માર્ગે અને હવાઇ વિમાનથી એક બીજાનો નાશ કરવા મંડી રહ્યા હતા. અને દુનિયામાં દરેક વસ્તુની મોંઘવારી વધી પડી હતી. છેવટે લડાઇ કરતાં જર્મન કયસર થાકયો; અને ઇ. સ. ૧૯૧૮ માં સલાહનું કહેણ મોકલ્યું. પોતે હોલેંડમાં નાસી ગયો. જર્મન સીપાઇઓએ હથિયાર છોડી દીધાં, તોપો અને લશ્કરી વહાણો મિત્ર રાજ્યોને સ્વાધિન કર્યાં, એ પછી સલાહ કરવાનું નકી થયું. અને દુનિયાને મહાન્ નુકશાન કરનાર જર્મન કયસરને શી શિક્ષા કરવી તે બાબતનું એક પ્રતિનિધિમંડળ **પેરિસમાં** એકઠું થયું.

ઇ. સ. ૧૯૧૭ માં હિંદી પ્રધાન મી. મોણ્ટેગ્યુ હિંદમાં આવ્યો, આ પહેલાં કોઇ પણ હિંદી પ્રધાન હિન્દમાં આવ્યો ન હતો. મોણ્ટેગ્યુએ હિંદમાં આવી હિંદના વાઇસરોય સાથે મસલત ચલાવી અને હિંદને સુધારા આપવાનો ખરડો તૈયાર કરી પાર્લામેન્ટમાં રજુ કર્યો, અને તે પસાર થવાથી ઇ. સ. ૧૯૨૦ માં હિંદમાં અમલમાં મૂકાયો, અને તેવડે ધીરે ધીરે હિંદને સ્વરાજ્ય આપવાનું જાહેર કર્યું. આથી હિંદને કેટલીક છૂટ મળી, તથા ધારાસભાની નવી યોજના થઈ, અને કેટલાંક ખાતાં હિંદીઓ નીચે મૂકયાં. ઇ. સ. ૧૯૧૮ ના પાછળના વખતમાં હિંદમાં ચોતરફ ઇન્ફ્લ્યુએન્ઝા નામનો ઝેરી તાવ ફેલાયો, તેથી લાખો માણસો તેના ભોગ થઈ પડ્યા.

ઇ. સ. ૧૯૧૯ માં ઇંગ્લાંડની સરકારે હિંદને રાજ્યદ્વારી હક્કો આપવાની શરૂઆત તરીકે કલકત્તા નિવાસી સર સત્યેંદ્રપ્રસાદ સિંહાને હિંદુસ્તાનના નાયબ વજીર નીમ્યા અને લોર્ડની પદવી આપી. અને "લોર્ડ સિંહા ઓફ રાયપુર" એવો ખિતાબ આપ્યો, અને તેમને તથા બિકાનેરના મહારાજાને સુલેહ પરિષદમાં હિંદ તરફથી ભાગ લેવાને પેરિસ મોકલ્યા. ત્યાંથી લોર્ડ સિંહા પાછા આવ્યા પછી તેમને બહારના ગવર્નર નીમ્યા. આ પ્રમાણે હિંદવાસીને લોર્ડની પદવી તથા ગવર્નરનો હુદ્દો એ પ્રથમજ બન્યું.



લોર્ડ સિંહા.

**રોલેટબીલ:**—ઈ. સ. ૧૯૧૯ માં વાઇસરોયની ધારા સભાએ રાલેટનો કાયદો પસાર કર્યો. આ કાયદાથી પ્રજા તથા બીનઅધિકારી સભ્યો વિરૂદ્ધ હતા. આ કાયદો હિંદી પ્રજાને બહુ વસમો લાગ્યો; આથી પ્રજા જરા છેડાઇ રહી હતી, એવામાં વળી પંજાબના ગવર્નર માઇકલ ઓડવાયરે તથા સેનાપતિ જનરલ ડાયરે હિંદી સરકારની સલાહથી લશ્કરી કાયદો પંજાબમાં જાહેર કરી જલિયાનવાળા બાગની સભાપર કોઇપણ કારણસર મારો ચલાવ્યો, અને લોકોને ભારે શિક્ષા કરી તેથી પ્રજા છેડાઇ ગઇ. તથા વળી તુર્કસ્તાનના સુલતાનનો કેટલોક ભાગ જુદા જુદા રાજ્યમાં વહેચાઇ જવાથી મુસલમાન કોમની પણ લાગણી દુખાઇ. આ પંજાબનાં દુઃખ ધોવા, મુસલમાનોને ન્યાય અપાવવા તથા સ્વરાજ્ય પ્રાપ્તિ કરવાને મહાત્મા ગાંધીજીએ સરકાર સાથે કોઇપણ જાતનો સંબંધ ન રાખવાનો ઠરાવ કરી **અસહકાર** ચાલુ કર્યો. ગાંધીજી તથા બીજા નેતાઓ જેલમાં ગયા, છેવટે સરકારે ગાંધીજીના આગ્રહથી ઉદાર ડહાપણ વાપરી પ્રજાને સંતોષી.

**અફગાન ત્રીજો વિગ્રહ:**—એજ સાલમાં કાબુલના અમીર હબિબુલ્લાખાંનનું ખુન થવાથી તેની જગાએ તેનો ભાઇ અમાંનુલાખાન ગાદીએ આવ્યો. તેણે મહાન વિજયી હિંદી સરકાર સાથે લડાઇ જાહેર કરી, પણ તે હારી ગયા. ઇ. સ. ૧૯૨૧. આથી સંધી થઇ, તેમા તેનું વર્ષાસન બંધ થયું.

લોર્ડ ચેમ્સફર્ડના વખતથી રજવાડાઓ માટે નરેંદ્ર મંડળની સ્થાપના થઇ. તે ઇ. સ. ૧૯૨૧ માં વિલાયત ગયા, તેની જગોએ લોર્ડ રીડીંગ વાઇસરોય નિમાયો.

**લોર્ડ રીડીંગ:**—(૧૯૨૧–૧૯૨૫–૪) એ ઇંગ્લાંડની હાઇકોર્ટના જજ્જ હતા, ત્યાંથી વાઇસરોયના હોદ્દા પર આવ્યા.

એમના વખતમાં ઇ. સ. ૧૯૨૧ માં આપણા નામદાર શહેનશાહના પાટવી કુંવર આ દેશમાં મુસાફરીએ પધાર્યા હતા. તેમણે

દેશમાં દરેક જગાએ ફરીને મોટાં મોટાં શહેરોની મુલાકાત લીધી. અને લગભગ ૩ માસ રહી વિલાયત ગયા.

ઈ. સ. ૧૯૨૨ માં અફઘાનિસ્તાનને સ્વતંત્ર દેશ તરીકે પરદેશની રાજ્યનીતિમાં કબુલ રાખવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૨૪ માં પશ્ચિમ હિંદનાં ( મુંબાઈ ઈલાકાનાં ) દેશી રાજ્યોને મુંબાઈના ગવર્નરની સત્તા નીચેથી લઈ હિંદના વાઈસરોયની સત્તા નીચે મૂકવામાં આવ્યા ને તે ભાગને પશ્ચિમ હિંદનાં દેશી રાજ્યો ( વેસ્ટર્ન ઈંડીયા સ્ટેટ્સ એજન્સી ) નામ આપી તેના ઉપર દેખરેખ રાખવા એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની નીમણુંક કરી.

આ વખતે હિંદુસ્તાનમાં રાજકીય વાતાવરણ કાળાં વાદળાંથી ઘેરાઈ ગયું હતું, દેશમાં ચોમેર અશાંતિ ફેલાઈ રહેલ હતી, અને રાજદ્વારી હક્કો મેળવવાના પ્રયાસો જોસભેર ચાલી રહ્યા હતા.

એજ અરસામાં હિંદ બહાર વસતા હિંદીઓના હક્કનો પ્રશ્ન ખડો થયો, અને હિંદીઓ અને બીજી બ્રિટિશ પ્રજાના હક્કો સમાન છે એ વિષે ચર્ચા કરવા એક સામ્રાજ્ય પરિષદ્ ( શાહી પરિષદ્ ) વિલાયતમાં મળી, તેમાં મત આપવાને હિંદી પ્રધાન મી. મોંટેગ્યુ, કચ્છના રાવ તથા શ્રીનિવાસ શાસ્ત્રી બિરાજ્યા હતા, પણ આ પરિષદ્‌માં દક્ષિણ આફ્રિકાની સરકારે હિંદીઓનો સમાન હક્ક સ્વીકાર્યો નહિ. આ માટે શ્રીયુત્ શાસ્ત્રીજીએ દક્ષિણ આફ્રિકા, કેનેડા, આસ્ટ્રેલિયા વગેરે દેશોમાં જઈ સમાન હક્ક માટે ઘણોજ પ્રયત્ન કર્યો, પણ તેમાં ફતેહ મળી નહિ, અને હિંદીઓની ફરિયાદ કાયમ ચાલુજ રહી.

**અસહકાર**—આ અરસામા **મહાત્મા ગાંધીજીએ** અસહકારનો ઝુંડો ફરકાવ્યો. સરકારી નોકરીનો અને શાળાઓનો બહિષ્કાર કરવા, કાઉન્સીલોની બેઠકો ખાલી રાખવા, તથા સ્પર્શાસ્પર્શનો ભેદ કાઢી નાખવા, અને વિદેશી કાપડનો બહિષ્કાર કરી સુતરને તાંતણે **સ્વરાજ્ય** મેળવવા જાહેર કર્યું. પણ આ વાત દેશના તમામ લોકોને રૂચી નહિ, આથી મહાત્માજીએ વ્યક્તિગત અસહકારનીજ ચળવળ ફક્ત ચાલુ રાખી, સામુદાયિક અસહકારને અટકાવ્યો,

પણ આથી અશાંતિ અને અંધાધુંધી ફેલાઇ. આના જવાબદાર સરકારે દેશ નેતાઓને ગણી અસહકારની ચળવળ અટકાવવા લગભગ ઘણાએક દેશ નેતાઓ સાથે ગાંધીજીને રાજદ્રોહી ઠરાવ્યા, અને ઘણાઓને સજા ફરમાવી. આ પ્રમાણે અસહકારની ચળવળ ભાંગી પડતાં કાઉન્સીલમાં દાખલ થવાનુ ઠર્યું, અને અસહકારની ચળવળમાં કેટલોક સુધારો કર્યાં. ઇ. સ. ૧૯૨૪.

આ પછી ઇંગ્લાંડમા મજુર પક્ષ જોરપર આવ્યા, અને હિંદને કેટલાક સુધારા આપવાનો ઠરાવ થયો. પણ એવામાં 'કન્ઝર્વેટિવ ગવર્નમેન્ટ' થયાથી હિંદને કાંઇપણ સુધારા મળી શક્યા નહિ.

ઇ. સ ૧૯૨૫ માં વાઇસરોયની ધારાસભામાં એસેમ્બ્લીનું નવું બંધારણ રચાયું, અને લોકનિયુક્ત સભાસદોમાંથી ઓનરેબલ **વિઠલભાઇ** પટેલ એસેમ્બ્લીના પ્રમુખ નીમાયા.

આ પ્રમાણે ઇ. સ. ૧૯૨૫ ની સાલ પૂરી થઇ અને લૉર્ડ રિડિંગ વિલાયત ગયા તેમની જગોએ નવા વાઇસરોય **લૉર્ડ અર્વીન** હિંદમાં આવ્યા.

**લૉર્ડ અર્વીનઃ**—ઇ. સ. ૧૯૨૬ માં હિંદમાં આવ્યા, એમને ખેતી સંબંધેની સારી માહિતી હોવાથી ખેતીવાડી ખાતાનું કમીશન નીમવામાં આવ્યું.

ઇ. સ. ૧૯૨૮ માં હિંદના મુંબઇ ઇલાકાના ગુજરાત પ્રાંતમાં જમીન સંબંધે મહેસુલ વધારવાની યોજના ઘડી સરકારે અમલમાં આણવાનું ધાર્યું અને એ મુજબ પ્રથમ **બારડોલી** તાલુકામાં એનો અમલ કરવામાં આવ્યો. આ બાબતમાં ત્યાંની ખેડુત પ્રજાએ વાંધો ઉઠાવ્યો, અને ગણત્રી કરી ફરી મહેસુલ ઉધરાવવાનો આંકડો ઠરાવવા સરકારને અરજ કરી, પણ કેટલીક વખત સમાધાન ન થવાથી પ્રજાને ઘણુંએક સાસવું પડયું. છેવટે સરકાર અને પ્રજા વચ્ચે શ્રી વલ્લભભાઇ પટેલના વચ્ચે પડવાથી સમાધાન થયું, અને મહેસુલ સંબંધે ફરી ગણત્રી કરી મહેસુલ ઉઘરાવવાનું ઠરાવ્યું.



# હિંદનું રાજ્યતંત્ર.

## પ્રકરણ ૧ લું.

હાલનું હિંદનું રાજ્યતંત્ર જાણવા માટે તેના અગાઉના વખતની કેટલીક માહિતી મેળવવાની જરૂર છે, તેથી તેનું વર્ણન અત્રે થોડું આપીએ છીએ.

હિંદના રાજ્યતંત્ર સાથે અંગ્રેજી કંપનીની શરૂઆતથી હિંદના ઈતિહાસની ટુંકી રૂપરેખા બતાવવી જોઈએ.

**ઈસ્ટ ઈંડિયા કંપની**:—ઈ. સ. ૧૫૯૯ માં લંડનના વેપારીઓએ એક સભા બોલાવી હિંદ સાથે વેપાર કરવાને એક કંપની ઉભી કરી. આ વખતે ઈંગ્લાંડમાં **ઇલિઝાબેથ** રાણી રાજ્ય કરતી હતી, તેને કંપનીએ અરજ કરવાથી રાણીએ તેને હિંદમાં વ્યાપાર કરવાની સનંદ આપી. તેઓનો હિંદનો સઘળો વ્યવહાર ભાગીદારો અને વ્યવસ્થાપકોના હાથમાં હતો.

હિંદમાં કંપનીએ વેપાર શરૂ કર્યા પછી પહેલ વહેલી તેમણે સુરતમાં કોઠી નાખી, આ પછી ઈંગ્લાંડના રાજા ૧ લા **જેમ્સે સર ટોમસરો** નામના પોતાના એલચીને હિંદના જહાંગીર પાદશાહના દરબારમાં હિંદમાં વ્યાપાર કરતી અંગ્રેજ કંપનીને લાભકારી શરતો કરાવી આપવાને મોકલ્યો. તેણે જહાંગીર પાદશાહ પાસેથી કેટલીક લાભકારી શરતો કરાવી દીધી. ધીમે ધીમે તેઓનો વેપાર વધતો ગયો, આ પછી તેમણે વેપારનાં મુખ્ય મથકો પોતાના તાબામાં રહે એવી ઇચ્છાથી તેઓએ ચંદ્રગીરીના રાજા પાસેથી મદ્રાસ પાસે જમીન વેચાતી લઇ ત્યાં ફોર્ટ સેન્ટ વિલીયમ નામનો કિલ્લો બાંધ્યો, અને પછી છેવટ મુંબાઇ ઈંગ્લાંડના રાજા પાસેથી ૧૦ પાંડના પટ્ટાથી વેચાતું લીધું. આ પ્રમાણે હિંદની ત્રણ દિશાએ દરીઆ કાંઠે તેમણે પોતાના મથકો સ્થાપી ત્યાંથી આખા હિંદમાં વેપાર ચલાવ્યો: આ વખતે કંપનીનો વેપાર ચલાવવાને એક ગવર્નર અને તેની નીચે બીજા કારકુનો તથા રક્ષણ માટે સિપાઇઓ રાખવામાં આવેલા હતા,

આ પ્રમાણે લગભગ ૧૫૦ વર્ષ કંપની ફક્ત વેપારજ કરતી, ધીરે ધીરે તેમને હિંદમાં રાજ્ય મેળવવાનો લોભ થયો, તેથી ફ્રેંચ અને અંગ્રેજ કંપનીઓ એક બીજાની અદેખાઇ કરી લડવા લાગી. ફ્રેંચ કંપની દક્ષિણમાં કર્ણાટક અને નિઝામની ગાદીના નવાબોની માંહોમાંહેની તકરારમાં પડી, અને તેમણે દક્ષિણમાં કેટલીક જગાએ ફ્રેંચ સત્તાની જમાવટ કરી, આથી અંગ્રેજ કંપનીને પણ લોભ થયો, અને તે ફ્રેંચની સામા પક્ષમાં ભળી, બંને કંપનીઓ ખુબ લડી, તેમાં અંતે અંગ્રેજ કંપનીએ વિજય મેળવ્યો, અને દક્ષિણમાં પોતાની સત્તાની જમાવટ કરી. એ પછી કલાઇવે મિરજાફરને ગાદીએ બેસારી બંગાળામાં પણ અંગ્રેજોની સત્તા જમાવી, તે પછી મોગલ પાદશાહ શાહઆલમને પોતાના તાબામાં લઇ બંગાળા, બહાર અને ઓરિસ્સાની મહેસુલ ઉઘરાવવાની સત્તા મેળવી. છેવટે બંગાળાના નવાબને વર્ષાસન બાંધી આપી આખા બંગાળા દેશને પોતાના તાબામાં લીધો. આ પ્રમાણે અંગ્રેજો વેપારી મટી રાજ્યકર્તા થયા.

ઇ. સ. ૧૭૭૩ માં ઇંગ્લાંડના પ્રધાન લોર્ડ નોર્થે એક કાયદો ઘડી પાર્લામેન્ટમાં પસાર કરાવ્યો, તેની મતલબ નીચે મુજબ હતીઃ—

(૧) બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલની પદવી આપવી અને મુંબઇ તથા મદ્રાસના ગવર્નરોને તેમની સત્તા નીચે મૂકવા. (૨) બંગાળાના ગવર્નર જનરલને રાજ્ય કારભારમાં મદદ કરવા એક કાઉન્સીલ આપવી. (૩) કાઉન્સીલની અંદર ૪ સભાસદો રાખવા, એ ચારે ગવર્નર જનરલને મત આપવાનું કામ કરે. (૪) કંપનીના ડીરેક્ટરોના ૨૪ મેમ્બરોમાંથી દર વરસે ૬ મેમ્બરોને છૂટા કરવા, અને તેમની જગાએ ૬ નવા મેમ્બરો નીમવા. (૫) કલકત્તામાં એક હાઇ કોર્ટ સ્થાપવી. (૬) કંપનીના નોકરોને લાંચ લેતા અટકાવવા, તથા ખાનગી વેપાર કરવા દેવો નહિ. (૭) કંપનીના વહીવટની સંપૂર્ણ માહિતી વખતે વખતે પાર્લામેન્ટ પાસે રજુ કરવી.

આ કાયદાને રેગ્યુલેટિંગ એક્ટ કહે છે. આ પછી ઇ. સ. ૧૭૮૩ માં ફોક્સ નામના પ્રધાને હિંદની રાજ્યસત્તા કંપનીના ડિરેક્ટરો પા-

એથી લઇ પાર્લામેન્ટને સોંપવી, એવો કાયદો પાર્લામેન્ટમાં રજુ કર્યો, પણ તે પાસ થયો નહિ. એ પછી વળી ઇ. સ. ૧૭૮૪ માં પિટ્ટ નામના પ્રધાને રેગ્યુલેટિંગ એક્ટમાં કેટલોક સુધારો કર્યો, અને તે કાયદો પાર્લામેન્ટમાં પસાર કરાવ્યો, એની મતલબ નીચે મુજબ હતીઃ—

(૧) કંપની માત્ર હિંદના વ્યાપાર પરજ ધ્યાન આપે.

(૨) હિંદના રાજ્યતંત્રની દેખરેખ માટે ડિરેક્ટરોમાંથી પાર્લામેન્ટ ૬ સભાસદોનું એક મંડળ નીમે, એ છમાંનો એક પ્રમુખ થાય, અને બાકીના પાંચ સભાસદ બને, એ પ્રમુખ પાર્લામેન્ટને દરેક બાબતમાં જવાબદાર રહે.

(૩) ઇંગ્લાંડના રાજાની પરવાનગી સિવાય હિંદના રાજ્યો સાથે ગવર્નર જનરલે સંધી અથવા વિગ્રહ કરવા નહિ.

(૪) ગવર્નર જનરલની કારોબારી સભામાં ચારને બદલે ૩ સભાસદો નીમવા, તેમાંનો એક લશ્કરી ખાતાનો ઉપરી હોવો જોઇએ. (૫) ગવર્નર જનરલ જરૂર પડયે કાઉન્સીલથી સ્વતંત્ર રીતે વર્તી શકે. (૬) મુંબાઇ અને મદ્રાસના ગવર્નરોને પણ એકેકી કાઉન્સીલ આપવી. (૭) ગવર્નર જનરલની તથા લશ્કરી સેનાપતિની નીમણુક ઇંગ્લાંડના શહેનશાહને પૂછીનેજ ડિરેક્ટરો કરી શકે.

આ પછી ઈ. સ. ૧૭૯૩ માં કંપનીને પાર્લામેન્ટ તરફથી ફરી પટ્ટો મળ્યો, તેમાં બીજા અંગ્રેજ વેપારીઓને પણ હિંદમાં ૩૦૦૦ ટન સુધીનો વેપાર કરવાની છૂટ મળી.

ઈ. સ. ૧૮૧૩ માં કંપનીને હિંદના વેપારની બંધી કરી ફક્ત ચીનમાંજ વેપાર કરવાની છૂટ આપી. (૨) હિંદની અંદર લશ્કરી અને સનંદી નોકરી મેળવવા હિંદને કેળવણી આપવી.

ઇ. સ. ૧૮૩૩ માં કંપનીને વેપારની તદ્દન બંધી કરી, અને રાજ્યમાંજ ધ્યાન રાખવાનું ઠર્યું. (૨) ગવર્નર જનરલને એક કાયદાનો જાણકર મેમ્બર આપવો, એટલે કે ૩ ને બદલે ૪ મેમ્બરો આપવા. મદ્રાસ અને મુંબાઇના ગવર્નરની સભામાંથી એકેક મેમ્બર ઓછો કરવો (૪) મદ્રાસ અને મુંબાઇની સભાને આપેલી કાયદા ઘડવાની

સત્તા લઇ લેવી, અને તેણે બંગાળાના ગવર્નર જનરલની કાયદા ઘડનારી સભાના કાયદા પ્રમાણે કામ કરવું. (૫) વર્ણ તથા ધર્મના ભેદ સિવાય હિંદીઓને નોકરી આપવી તથા અંગ્રેજી કેળવણી આપવી.

**ઇ. સ. ૧૮૫૩ નો પટ્ટો:**—(૧) બંગાળા ઇલાકાનો કારભાર ચલાવવા એક જુદો લેફ્ટેનન્ટ ગવર્નર નીમો ગવર્નર જનરલે આખા હિંદ પર દેખરેખ રાખવી (૨) ગવર્નર જનરલની કારોબારી સભામાં ૪ ને બદલે ૧૨ સભાસદો નીમવા, એ ૧૨ સભાસદો નીચે મુજબ:—

૪ કારોબારી સભાના સભાસદો, ૨ બંગાળાની હાઈકોર્ટના જડજો. ૪ મુંબઇ, મદ્રાસ, બંગાળા અને વાયવ્ય પ્રાંતોનો એકેક પ્રતિનિધિ, ૧ લશ્કરી ખાતાનો વડો, ૧ ગવર્નર જનરલ.

**ઇ. સ. ૧૮૫૮ નો હિંદનો રાજ્યબંધારણનો કાયદો:**—ઇ. સ. ૧૮૫૭ માં હિંદમાં દેશી સિપાઇઓએ બળવો કર્યો, તે સમાવી ઇંગ્લાંડની પાર્લામેન્ટે હિંદના વહીવટના સંબંધમાં એક બીલ પાસ કર્યું, તેની મુખ્ય બાબતો—(૧) હિંદનો રાજ્ય વહીવટ કંપની પાસેથી લઇ લેવો, અને ઇંગ્લાંડના રાજાને સોંપવો. (૨) હિંદના વહીવટ પર દેખરેખ રાખનાર ડિરેકટરોની કમીટીને રદ કરવી. (૩) ડિરેકટરોના બદલે વિલાયતના પ્રધાન મંડળમાંના એકને હિંદનો પ્રધાન (સેક્રેટરી ઓફ સ્ટેટ) બનાવવો, અને તેના હાથ નીચે ૧૫ મેમ્બરોની એક સભા ઠરાવી તેમણે હિંદના વહીવટનું કામકાજ કરવું. એ પંદરમાંના ૮ હિંદમાં ૧૦ વર્ષ સુધી નોકરી કરી આવેલા અને બહોળા અનુભવી હોવા જોઇએ (૩) હિંદના ગવર્નર જનરલને વાઇસરોય એટલે શહેનશાહનો પ્રતિનિધિ ગણવો.

આ પ્રમાણે બળવા પછી કંપનીના હાથમાંથી હિંદનું રાજ્ય લઇ લેવામાં આવ્યું, અને શહેનશાહના હસ્તક મૂકાયું. એ પછી એ રાજ્યતંત્ર વધારે વ્યવસ્થા અને સગવડવાળું કરવાને ઇ. સ. ૧૮૬૧, ૧૮૮૨, ૧૮૯૨, ૧૯૦૫ એમ જુદે જુદે વખતે કાયદાઓ ઘડાયા.

ઇ. સ. ૧૮૬૧ માં ધારાસભામાં કાયદો ઘડતી વખતે ૪ કાઉન્સીલરો અને બીજા ૨ વધારાના સભ્યો, તથા ૬ બીનઅધિકારી

હિંદી સભ્યો ચૂંટવા. આ પ્રમાણે ૧૨ થી કાયદા બાંધવાનો ઠરાવ થયો અને મુંબઇ તથા મદ્રાસને જુદી જુદી ધારાસભાઓ આપી.

ઇ. સ. ૧૮૮૨ માં સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પાસ કરાવી હિંદીઓને મ્યુનિસિપાલીટી તથા લોકલ બોર્ડની સત્તાનો અધિકાર આપ્યો. તથા ઇલ્બર્ટ બીલથી દેશી ન્યાયાધીશોને યુરોપીઅન ગુન્હેગારો પર અર્ધા દેશી અને અર્ધા યુરોપીઅન મેમ્બરોની સલાહથી કામ ચલાવવાનો અધિકાર આપ્યો.

ઇ. સ. ૧૮૯૨ માં ૧૨ ને બદલે ૧૬ સભાસદો રાખવા તેમાં બીનઅધિકારી (અર્ધ કરતાં વધારે) સભાસદો રાખવા, એમ ઠર્યું અને તેમને બજેટ તથા ખર્ચના બીજા પ્રશ્નો પર ચર્ચા કરવાની છૂટ આપી.

ઇ. સ. ૧૯૦૯ માં **મિન્ટો મોરલી સુધારાની** પદ્ધતિ અમલમાં મૂકાતાં ધારાસભામાં ૬૦ મેમ્બરો ચુંટાવાનું નક્કી થયું, જેમાંના ૩૫ ની સરકાર નીમણુક કરે અને ૨૫ પ્રજાકીય મંડળો ચૂંટે. અને તે મંડળને નાણાં સંબંધી દરેક બાબતની તથા લોકહિતની ચર્ચા કરવાની છૂટ મળી.

ઇ. સ. ૧૯૧૯ માં **મોણ્ટેગ્યુ ચેમ્સફર્ડના સુધારાનો** ખરડો પાસ થતાં વડી ધારાસભાના ૨ ભાગ પાડવામાં આવ્યા. (૧) ધારાસભા અથવા તો લેજીસ્લેટિવ એસેમ્બ્લી. (૨) રાજ્યસભા યાને કાઉન્સીલ ઓફ સ્ટેટ. આ સિવાય ઇલાકાની ધારાસભાઓને વિશાળ બનાવી. એ નવા કાયદા પ્રમાણે હિંદનો હાલનો વહીવટ ચાલે છે અને તેથી હિંદના આખા કારોબારના ૪ ભાગો પડી શકે છે.

(૧) હિંદનો સેક્રેટરી અને ઇંડિયા કાઉન્સીલ (ઇંગ્લાંડમાં).

(૨) વડી સરકાર અને તેની કાઉન્સીલો ( દિલ્હીમાં ).

(૩) પ્રાંતિક સરકારો અને તેની કાઉન્સીલો (દરેક પ્રાંતોમાં).

(૪) રાજ્ય કારોબારને લગતી પરચુરણ બાબતો. જેને વાઇસરોય અને પ્રાંતોના દરેક મુખ્ય અમલદારને કાઉન્સીલથી સ્વાતંત્ર સત્તા હોયછે.



# પ્રકરણ ૨ જું.

જે કાયદા પ્રમાણે હિંદનો હાલનો વહીવટ ચાલે છે તે આપણે જાણવાની ખાસ જરૂર છે અને તે નીચે મુજબ છેઃ—

## (૧) હિંદી પ્રધાન અને તેની સભા.
## (સેક્રેટરી ઓફ સ્ટેટ અને ઇંડીઆ કાઉન્સીલ.)

ઇંગ્લાંડની પાર્લામેન્ટ હિંદપર સર્વોપરી સત્તા ધરાવે છે, તે આખા દેશના વહીવટમાં ફેરફાર કરવાના કાયદા બાંધે છે, અને તેને હિંદનો પ્રધાન અમલમાં મૂકે છે, એ પ્રધાન તે સેક્રેટરી ઓફ સ્ટેટના નામથી ઓળખાય છે.

ઇંગ્લાંડનું રાજ્યતંત્ર ચલાવવાને પાર્લામેન્ટના મેમ્બરોમાંથી એક પ્રધાન મંડળ નીમાય છે, એ મંડળનો એક પ્રધાન હિંદનો સેક્રેટરી બને છે, તે હિંદના રાજ્યતંત્રની બાબતમાં દરેક રીતે પાર્લામેન્ટને જવાબદાર રહે છે; અને હિંદ સંબંધીની બધી માહીતી પાર્લામેન્ટને આપે છે. તે પ્રધાન પ્રધાનમંડળના જે પક્ષની બહુમતી હોય છે, તે પક્ષનો હોય છે.

હિંદી પ્રધાનની સત્તા તથા ફરજ નીચે પ્રમાણે છેઃ—

(૧) હિંદના વાઇસરોય તથા પ્રાંતિક ગવર્નરોની નીમણુંક કરવાની શહેનશાહને સલાહ આપવી.

(૨) બીજા મોટા અધીકારીઓની નીમણુંક આપવી.

(૩) વાઇસરોયને તથા પ્રાંતિક ગર્વનરોને રાજકીય હુકમો મોકલવા.

(૪) હિંદના રાજ્યતંત્રને લગતી માહિતીને જોઇતા કાગળો વાઇસરોય તથા ગર્વનરો પાસેથી મેળવવા તથા તેની વ્યવસ્થા કરવી.

(૫) હિંદને કોઇપણ રાજ્ય સાથે લડાઇમાં ઉતરવાની જરૂર પડે અથવા સંધી કરવી પડે તો વાઇસરોયને રજા આપવી. (સેક્રેટરી ઓફ સ્ટેટની રજા સિવાય વાઇસરોય સંધી અથવા વિગ્રહ કરી શકે નહિ).

(૬) નાણાં સંબંધીના વહીવટપર અંકુશ રાખવો. અને હિંદનું બજેટ પાર્લામેન્ટ આગળ રજુ કરવું.

**ઇંડિયા ઓફીસઃ**—આ ઓફીસ ઈંગ્લાંડના મુખ્ય શહેર લંડનમાં રાખવામાં આવેલી છે. જ્યાં ઇંડિયા કાઉન્સીલ સંબંધનું દરેક કામકાજ ઓફીસનો સેક્રેટરી કરે છે.

**ઇંડિયા કાઉન્સીલઃ**—હિંદી પ્રધાનને સલાહ આપવા હિંદ માટે સંપૂર્ણ જ્ઞાન ધરાવનારા ૮ થી ૧૨ સભાસદોની એક કાઉન્સીલ હોય છે. એ કાઉન્સીલ **ઇંડિયા કાઉન્સીલ**ના નામથી ઓળખાય છે. આ કાઉન્સીલનો દરેક સભાસદ ૫ વર્ષ માટે નીમાય છે. તેમની નીમણુંક હિંદી પ્રધાન કરે છે, તેમાંના અર્ધા મેમ્બરો હિંદમાં ૧૦ અથવા તેથી વધારે વર્ષ નોકરી કરેલા હોવા જોઇએ, અને તેને હિંદની નોકરી છોડયા ૫ કરતાં વધારે વરસ થએલાં ન હોવા જોઇએ. આ સભ્યોમાંના ૩ હિંદનાં રહેવાશી હોય છે અને બાકીના અંગ્રેજો હોય છે. કામોની વ્યવસ્થા માટે કાઉન્સીલના સભ્યોમાંથી મંડળો નીમાય છે. એ દરેક મંડળની ખાતાવાર ઓફીસ હોય છે.

**સત્તાઃ**—આ કાઉન્સીલને ફક્ત હિંદી વઝીરને સલાહ આપવાનીજ સત્તા હોય છે, હિંદી પ્રધાનને હિંદને લગતી ઉપજ ખર્ચની બાબતમાં બહુમતી પ્રમાણે કામ કરવું પડે છે, તેથી હિંદી નોકરોની નીમણુંક, પગાર, રજા વિગેરે બાબતોના ધારા ઘડવામાં તથા રેવન્યુ અને બીજી ઉપજોના સંબંધમાં અને કંત્રાકટ આપવા સંબંધમાં કાઉન્સીલના સભ્યોની બહુમતી પ્રમાણેજ કામ કરવું પડે છે, મતલબ તેમને પૂછ્યા વિના હિંદી પ્રધાન કાંઇ કરી શકતો નથી; સિવાય રાજ્ય પ્રકરણી બાબતોમાં તેને જરૂર જણાય તો સભ્યોથી વિરૂદ્ધ જવાની તથા કેટલીક વાતો છૂપી રાખવાની તેને છૂટ હોય છે.

ઇંડિઆ કાઉન્સીલની સભા દર માસે ઓછામાં ઓછી એક વાર થાય છે, તે બેઠકની તારીખ પહેલાં એક અઠવાડીઆ અગાઉ તેમાં થવાના કામકાજની દરેક મેમ્બરોને ખબર આપવામાં આવે છે.

**મદદનીશ પ્રધાનોઃ**—હિંદી પ્રધાનને મદદ કરવાને બે મદદનીશ પ્રધાનો હોય છે, તેઓ સભ્ય માંહેથીજ નીમાએલા હોય છે,

જેમાંનો એક ઓફીસ પર દેખરેખ રાખે છે, અને બીજો હિંદી પ્રધાનની વતી પાર્લામેન્ટમાં બેસે છે.

**પગાર:**—હિંદી પ્રધાનની ઓફીસનું ખર્ચ ઇંગ્લાંડની તેજુરીમાંથી અપાય છે. હિંદી પ્રધાનને વાર્ષિક ૫૦૦૦ પાંડ અને દરેક સભ્યોને ૧૨૦૦ પોંડ અપાય છે. હિંદી સભ્યોને ભથ્થાના ૬૦૦ પાંડ વધારે અપાય છે.

---

## પ્રકરણ ૩ જું.

### હિંદી સરકાર.

હિંદનું રાજ્યતંત્ર ચલાવનારી આ દેશમાંની મુખ્ય સત્તાને **હિંદી સરકાર** અથવા **વડી સરકાર** કહે છે, તેમાં મુખ્ય અધિકારી વાઇસરોય અને તેની કાઉન્સીલો છે.

**વાઇસરોય:**—હિંદમાં સંપૂર્ણ સત્તા ધારણ કરનાર મુખ્ય અધિકારી **વાઇસરોય** કહેવાય છે. તે શહેનશાહનો **પ્રતિનિધિ** છે, તેની નીમણુંક ઇંગ્લાંડના વડા પ્રધાનની અનુમતિ અને હિંદી વઝીરની સલાહથી શહેનશાહ કરે છે. એ નિમણુંકની મુદત ૫ વર્ષની છે. એ વાઇસરોય ઇંગ્લાંડના અમીર વર્ગ માંહેનો કુશળ રાજ્યકારી પુરૂષ હોવો જોઇએ. વાઇસરોયની કાઉન્સીલના સભ્યોની નીમણુંક હિંદી વઝીર કરેછે.

**સત્તા:**—વાઇસરોય હિંદ ખાતાનો શહેનશાહનો પ્રતિનિધિ હોઇ તેની સત્તા હિંદનાં દેશી રાજ્યો, હિંદ બહારનાં પરદેશી તાબેદાર રાજ્યો, અને પ્રાંતિક સરકારોપર ચાલે છે, પ્રાંતિક સરકારે ઘડેલો કોઇપણ કાયદો તેની સંમતિ વિના કાયદાનું સ્વરૂપ ધારણ કરી શકે નહિ; તે શહેનશાહની વતી ગમે તે ગુન્હેગારને માફી આપી શકે છે.

**ફરજ:**—હિંદને લગતાં અગત્યનાં કામો હિંદી વઝીર આગળ તે રજુ કરે છે. (૨) હિંદનાં દેશી રાજ્યો, બહારનાં તાબેદાર પરદેશી રાજ્યો, અને બ્રિટિશ હિંદના છેક નાના પ્રાંતો જેવા કે અજમેર, મેરવાડા, બ્રિટિશ બલુચિસ્તાન, વાયવ્ય સરહદનો પ્રાંત વિગેરે પર દેખરેખ રાખવાનું કામ કરે છે

વાયસરોયને ૨ સભા હોય છે. (૧) કારોબારી મંડળ, (૨) ધારાસભા. આમાંનું કારોબારી મંડળ રાજ્ય કારભારની ખાતા વાર વ્યવસ્થા કરે છે અને ધારાસભા કાયદા ઘડે છે.

**કારોબારી મંડળઃ**—એમાં ૯ સભ્યો હોય છે, જેમાં ૭ સામાન્ય સભ્યો, ૧ વાઇસરોય, અને ૧ લશ્કરી ખાતાનો વડો એમ ૯ સભ્યો હોય છે. ઉપરના ૭ માંથી ૩ હિંદી, ૧ ધારાશાસ્ત્રી અને ૩ હિંદની અંદર દશ વર્ષ સુધી નોકરી કરેલા અંગ્રેજ હોય છે. આ સભાના વડા તરીકે વાઇસરોય પોતે કામ કરે છે.

**પગારઃ**—વાઇસરોયનો પગાર દર વર્ષે ૨,૫૦,૦૦૦ રૂપીઆ છે. અને સભ્યોનો પગાર વાર્ષિક ૮૦,૦૦૦ રૂપીઆ છે.

કારોબારી મંડળના ૯ સભ્યો જુદાં જુદાં ૯ ખાતા સંભાળે છેઃ–

(૧) **ફોરેન ડિપાર્ટમેન્ટ (પરદેશ ખાતું)**:—હિંદની અંદરના દેશી રાજ્યો, અને બહારનાં તાબેદાર રાજ્યો સાથે સંબંધ સાચવવાનું તથા અજમેર, મ્હેરવાડા, બ્રિટિશ બલુચિસ્તાન અને વાયવ્ય સરહદના મુલક પર દેખરેખ રાખવાનું કામ વાઈસરોય પોતે કરે છે.

(૨) **હોમ ડિપાર્ટમેન્ટ (સ્વદેશ ખાતું)**:—હિંદની અંદરનો કારોબાર ચલાવનારૂં ખાતું. આ ખાતામાં કેળવણી, કાયદાઓ, જેલ, દવાખાનાં, પોલીસ, મ્યુનિસિપાલીટી, ડિસ્ટ્રિકટ અને લોકલ બોર્ડ તથા પ્રાચીન ઈમારતો સાચવવી વીગેરે બાબતોનો સમાસ થાય છે.

(૩) **રેવન્યુ અને એગ્રીકલ્ચર ડિપાર્ટમેન્ટઃ**—(મહેસુલ અને ખેતીવાડી ખાતું.) જમીનની મહેસુલ, જંગલો, જમીનના માપણી તથા સંગ્રહસ્થાનો વિગેરે પર દેખરેખ રાખે છે.

(૪) **લેજીસ્લેટીવ ડિપાર્ટમેન્ટઃ**—( કાયદા બાંધનારૂં ખાતું) આ ખાતું કાયદાના ખરડા તૈયાર કરી આપે છે.

(૫) **ફાઈનેન્સ ડિપાર્ટમેન્ટઃ**—( નાણાં સંબંધી વહીવટ કરનારૂં ખાતું) આ ખાતું તાર, ટપાલ, જકાત, મીઠું, અફીણ, ટંકશાળ, ચલણી નોટો, પેન્શન, પગાર, બેંકો વિગેરે બાબતો પર દેખરેખ રાખે છે.

(૬) **આર્મી ડિપાર્ટમેન્ટ;**—(લશ્કરી ખાતું) આ ખાતું વાઇસરોયની દેખરેખ નીચે લશ્કરી અમલદારના હાથમાં છે. તે આખા હિંદના લશ્કર પર દેખરેખ રાખે છે.

(૭) **પબ્લિક વકર્સ ડિપાર્ટમેન્ટ:**—(જાહેર બાંધકામ ખાતું) આ ખાતું રસ્તાઓ, પૂલો, નહેરો, સરકારી ઇમારતો વગેરે પર દેખરેખ રાખે છે,

(૮) **કોમર્સ અને ઇન્ડસ્ટ્રી ડિપાર્ટમેન્ટ:**—(વ્યાપાર અને ઉદ્યોગને લગતું ખાતું) આ ખાતું રેલ્વે, વહાણો, હુન્નર, કારીગરી તથા વ્યાપારને લગતી બાબતો પર દેખરેખ રાખે છે.

(૯) **મ્યુનિશન ડિપાર્ટમેન્ટ:**—(શસ્ત્રાસ્ત્ર લડાયક ખાતું) આ ખાતું, લડાઇ પછી ખોલાએલ છે. તે ખાતાનો સભ્ય લશ્કરી સરંજામને લગતા કામપર દેખરેખ રાખે છે, અને વડા સેનાપતિની ભલામણ મુજબ લશ્કરને જોઇતી દરેક વસ્તુ પૂરી પાડે છે.

ઉપર મુજબનાં ખાતાંઓ વાઇસરોય અને તેની એકિઝક્યુટિવ કાઉન્સીલ સંભાળે છે. દરેક મેમ્બર પોતાના ખાતાને લગતી સલાહ આપે છે. તથા જરૂર જોગા કાગળીઆ વાઇસરોય આગળ રજુ કરે છે. અને વાઇસરોય તથા તે ખાતાના મેમ્બરોના મત પ્રમાણે તે કામ થાય છે, જો બંને જુદા પડે તો કાઉન્સીલના સભ્યો પાસે તે માટે ચર્ચા થાય છે, છેવટે જો વાઇસરોયને તે અગત્યની બાબત જણાય અને પોતે વિરૂદ્ધ મતનો હોય તોપણ પોતાના મત પ્રમાણે કરવાને તે સ્વતંત્ર છે. દરેક ખાતાવાર સેક્રેટરી હોય છે, તે પોતાના ખાતાના મેમ્બર પાસે તે બાબતના કાગળીઆ રજુ કરી તેની સલાહ પ્રમાણે કામ કરે છે. ઉપરનાં ખાતામાંથી બહાર પડતો કોઈ પણ હુકમ ગવર્નર જનરલ ઈન કાઉન્સીલને નામે બહાર પડે છે. આ પ્રમાણે રાજ્યકીય દ્રષ્ટિએ વાઇસરોયની સત્તા ઘણી વધારે છે. કારણ બીજા કોઇ પણ સ્થાને રાજ્યકર્તાની આટલી સત્તા નથી.

**ધારાસભા:**—સને ૧૭૭૩માં રેગ્યુલેટિંગ એકટથી મુંબઇ અને મદ્રાસના ગવર્નરો બંગાળાના ગર્વનર જનરલના તાબામાં મૂકાયા

અને તેમણે બાંધેલા કાયદા માટે ગવર્નર જનરલની મંજુરી લેવાનું રહ્યું, આગળ જતાં ઇ. સ. ૧૮૩૩ માં મુંબઇ અને મદ્રાસના ગવર્નરોની કાયદા બાંધવાની સત્તા ગવર્નર જનરલને સોંપવામાં આવી. તે પછી ઇ. સ. ૧૮૫૩માં હિંદ માટેના કાયદા પ્રાંતિક પ્રતિનિધિઓની સંમતિથી ગવર્નર જનરલ ઘડી આપે એમ ઠર્યું. છેવટે ૧૮૬૧માં મુંબાઇ અને મદ્રાસના ગવર્નરને કાયદા બાંધવાની સત્તા આપી.

એ પછી ઇ. સ. ૧૮૯૨, ૧૯૦૯ તથા ૧૯૧૯માં જુદા જુદા ધારાઓ થયા. છેવટે ૧૯૧૯ ના **ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા એક્ટ**ના કાયદા પ્રમાણે ઇ. સ. ૧૯૨૧ના ફેબ્રુ. માસમાં નામ. શહેનશાહના કાકા **ડયુક ઓફ કોનોટ** હિંદમાં પધાર્યા, તેમને હાથે વડી ધારાસભાની ૨ શાખાઓ (૧) લેજીસ્લેટિવ એસેમ્બલી, અને (૨) કાઉન્સીલ ઓફ સ્ટેટ, આ બે શાખાઓ ખુલ્લી મૂકવામાં આવી. આ બંને શાખાનું બંધારણ નીચે પ્રમાણે રાખવામાં આવેલું છે.

**લેજીસ્લેટિવ એસેમ્બલી:**—આ સભામાં હાલ ૧૪૪ સભ્યો છે, તેમાં ૨૬ અધિકારી અને ૧૫ બીન અધિકારી એ ૪૧ સરકાર તરફથી નીમાએલા સભ્યો છે, અને ૧૦૩ પ્રજાકીય સભ્યો છે, તેની પ્રાંત વાર સંખ્યા નીચે મુજબ છે; મુંબઇ ઇલાકો ૧૬, મદ્રાસ ઇલાકો ૧૬, બંગાળા ઇલાકો ૧૬, સંયુક્ત પ્રાંતો ૧૬, પંજાબ ૧૨, બિહાર અને ઓરિસ્સાના પ્રાંતો ૧૨, મધ્ય પ્રાંતો ૫, આસામ ૪, બ્રહ્મદેશ ૪ અને બિહાર ૧ એમ ૧૦૩ લોક માંહેથી નિમાયલા છે.

**મેમ્બરો નીમવાની યોજના:**—આ મેમ્બરોની સંખ્યા મુકરર નથી, પણ જેટલા મેમ્બરો હોય તેના $\frac{5}{6}$ પ્રજા તરફથી નીમાયેલા અને $\frac{1}{6}$ સરકાર તરફથી નીમાએલા હોય છે, એ $\frac{1}{6}$ માંહેના $\frac{2}{3}$ સરકારી અધીકારીઓ. અને $\frac{1}{3}$ બીનઅધીકારીઓ હોવા જોઇએ એ પ્રમાણેની યોજના છે. આ મેમ્બરોના પ્રમુખની ચુંટણી પહેલા ૪ વરસ માટે વાઇસરોયથી થતી, પણ હવે મેમ્બરો પોતાનામાંથી એક લાયક સભ્યને ચુંટી કાઢે છે. આ એસેમ્બલીના સભ્યની નીમણુક ૩ વર્ષ સુધીની હોય છે.

**કાઉન્સીલ ઓફ સ્ટેટ**;—( રાજસભા )–વડી ધારાસભાની આ બીજી શાખામાં ૬૦ મેમ્બરો હોય છે, તેમાં ૨૭ સરકાર તરફથી નીમાએલા અને ૩૩ પ્રજાકીય મેમ્બરો હોય છે. હાલ ચુંટાએલાની સંખ્યા નીચે પ્રમાણે છે:—

મુંબાઇ ઇલાકો ૬, મદ્રાસ ઇલાકો ૫, બંગાળા ઇલાકો ૬. સંયુક્ત પ્રાંતો ૫, બિહાર અને ઓરીસા ૩, પંજાબ ૨, બ્રહ્મદેશ ૨, મધ્ય પ્રાંત ૧ અને બિહાર, ઓરીસ્સા તથા આસામના મળીને ૩ મુસલમાન સભ્યો મળી કુલ ૩૩ સભ્યો પ્રજા તરફના અને ૨૭ માંથી ૨૦ અધિકારી અને ૭ બીનઅધિકારી મળી કુલ ૬૦ સભ્યો હોય છે. મંડળની નવી ચુંટણી પાંચ પાંચ વર્ષે થાય છે. તેઓ ઘણું કરીને ધનવાનો, જાગીરદારો, અથવા ખીતાબવાળાઓ હોય છે.

કારોબારી મંડળના સભાસદોને ધારાસભાના બંને મંડળોમાંથી ગમે તેમાં અધિકારી સભ્ય તરીકે બેસવાનો હક છે.

**બંને સભાના કામો**:—બંને સભામાં કાયદા પાસ કરાવવાની રીત લગભગ પાર્લામેન્ટની રીતને મળતી છે. પ્રથમ જે બાબતનો કાયદો કરવો હોય તે બાબતનો કાચો ખરડો દાખલ કરવાની દરખાસ્ત લાવવામાં આવે છે. તે બાબતની મંજુરી મળે એટલે તે દાખલ થઇ શકે છે. એ પ્રમાણે પહેલી વખતનું વાંચન થયું કહેવાય છે; પછી તેને બીજી વારના વાંચનમાંથી પસાર થયા પછી તેને સિલેક્ટ કમીટીમાં મોકલવામાં આવે છે, સિલેક્ટ કમીટી તે બાબતનો રિપોર્ટ કરે છે, એ રિપોર્ટ સભામાં રજુ થાય છે, અને બહુમતિથી પાસ થાય છે. પછી તેને ધારા સભાની બીજી શાખામાં મૂકે છે. એ બંને શાખામાંથી પસાર થયા પછી ગવર્નર જનરલની સંમતિથી તે કાયદો ગણી શકાય છે.

ધારા સભાઓને બ્રિટિશ હિંદની રૈયત, સ્થળો, કોર્ટો અને બીજી હરેક બાબતમાં કાયદા ઘડવાની છૂટ છે. વળી પરદેશમાં વસતા હિં-

દીઓ માટે પણ કાયદા ઘડી શકે છે. ફક્ત ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા એક્ટ પર, હિંદી વઝીરની લોન ઉભી કરવાની સત્તાપર, અને બીજી કેટલીક અગત્યની બાબતોપર કાયદાઓ ઘડવાની છૂટ નથી.



## પ્રકરણ ૪ થું.

### ઈલાકાની સરકાર (પ્રાંતિક સરકાર)

અંગ્રેજી સત્તાની શરૂઆતમાં હિંદમાં મુંબઇ, મદ્રાસ અને કલકત્તા એ ત્રણ ઇલાકાઓ જુદા પાડેલા હતા, અને તે ત્રણેના ગવર્નરો એક બીજાથી સ્વતંત્ર હતા; પણ ઇ. સ. ૧૭૭૩ માં વિલાયતની પાર્લામેન્ટે **રેગ્યુલેટિંગ એક્ટ** નામનો કાયદો ઘડી કલકત્તાના ગવર્નરને **ગવર્નર જનરલ** બનાવ્યો, અને તેને હિંદની સર્વોપરી સત્તા સોંપી, મુંબાઇ અને મદ્રાસના ગવર્નરો તેના તાબામાં સોંપ્યા.

આ પ્રમાણે હજુ સુધી પણ તે ઇલાકાઓ ગવર્નર જનરલ અથવા વાઇસરોયની સત્તા હેઠળ છે.

આ બે ઇલાકાઓ પછી ઇ. સ. ૧૮૩૩ માં આગ્રાનો નવો ઇલાકો બનાવવામાં આવ્યો, અને તેનો ઉપરી ગવર્નર નીમ્યો, તે પછી ઇ. સ. ૧૮૪૯ માં પંજાબ પ્રાંત અંગ્રેજની સત્તા હેઠળ આવ્યો, અને તેના પર લેફ્ટેનન્ટ ગવર્નર નીમાયો. આ પછી ઇ. સ. ૧૯૦૧ માં આગ્રા અને અયોધ્યાનો એક પ્રાંત બનાવી તેને સંયુક્ત પ્રાંતો એવું નામ આપ્યું, અને વાયવ્ય સરહદના પ્રાંત, પંજાબ અને કાશ્મીરની સરહદ પર બનાવવામાં આવ્યો

ઇ. સ. ૧૮૫૩ માં બંગાળાનો વહીવટ લેફ્ટેનન્ટ ગવર્નરને સોંપી ગવર્નર જનરલને ફક્ત હિંદપર દેખરેખ રાખવાનું કામ સોંપાયું. ઇ. સ. ૧૯૧૨ માં તેને પણ ગવર્નર મળ્યો.

ઇ. સ. ૧૮૧૮ માં રજપૂતો પાસેથી અજમેર, ૧૮૨૬ માં

આસામ, અને ૧૮૩૩ માં કુર્ગ પ્રાંત અંગ્રેજ સરકારની હકુમત નીચે મૂકાયાં. ઇ. સ. ૧૮૫૩ માં મધ્ય પ્રાંત ખાલસા થયો, અને વરાડ પ્રાંત તેમાં ભળ્યો એટલે તે પ્રાંત માટે ચીફ કમીશનરની નીમણુંક થઇ, અને તે પછી ઇ. સ. ૧૮૮૭ માં છેવટે બ્રહ્મદેશ જીતાયાથી તે પ્રાંત માટે લેફ્ટેનન્ટ ગવર્નર નીમાયો. આ પ્રમાણે હિંદનો મૂલક બ્રિટિશ સત્તા હેઠળ આવ્યો.

**રેગ્યુલેશન અને નોન રેગ્યુલેશન પ્રાંતોઃ**--હિંદુસ્તાનમાં કેટલાક પ્રાંતો એવા છે કે જ્યાં ઇલાકાની સરકારે, અથવા વડી સરકારે બાંધેલા કાયદા પ્રમાણે રાજ્ય વહીવટ ચલાવતાં તે પ્રાંતની પરિસ્થિતિને અનુકુળ થઇ શકે તે **રેગ્યુલેશન પ્રાંતો** કહેવાય છે; અને તેના ઉપરી તરીકે અથવા મોટી જગાઓ પર **સિવિલીઅન અમલદારો** નીમાય છે અને કેટલાક પ્રાંતો એવા છે કે જ્યાં ઇલાકાની અને વડી સરકારના બાંધેલા કાયદા પ્રમાણેજ અમલ થઇ શકતો નથી, પણ કેટલીક વખત ગવર્નર અથવા તો ગવર્નર જનરલના હુકમ પ્રમાણે અમલ કરવો પડે છે, આવા પ્રાંતો **નોન રેગ્યુલેશન** પ્રાંતો કહેવાય છે. આ પ્રાંતોમાં મોટી જગાઓ ઉપર લશ્કરી અમલદારોની નીમણુક કરવામાં આવે છે. આ નોન રેગ્યુલેશન પ્રાંતો ઘણું કરીને તોફાની પ્રદેશો એટલે પહાડી લોકો અથવા જંગલી પ્રજાઓ જ્યાં વસતી હોય એવા પ્રદેશોના પાડવામાં આવેલા હોય છે.

**બ્રિટિશ હિંદના રાજકીય વિભાગોઃ**--હિંદના રાજ્ય કારભાર માટે સરકારે હાલમાં આ દેશના ૧૫ પ્રાંતો પાડેલા છે, આ માંહેના કેટલાક પ્રાંતોનું ક્ષેત્રફળ ઘણું વધારે અને કેટલાકનું તદ્દન ઓછું છે. આ બધા પ્રાંતોનો વહીવટ એક સરખી રીતે ચાલતો નથી.

એ પ્રાંતોના નામો, વિસ્તાર, રાજ્ય પધ્ધતિ, વસ્તી અને મુખ્ય અધિકારીઓ નીચે બનાવેલા પત્રક પ્રમાણે છે.

## બ્રિટિશ હિંદના રાજકીય વિભાગોઃ—નવા સુધારા પ્રમાણેનું વિગતવાર પત્રક

| નંબર. | પ્રાંતનું નામ | ક્ષેત્રફળ. | મુખ્ય અમલદાર | રાજ્ય પદ્ધતિ | વસ્તી. |
|---|---|---|---|---|---|
| ૧ | મુંબાઇ ઇલાકો | ૧૨૩૦૦૦ચો.મા | ગવર્નર | ધારાસભા અને કારોબારી સભાની મદદથી. | ૧૯૩,૦૮,૫૮૬ |
| ૨ | મદ્રાસ ઇલાકો | ૧૪૨૦૦૦ ,, | ,, | ,, | ૪૨૩,૨૨,૨૭૦ |
| ૩ | બંગાળા ઇલાકો | ૭૮૦૦૦ ,, | ,, | ,, | ૪૬૬,૫૩,૧૭૭ |
| ૪ | બહાર અને ઓરીસા | ૮૩૦૦૦ ,, | ,, | ,, | ૩૩૯,૯૮,૭૮૦ |
| ૫ | સંયુક્ત પ્રાંતો (આગ્રા, અયોધ્યા) | ૧૦૭૦૦૦ ,, | ,, | ,, | ૪૫૯,૯૦,૯૪૬ |
| ૬ | પંજાબ | ૯૭૦૦૦ ,, | ,, | ,, | ૨૦૬,૭૮,૩૯૩ |
| ૭ | મધ્ય પ્રાંતો | ૧૦૦૦૦૦ ,, | ,, | ,, | ૧૩૯,૦૮,૫૧૫ |
| ૮ | આસામ | ૫૩૦૦૦ ,, | ,, | ,, | ૭૫,૯૮૮૬૧ |

## બ્રિટિશ હિંદના રાજકીય વિભાગોઃ—નવા સુધારા પ્રમાણેનું વિગતવાર પત્રક.

| નંબર | પ્રાંતનું નામ. | ક્ષેત્રફળ. | મુખ્ય અમલદાર | રાજ્ય પદ્ધતિ. | વસ્તી. |
|---|---|---|---|---|---|
| ૯ | બ્રહ્મદેશ | ૨૩૬૦૦૦ચો. મા | લેફ્. ગવર્નર | ધારાસભાની મદદથી | ૧૩૨,૦૫,૫૬૪ |
| ૧૦ | વાયવ્ય સરહદનાપ્રાંતો | ૧૬૦૦૦ ,, | ચીફ્ કમીશનર | કોઇપણ સભાની મદદ વિના. | ૨૨,૪૭,૬૯૬ |
| ૧૧ | દિલ્હી | ૫૫૭૩ ,, | ,, | ,, | ૪,૮૬,૭૪૧ |
| ૧૨ | અજમેર મેરવાડા | ૨૦૦૦ ,, | ,, | ,, | ૪,૯૬,૮૯૯ |
| ૧૩ | કુર્ગ | ૧૦૦૦ ,, | ,, | ,, | ૧,૬૪,૪૫૯ |
| ૧૪ | આંદામાન, નિકોબાર | ૩૦૦૦ ,, | ,, | ,, | ૨૬,૮૩૩ |
| ૧૫ | બ્રિટિશ બલુચિસ્તાન | ૪૬૦૦૦ ,, | એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ | ,, | ૪,૨૧,૪૭૯ |

**ગવર્નરો:**—મુખ્ય પ્રાંતોના વડા અધિકારીને ગવર્નર કહેવામાં આવે છે, દરેક ગવર્નર પોતપોતાના પ્રાંતનો વહીવટ કારોબારી સભા અને ધારાસભાની મદદથી ચલાવે છે. એ ગવર્નરની નીમણુક હિંદી પ્રધાનની ભલામણ પ્રમાણે નામ. શહેનશાહ કરે છે. તે અમીર વર્ગનો અને બહોળો અનુભવી હોવો જોઇએ.

એ દરેક ગવર્નરોના પગાર તથા તેમની કારોબારી સભાના સભ્યોનું પત્રક નીચે મુજબ છે.

| નંબર | ઇલાકાનું નામ. | વાર્ષિક પગાર | કારોબારી રાજ્યતંત્ર. | |
|---|---|---|---|---|
| ૧ | મુંબઇ ઇલાકો | ૧,૨૮,૦૦૦ | ૪ કારોબારી સભ્યો, અને ત્રણ પ્રધાનો | |
| ૨ | મદ્રાસ ઇલાકો | ૧,૨૮,૦૦૦ | ,, | ,, |
| ૩ | બંગાળા ઇલાકો | ૧,૨૮,૦૦૦ | ,, | ,, |
| ૪ | આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | ૧,૨૮,૦૦૦ | ૨ | ૨ |
| ૫ | પંજાબ | ૧,૦૦,૦૦૦ | ૨ | ૨ |
| ૬ | બહાર, ઓરિસ્સા | ૧,૦૦,૦૦૦ | ૩ | ૨ |
| ૭ | મધ્યપ્રાંતો | ૭૨,૦૦૦ | ૨ | ૨ |
| ૮ | આસામ | ૬૬,૦૦૦ | ૨ | ૨ |

**લેફ્ટેનન્ટ ગવર્નર:**—આખા હિંદમાં ફક્ત એકજ બ્રહ્મદેશમાં લેફ. ગવર્નર છે. જેણે છેલ્લાં ૧ વર્ષ હિંદમાં નોકરી કરેલી હોય, એવા કોઇ બહોળા અનુભવી અને લાયક અમલદારને વાઇસરોય લેફ. ગવર્નર તરીકે નીમી શકે છે.

**ઇલાકાની કારોબારી સભા:**—ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા એક્ટથી પ્રાંતવાર કારોબારી મંડળનો વહીવટ કરવા માટે ૨ ભાગમાં વહેંચેલું છે.

ખાસ વહીવટ ખાતાં જે સરકારે પોતાના હસ્તક રાખેલાં છે, તેનો વહીવટ કારોબારી સભાના સભાસદો કરે છે. એ ખાતાંઓ **રીઝર્વ સબજેક્ટ** (અંનામતખાતાં) કહેવાય છે. અને બીજાં ખાતાં

ધારાસભાના મેમ્બરોમાંથી ચુંટાએલા પ્રધાનોના હાથમાં સોંપાએલાં છે, એ ખાતાં **ટ્રાન્સફર્ડ સબજેકટસ** અથવા સોંપેલાં ખાતાં કહેવાય છે.

**રીઝર્વ સબજેકટ**:-(૧) મહેસુલ. (૨) જંગલ (૩) ન્યાય. (૪) પોલીસ (૫) નહેર (૬) દુષ્કાળ નિવારણ (૭) લોન (૮) જેર્નલ (૯) વર્તમાનપત્રો (૧૦) મતાધિકાર અને ચુંટણી (૧૧) બંદરો (૧૨) કારખાનાં.

**ટ્રાન્સફર્ડ સબજેકટ**:—(૧) કેળવણી. (૨) આરોગ્ય. (૩) વૈદક. (૪) ખેતીવાડી, (૫) સ્થાનિક સ્વરાજ્ય. (૬) આબકારી (૭) દેવસ્થાનો અને ધર્માદા. (૮) ઉદ્યોગ, (૯) સંગ્રહસ્થાનો.

**નીમણુક**:--કારોબારી મંડળના સભાસદોની નીમણુક નામ. શહેનશાહ કરે છે અને પ્રધાનોની નીમણુક ગવર્નરો કરે છે, પણ તે ધારાસભામાં ચુંટાએલા મેમ્બરો હોવા જોઇએ.

**પગાર**:—સભાસદોનો પગાર આગળ જણાવ્યા મુજબ ૮૦ હજાર રૂપીઆ હોય છે, અને પ્રધાનોનો પગાર ધારાસભા નક્કી કરે છે.

**મુદ્દત**:--સભાસદોની મુદ્દત ૫ વર્ષની હોય છે, અને પ્રધાનોની મુદ્દત ગવર્નરની મરજી મુજબ હોય છે.

પ્રધાનોને જે ખાતાંઓ સોંપાએલાં હોય તેનું તત્ર ગવર્નરની સંમતિ અને ધારા સભાના મત પ્રમાણે કરવાનું હોય છે. જો પ્રધાન ગવર્નરની વિરૂદ્ધ અથવા ધારાસભાના વિરૂદ્ધ વર્તન કરે તો તેને કમી કરવામાં આવે છે. આ પ્રમાણે રાજ્ય કારભારનું કામ બે ભાગમાં વહેંચાએલું હોઇને તે **દ્વિરાજ્ય** પદ્ધતિ કહેવાય છે. આ સભાસદો ( કાઉન્સીલરો ) અને પ્રધાનોને મદદ કરવા માટે દરેક ખાતાંવાર તેમના હાથ નીચે સેક્રેટરીઓ હોય છે.

**ધારા સભા**:—**ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા એકટ** પ્રમાણે સભાસદોની સંખ્યા વધારેમાં વધારે નીચે મુજબ મુકરર કરવામાં આવેલ છે.

| | | | |
|---|---|---|---|
| બંગાળા ઇલાકો | ૧૨૫ | પંજાબ | ૮૩ |
| મદ્રાસ ,, | ૧૧૮ | મધ્ય પ્રાંત | ૭૦ |
| મુંબઇ ,, | ૧૧૧ | બ્રહ્મદેશ | ૭૦ |

| | | | |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૧૧૮ | આસામ | ૫૩ |
| બિહાર અને ઓરિસ્સા | ૯૮ | | |

**સભ્યોની ચુંટણીઃ**—પ્રત્યેક ધારા સભામાં ૭૦ ટકા પ્રજાકીય મેમ્બરો, અને ૩૦ ટકા સરકારે ચુંટેલા સભાસદો હોય છે. એ ૩૦ ટકામાંથી ૨૦ ટકા અધિકારી અને ૧૦ ટકા બીનઅધિકારી હોય છે.

આ ધારા સભામાં ગવર્નર મેમ્બર તરીકે ગણાતો નથી, પરંતુ જરૂર પડયે તે ધારા સભાને બોલાવી શકે છે, અને તેની સન્મુખ ભાષણો આપી શકે છે; ધારા સભાના પ્રમુખની ચુંટણી પ્રથમ ગવર્નર તરફથી કરવામાં આવતી, પણ હવે ધારા સભાના સભાસદો તે નીમણુક કરી શકે છે.

ધારા સભાના સભાસદોની મુદ્દત ૩ વર્ષની મુકરર કરવામાં આવેલ છે. દર ૩ વર્ષે એક સભા બરખાસ્ત થાય છે, વખતે ગવર્નરને જરૂર જણાય તો ૧ વર્ષની મુદ્દત લંબાવી શકાય છે અને તેની જગોએ બીજી નવી ધારા સભા થાય છે, એટલે નવા મેમ્બરો ચુંટાય છે. આ પહેલાં પણ જો ગવર્નરને જરૂર જણાય તો તે સભાને બરખાસ્ત કરી નવા મેમ્બરો ચુંટાવી શકે છે.

**કામકાજની રીતઃ**—વડી ધારા સભાની માફકજ પ્રાંતિક ધારા સભાનું કામ ચાલે છે; જે ઠરાવ મૂકવાનો હોય તે પ્રથમ ગવર્નમેન્ટ ગેઝેટમાં લોકોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે, પછી તે ઠરાવ કમીટીમાં મૂકે છે, અને પહેલી વારના વાંચનમાંથી પાસ થાય છે. પછી સિલેકટ કમીટીમાં મૂકાય છે, તે પરથી રિપોર્ટ થાય. એ રિપોર્ટ પર છેવટ ધારા સભામાં સંપૂર્ણ ચર્ચા થયા બાદ બહુમતીથી તે ખરડો પાસ થાય, એટલે તેને વાઇસરોય અને શહેનશાહની મંજુરી માટે મોકલવામાં આવે, અને મંજુરી મળતાં તે કાયદો બને.

**ધારા સભાની સત્તાઃ**—ધારા સભાના સભાસદો બજેટ ઉપર ચર્ચા કરી શકે છે, અને તેને મંજુર અથવા નામંજુર કરી શકે છે. તથા પ્રધાનો નીમી શકે છે અને તેના પગારો ઠરાવી શકે

છે, પ્રધાનો નીમી શકવાથી કારોબારી મંડળના અર્ધા મેમ્બરો પ્રજા પક્ષના થાય છે; અને તેમનાં હાથમાં અમુક ખાતાંઓ હોય છે. આથી ધારા સભાને નવા સુધારાથી વધારે સત્તા મળેલી સાબિત થાય છે.

**હિંદી સરકાર અને ઇલાકાની સરકાર વચ્ચેનો સંબંધઃ**— હિંદમાં વાઇસરોયની સર્વોપરી સત્તા છે. તેથી તેની સૂચના ને સલાહ મુજબ ઇલાકાની સરકારને વર્તન કરવું પડે છે; ફક્ત મતભેદ વખતે મુંબઇ, મદ્રાસ ને બંગાળાના ગવર્નરને હિંદી પ્રધાનની બારોબાર સલાહ લઇ શકાય છે, અને તે મુજબ વર્તી શકાય છે, તોપણ એકંદરરીતે વડી સરકારજ સર્વોપરી છે, અને તેના કાયદા ઇલાકાને પણ પાળવાના છે.

વડી સરકારે તાર, ટપાલ, રેલવે, પરદેશ સાથેના વેપાર પરની જકાત, લશ્કર, અને ચલણીનાણાં સંબંધીનાં ખાતાંઓ પોતાને હસ્તક રાખેલાં છે, અને કેળવણી, વૈદક, પોલીસ, જેલ અને ન્યાય એટલાં ખાતાંઓ ઇલાકાની સરકારોને સોંપેલાં છે.

વડી સરકાર પોતાના હાથમાં રાખેલ ખાતાંઓની ઉપજ ઉપરાંત ખર્ચને પહોંચી વળવા ઇલાકાની સરકાર પાસેથી દરસાલ અમુક રકમ લે છે.

**પ્રાંતોનો આંતરિક વહીવટઃ**—આંતરિક વહીવટ ચલાવવા માટે દરેક પ્રાંતના ભાગો પાડેલા છે એ ભાગો **વિભાગ** કહેવાય છે, એ વિભાગના ભાગો **જીલ્લા** કહેવાય છે, જીલ્લામાં **તાલુકા** પાડેલા છે, દરેક તાલુકામાં થોડાં ઘણાં ગામડાં હોય છે, હિંદુસ્તાનમાં ૨૬૭ જીલ્લાઓ અને લગભગ ૭ લાખ ગામડા છે.

વિભાગના વડા અધિકારીને કમીશનર કહે છે, તેની નીચે જીલ્લાના કલેકટરો હોય છે, તેની નીચે આસિસ્ટંટ કલેકટર હોય છે. જીલ્લાના મુખ્ય ગામમાં કલેકટર, આસિસ્ટંટ કલેકટર, ડેપ્યુટી કલેકટર, જેલ સુપરિન્ટેન્ડેન્ટ, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, સિવિલ સર્જન, એન્જીનીઅર વિગેરે અમલદારોની ઓફીસો હોય છે.

કલેકટરનું કામ મહેસુલ ઉઘરાવવાનું, ફોજદારી કેસો ચલાવવાનું અને જીલ્લાના અધિકારીઓ ઉપર દેખરેખ રાખવાનું છે. આથી તે વસુલાત ખાતાનો વડો અધિકારી, અને જીલ્લા માજીસ્ટ્રેટ પણ કહેવાય છે.

**તાલુકા**:—જીલ્લાના વિભાગો તાલુકા કહેવાય છે. પ્રત્યેક તાલુકામાં મામલતદાર, ફોજદાર, ડોકટર, ઓવરસીઅર વિગેરે અમલદારો રહે છે. મામલતદાર તાલુકાનો મોટો અમલદાર ગણાય છે, તે ન્યાયાધિશનું પણ કામ કરે છે. આ સિવાય લેણદેણના દાવા ચુકવવા માટે જીલ્લા જડજના તાબાનો એક માણસ તાલુકામાં હોય છે તે **મુનસફ** કહેવાય છે. તાલુકા નીચે કેટલાંક ગામડાંઓ હોય છે, દરેક ગામડામાં એક મુખી અને એક તલાટી રહે છે, તેમાં મુખી ફોજદારી ખાતાનું અને તલાટી વસુલાત ઉઘરાવવાનું કામકાજ કરે છે. આ પ્રમાણે ગામડું હિંદનો નાનામાં નાનો અને ઇલાકો મોટામાં મોટો રાજકીય વિભાગ છે અને આવા ઇલાકા મળીને **હિંદનું સામ્રાજ્ય બનેલું** છે.



## પ્રકરણ ૫ મું.

## રાજ્ય કારોબારને લગતી પરચુરણ બાબતો.

### સ્થાનિક સ્વરાજ્ય.

**સ્થાનિક સ્વરાજ્ય**:—એક ગામ, શહેર. અગર તાલુકાના લોકો તેજ ગામ, શહેર, અગર તાલુકાનો વહીવટ પોતાના હિતને ખાતર પોતાની ઇચ્છા મુજબ કરે તે **સ્થાનિક સ્વરાજ્ય** કહેવાય.

અગાઉ આપણા દેશમાં ગ્રામ્ય પંચાયતનો વહીવટ હતો, એમ ઇતિહાસ પરથી જણાય છે, અને સ્થાનિક સ્વરાજ્યજ હતું. એક ગામનો મુખ્ય પટેલ, વેપારી, ગોર અને બે ચાર કારીગરો તથા અન્ય ડાહ્યા માણસો મળી પોતાના ગામનો વહીવટ કરતા, તે સ્થાનિક સ્વરાજ્યજ હતું, પણ ધીમે ધીમે હિંદમાં મુસલમાનોનું રાજ્ય થયું, અને તેથી તે વખત બદલાઇ ગયો, અને ગ્રામ્ય પંચાયતો ઘસાઇ ગઇ. આવી ગ્રામ્ય પંચાયતો દરેક મોટા શહેરોમાં, તાલુકાઓમાં અને રાજ્યોમાં પણ હતી, ત્યાં પણ રાજાઓ અથવા સુબાઓ પ્રતિષ્ઠીત, ડાહ્યા, અને પવિત્ર આચરણવાળા માણસોની સભાઓ ભરતા અને તેમના મત પ્રમાણેજ કામ કરતા એવી કાંઇક ઝાંખી ઇતિહા-

સની દૃષ્ટિથી જણાય છે; પરંતુ વચલા વખતમાં ધર્મના ઝનુનને લઇને આ બધું લગભગ નાશ પામ્યું હતું.

ઇ. સ. ૧૭૫૭ થી કંપનીના રાજ્યની ખરી શરૂઆત થઇ, એ પછી કેટલાંક વર્ષો સુધી આ પંચાયત માટે કાંઇપણ થએલ નથી. છેવટે ઇ. સ. ૧૮૮૪ માં ઉદાર દીલના ભલા વાઇસરોય **લોર્ડ રીપને** આ દેશના લોકોને પશ્ચિમની પ્રજાના ધોરણે સરકારી સત્તાના અંકુશ નીચે કેટલાક હકો આપ્યા, ત્યારથી આ દેશના લોકો એ હકો ભોગવતાં, અને તેમાં રસ લેતાં શીખ્યાં; અને જેમ જેમ તેઓને માહીતી મળતી ગઇ, તેમ તેમ સરકાર તરફથી વધારે વધારે હકો મળતા ગયા, અને હજુ મળતા જાય છે.

હાલ સ્થાનિક સ્વરાજ્યની મુખ્ય સંસ્થાઓ છે. (૧) મ્યુનિસિપાલીટી. (૨) લોકલ બોર્ડ. (૩) પોર્ટટ્રસ્ટ.

**મ્યુનિસિપાલીટી**—(શહેર સુધરાઇ ખાતું) પંદર હજાર, અથવા તેથી વધારે વસ્તીવાળા શહેરોને સરકાર તરફથી મ્યુનિસિપાલીટીના હકો આપવામાં આવે છે, તેની વ્યવસ્થા માટે લોકોના તથા સરકારના સ્થાનિક અમલદારોમાંથી મેમ્બરો ચુંટી એક મંડળ નીમેલું હોય છે; એ મંડળ પ્રજાની સ્થાનિક જરૂરીઆતોની વ્યવસ્થા કરે છે. શહેરના રસ્તા બંધાવવા, સમરાવવા, સાફ રખાવવા, બત્તીઓ કરાવવી, શહેરને માટે પીવાનું પાણી પૂરૂં પાડવું, પ્રાથમિક કેળવણી આપવી, દવાખાનાં ચલાવવાં, અકસ્માતોના ઉપાયો લેવા, સંગ્રહસ્થાનો, બગીચા, પુસ્તકશાળા વિગેરે સ્થાપવાં અને ચલાવવા વિગેરે કામો સુધરાઇ ખાતાનું મંડળ કરે છે.

આ મંડળને સુધરાઇ ખાતામા થતા ખર્ચને પહોંચી વળવા ઉપજ કરવા માટે કેટલીક જમીન તથા જેમાંથી ઉપજ થાય તેવી કેટલીક તરેહની માલિકી અને કરો નાખવાની સત્તા આપે છે.

આપણા હિંદમાં મુંબઇ, મદ્રાસ અને કલકત્તાની મોટામાં મોટી મ્યુનિસિપાલીટીઓ છે; તેમને નાની મ્યુનિસિપાલીટી કરતાં કાંઇ વિશેષ સત્તા હોય છે. એ મ્યુનિસિપાલીટીઓ મ્યુનિસિપલ કોરપોરેશન કહેવાય છે.

**લોકલ બોર્ડ**:—પંદર હજારથી ઓછી વસ્તીવાળાં ગામડાંઓ કે

જ્યાં મ્યુનિસિપાલીટી હોતી નથી, આવા કેટલાંક મોટાં ગામડાંઓ (કસ્બાઓ) માં સેનિટરી બોર્ડ હોય છે. તે શહેર સુધરાઇ ખાતાનું કામ કરે છે. પણ તદ્દન નાનાં ગામડાંઓ માટે એકાદ સરકારી અમલદારની દેખરેખ નીચે તાલુકા બોર્ડ અથવા જીલ્લા બોર્ડ સ્થાપે છે. તેના મેમ્બરોમાંના કેટલાક પ્રજા તરફથી ચુંટાએલા અને કેટલાક સરકાર તરફથી ચુંટાએલા મેમ્બરો હોય છે. તાલુકાના આવા મંડળને તાલુકા બોર્ડ, અને જીલ્લાના મંડળને જીલ્લા બોર્ડ કહે છે; તેના ખર્ચને માટે ખેડુઓ પાસેથી દર વીઘે એક આના મુજબ વિઘોટી લેવાય છે.

**પોર્ટટ્રસ્ટ:**—મોટાં મોટાં બંદરોમાં તે બંદરોનો વહીવટ કરવાને જે મંડળ ચુંટાએલું હોય છે, તે મંડળ **પોર્ટટ્રસ્ટ** કહેવાય છે. આ બંદરની વ્યવસ્થાના મંડળમાં કેટલાક વેપારી વર્ગના અને કેટલાક સરકાર તરફથી નીમાએલા મેમ્બરો હોય છે. તેનું કામ બંદરોને સારી સ્થિતિમાં રાખવાનું, તથા ગોડાઉન વિગેરે બંધાવવાનું હોય છે. તેના ખર્ચને માટે બંદરેથી ચડતા ઉતરતા માલ પર અમુક કર લેવાય છે.

આ પ્રમાણે મ્યુનિસિપાલીટી, લોકલ બોર્ડ અને પોર્ટટ્રસ્ટ એ ત્રણે પ્રજા તરફથી ચાલનારાં ખાતાંઓ છે. આ ખાતામાંથી સરકાર ધીમે ધીમે પોતાનો હાથ ખેંચી લે છે, એટલે તે ખાતાંઓ ધીમે ધીમે પ્રજાના સ્વતંત્ર અધિકારમાં આવી જશે એવાં શુભ ચિહ્ન જણાય છે.



## પ્રકરણ ૬ ઠું.

### ન્યાય, લશ્કર, પોલીસ, જેલ વિગેરે.

**ન્યાય:**—આપણા દેશમાં અગાઉ પંચાયતોથી અથવા મહાજનોની સભાથી ન્યાયનું કામ ચાલતું. એ વખતે પૈસા વિના, અને વગર બોજે શુદ્ધ ન્યાય મળતો; આ રીત મુસલમાની અમલમાં તદ્દન બગડતી ગઇ. તે પછી સરકારી રાજ્ય થતાં પશ્ચિમની પદ્ધતિ મુજબ દેશને અનુકુળ પશ્ચિમના કાયદાઓમાં થોડો ઘણો ફેરફાર કરી તે પદ્ધતિ હિંદને લાગુ પાડી.

**ન્યાય કોર્ટો:**—દરેક તાલુકાના મુખ્ય ગામમાં દિવાની અને

ફોજદારી કોર્ટો હોય છે. દિવાની કોર્ટમાં કામ કરનાર અમલદાર **મુનસફ** અને ફોજદારીમાં કામ કરનાર માજીસ્ટ્રેટ કહેવાય છે એ તાલુકા કોર્ટો પર જીલ્લામાં ડિસ્ટ્રિકટ કોર્ટ હોય છે. એ ડિસ્ટ્રિકટ કોર્ટ પર અપીલ કરવા માટે હાઈ કોર્ટ હોય છે.

ડિસ્ટ્રિકટ કોર્ટ જ્યારે ફોજદારી કેસો સાંભળે છે, ત્યારે સેશન્સ કોર્ટ કહેવાય છે, અને તેના ન્યાયાધીશો સેશન્સ ન્યાયાધીશ કહેવાય છે. એ ડિસ્ટ્રિકટ કોર્ટ જીલ્લાના મુખ્ય ગામડામાં હોય છે, તેને દિવાની ફોજદારી કામમાં સંપૂર્ણ સત્તા હોય છે, પણ ફાંસીની સજા માટે હાઈકોર્ટની મંજુરી માગવી પડે છે.

ડિસ્ટ્રિકટ કોર્ટની નીચે ફર્સ્ટ કલાસ, સેકન્ડ કલાસ અને થર્ડ કલાસ માજીસ્ટ્રેટની કોર્ટો હોય છે, તેઓને તેમના ગ્રેડના પ્રમાણમાં એ છીવત્તી સત્તા હોય છે.

**ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ:**—કલેકટર અથવા ડેપ્યુટી કલેકટરો હોય છે. તેઓને ૨ વર્ષ સુધીની જેલ તથા ૧૦૦૦ સુધીનો દંડ કરવાનો અધિકાર છે.

**સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ:**—મામલતદારો હોય છે. તેઓને ૬ મહિનાની સજા અને ૨૦૦ સુધીનો દંડ કરવાનો અધિકાર છે.

**થર્ડ કલાસ માજીસ્ટ્રેટ:**—અવલ કારકુનો હોય છે. તેમને ૧૫ દિવસની સજા અને ૫૦ સુધીના દંડનો અધિકાર છે.

ઉપરના ત્રણની ઉપરાંતનો કેસ હોય તો તેને ડિસ્ટ્રિકટ કોર્ટમાં મોકલવામાં આવે છે.

આ સિવાય મુંબાઈ, મદ્રાસ અને કલકત્તામાં પ્રેસિડન્સી કોર્ટો છે તેઓ માત્ર ન્યાયનુંજ કામ કરે છે. તેમને પહેલા વર્ગની સત્તા હોય છે. વળી મોટાં શહેરોમાં સીટી માજીસ્ટ્રેટની કોર્ટો હોય છે. આ ઉપરાંત સરકાર કેટલાક મોભાદાર ગૃહસ્થોને ઓનરરી માજીસ્ટ્રેટ બનાવે છે, જેઓ પગાર લીધા વગર ન્યાય ચુકવવાનું કામ કરે છે. વળી મોટાં શહેરોમાં નાના નાના દિવાની દાવા ચુકવવા માટે સ્મોલ કોઝીઝ કોર્ટો પણ હોય છે. તે ડિસ્ટ્રિકટ કોર્ટની નીચેની કોર્ટ ગણાય છે.

આ ઉપરથી કોર્ટોની યાદી નીચે પ્રમાણે છેઃ —

| ફોજદારી. | દિવાની. |
|---|---|
| (૧) હાઇકોર્ટ. | (૧) હાઇકોર્ટ. |
| (૨) સેશન્સ કોર્ટ. | (૨) ડિસ્ટ્રિક્ટ કોર્ટ. |
| (૩) ફર્સ્ટ ક્લાસ (કલેક્ટર અથવા ડેપ્યુટી કલેક્ટરની કોર્ટ.) | (૩) સ્મોલ કોઝીઝ કોર્ટ. |
| (૪) સેકન્ડ ક્લાસ (મામલતદારની કોર્ટ.) | (૪) ફર્સ્ટ ક્લાસ સબજડજની કોર્ટ (મુનસફની કોર્ટ) |
| (૫) થર્ડ ક્લાસ (અવલ કારકુનની કોર્ટ) | (૫) સેકન્ડ ક્લાસ સબજડજની કોર્ટ (મુનસફની કોર્ટ.) |
| (૬) પ્રેસિડન્સી માજીસ્ટ્રેટની કોર્ટ. | **વસુલાતી.** |
| (૭) સીટી માજીસ્ટ્રેટની કોર્ટ. | રેવન્યુ કોર્ટ. |

રેવન્યુ કોર્ટો ફક્ત જમીનના કામ સંબંધનીજ હોય છે, તેમાં અનતાં સુધી હાઇકોર્ટ વચ્ચે આવતી નથી.

**હાઇકોર્ટ**:—હાઇકોર્ટનો મુખ્ય ન્યાયાધિકારી **ચીફ જસ્ટીસ** અથવા વડો જડજ કહેવાય છે. તે વાઇસરોયથી સ્વતંત્ર છે. અને તેની નીમણુંક શહેનશાહ કરે છે. હાઇકોર્ટના મુખ્ય જડજને મદદ કરવા બીજા ૧૫ થી ૨૦ જડજો હોય છે. તેઓ ઘણું કરીને વિશાળ જ્ઞાનવાળા ધારા શાસ્ત્રીઓ, બારીસ્ટરો, બાહોશ વકીલો, અથવા હિંદી સનંદી નોકરો હોય છે.

**સેશન્સ કોર્ટ**—સેશન્સ જડજને મદદ કરવા પંચ નીમાય છે, અને તેના મત પ્રમાણે ન્યાયાધીશને કામ કરવું પડે છે, ત્યારે તે પંચ **જ્યુરી** કહેવાય છે. અને બીજું ઓછી સત્તાવાળું પંચ નીમાય છે, ત્યારે તેના મેમ્બરો **આસેસર** કહેવાય છે. ત્યારે સેશન્સ જડજ પોતાના મન પ્રમાણે ફેંસલો આપે છે. એ વખતે આસેસરો ફક્ત સલાહજ આપે છે.

**પ્રિવી કાઉન્સીલ**—હાઇ કોર્ટ ઉપર અપીલ સાંભળનારી કોર્ટ લંડનમાં છે, તે ગંભીર ગુન્હા માટે એટલે કે ફાંસીની સજા

માટે. અથવા તો મોટા બદનક્ષીના કેસ માટે અથવા મોટા દાવા માટેની અપીલો સાંભળે છે.

## લશ્કર અને પોલીસ.

લોકોના જાન માલની સલામતી માટે લશ્કર તથા પોલીસ બંનેની જરૂર પડે છે. લશ્કર બહારના હુમલાથી દેશનું રક્ષણ કરે છે અને પોલીસ દેશની અંદરના ચોર, લુટારા વિગેરેથી લોકોનું રક્ષણ કરે છે.

**લશ્કર:**—હિંદી લશ્કરમાં હાલ ૮૧,૦૦૦ અંગ્રેજ સોલ્જરો. અને ૧,૬૯૦૦૦ દેશી સિપાઇઓ છે. આ સિવાય ૩૬,૦૦૦ સ્વયં સેવકો છે. આ સિવાય દેશી રાજ્યોમાં સરકારી અમલદારો નીચે ૨૦,૦૦૦ સિપાઇઓ અને ૩૬,૦૦૦ ફારેક થયેલા હિંદી સિપાઇઓ છે.

આ બધું લશ્કર હિંદના મુખ્ય સેનાપતિના હાથ નીચે છે. તે **કમાન્ડર ઇન ચીફ** કહેવાય છે. આ સિવાય હિંદનું દરીઆ માર્ગે રક્ષણ કરવા નૌકા સૈન્ય (દરીઆઇ લશ્કર) ની જરૂર પડે છે, પણ તે હિંદને ન હોવાથી ઇંગ્લાંડનો કાફલો રક્ષણ કરે છે. આ બધાનું વાર્ષિક ખર્ચ લગભગ ૬૦ કરોડ રૂપીઆ જેટલું છે.

**હિંદના મુખ્ય લશ્કરી થાણાઓ:**—પેશાવર, કવેટા, લાહોર, રાવલપીંડી, મીરત, લખનૌ, મહુ, પુના, સિકંદ્રાબાદ, રંગુન વગેરે.

**પોલીસ:**—પોલીસના ૫ પ્રકાર છે. (૧) **ટાઉન પોલીસ** શહેરમાં બનતા ગુન્હાની તપાસ રાખે અને તેવા ગુન્હેગારોને સીટી માજીસ્ટ્રેટ પાસે રજુ કરે છે. (૨) **વિલેજ પોલીસ** ઉપરનું કામ કરનાર ગામડાનો પોલીસ, દેશી રાજ્યોના પસાયતા અને સરકારી ગામડાના રાવણીઆનો સમાવેશ આમાં થાય છે. (૩) **રેલ્વે પોલીસ** રેલ્વે ટ્રેનોમાં અથવા રેલ્વેની હદમાં બનતા ગુન્હાની તપાસ રાખે છે (૪) **રિઝર્વ પોલીસ:**—ખાસ જરૂર પડયે મુશ્કેલીના વખતમાંજ આ પોલીસ કામ કરે છે, અને દરેક જીલ્લાના મુખ્ય ગામમાં રહે છે. (૫) **મિલિટરી પોલીસ:**—નાકાની દેશોમાં લશ્કરી સિપાઇઓને પ્રજાના જાનમાલનું રક્ષણ કરવા રાખવા પડે છે.

**જેલ:**—જેલો ૩ પ્રકારની છે. (૧) **સેંટ્રલ જેલ** જેમાં ૧ વર્ષની

ઉપરાંતની સજાવાળા કેદીઓ રાખવામાં આવે છે. (૨) **ડિસ્ટ્રિક્ટ જેલ:**—જેમાં ૧૫ દિવસથી ૧ વરસની સજા પામેલાં કેદીઓને રાખવામાં આવે છે. (૩) **નાની જેલો:**—૧૫ દિવસ અને તેથી ઓછી સજાવાળા કેદીઓને રાખવામાં આવે છે. મોટી જેલોમાં મુખ્ય અમલદાર જેલ સુપરિન્ટેન્ડન્ટ, ડોકટર અને જેલર હોય છે. એ બધી જેલોનો ઉપરી **ઇન્સ્પેકટર જનરલ ઓફ જેઇલ્સ** હોય છે.

હિંદુસ્તાનમાં પ્રજાને હથિયાર રાખવાના પરવાના લેવા પડે છે. તે સિવાય કોઇથી હથિયાર રાખી શકાતાં નથી.

---

# વંશાવળીઓ.

## ગિઝની વંશ (૯૬૨-૧૧૮૬-૨૨૪).

| નામ | રાજ્યઆરંભ. | રાજ્ય.અંત. | વર્ષ | નામ. | રાજ્યઆરંભ. | રાજ્ય.અંત | વર્ષ |
|---|---|---|---|---|---|---|---|
| અલપ્તગીન | ૯૬૨ | ૯૭૭ | ૧૫ | ફરૂકઝાદ | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| સબક્તગીન | ૯૭૭ | ૯૯૭ | ૨૦ | ઇબ્રાહીમ | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| સુલતાન મહંમદ | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ | મસાઉદ(૨) | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| મસાઉદ(૧) | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧૦ | અરસલાન | ૧૧૧૪ | ૧૧૧૮ | ૪ |
| મોદુદ | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ | બહેરામ | ૧૧૧૮ | ૧૧૫૨ | ૩૪ |
| અબ્દુલહુસેન | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ | ખુશરૂ | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |
| અબ્દુલરસીદ | ૧૦૫૧ | ૧૦૫૧ | ૦ | ખુશરૂ મલેક | ૧૧૫૯ | ૧૧૮૬ | ૨૭ |

## ઘોરી વંશ (૧૧૫૨-૧૨૧૫-૬૩)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| અલાઉદ્દીન | ૧૧૫૨ | ૧૧૫૬ | ૪ | શાહબુદ્દીન | ૧૨૦૨ | ૧૨૦૬ | ૪ |
| સૈફુદીન | ૧૧૫૬ | ૧૧૫૭ | ૧ | મહંમદ | ૧૨૦૬ | ૧૨૧૫ | ૯ |
| ગ્યાસુદ્દીન | ૧૧૫૭ | ૧૨૦૨ | ૪૫ | | | | |

## ગુલામ વંશ. (૧૨૦૬-૧૨૯૦-૮૪)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કુતુબુદ્દીન | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ | બહેરામ | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| આરામ | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ | મસાઉદ | ૧૨૪૧ | ૧૨૪૬ | ૫ |
| અલતમશ | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ | નાસરૂદ્દીન | ૧૨૪૬ | ૧૨૬૫ | ૧૯ |
| રૂકનુદ્દીન | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ | બલબન | ૧૨૬૫ | ૧૨૮૭ | ૨૨ |
| રજીઆબેગમ | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ | કૈકુબાદ | ૧૨૮૭ | ૧૨૯૦ | ૩ |

## ખીલજી વંશ (૧૨૯૦-૧૩૨૦-૩૦)

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન | ૧૨૯૦-૧૨૯૫—૫ | મુબારક | ૧૩૧૬-૧૩૨૦—૪ |
| અલાઉદ્દીન | ;૧૨૯૫-૧૩૧૫-૨૦ | ખુશરૂ | ૧૩૨૦-૧૩૨૦-૦ |
| ઉમર | ૧૩૧૫-૧૩૧૬—૧ | | |

## તઘલખ વંશ (૧૩૨૦-૧૪૧૨-૯૨.)

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદ્દીન | ૧૩૨૦-૧૩૨૫—૫ | અબુબકર | ૧૩૮૯-૧૩૮૯થોડામા. |
| મહમુદ | ૧૩૨૫-૧૩૫૧-૨૬ | નાસરૂદ્દીન | ૧૩૮૯-૧૩૯૨—૩ |
| ફીરોજુદ્દીન | ૧૩૫૧-૧૩૮૮-૩૭ | સિંકદર | ૧૩૯૨-૧૩૯૨-૧॥ મા. |
| ગ્યાસુદ્દીન(૨) | ૧૩૮૮-૧૩૮૮-૫મા. | મહંમુદ | ૧૩૯૨-૧૪૧૨-૨૦ |

## સૈયદ વંશ (૧૪૧૪-૧૪૫૦-૩૬)

| | | | |
|---|---|---|---|
| ખીજરખાં | ૧૪૧૪-૧૪૨૧—૭ | મહમદ | ૧૪૩૩-૧૪૪૩-૧૦ |
| મુબારક | ૧૪૨૧-૧૪૩૩-૧૨ | અલાઉદ્દીન | ૧૪૪૩-૧૪૫૦-૭ |

## લોદી વંશ (૧૪૫૦-૧૫૨૬-૭૬)

| | | | |
|---|---|---|---|
| બહિલોલખાં | ૧૪૫૦-૧૪૮૮-૩૮ | ઇબ્રાહીમ | ૧૫૧૭-૧૫૨૬—૯ |
| સિકંદર | ૧૪૮૮-૧૫૧૭-૨૯ | | |

## મોગલ વંશ (૧૫૨૬-૧૮૬૨-૩૩૬)

| | | | |
|---|---|---|---|
| બાબર | ૧૫૨૬-૧૫૩૦—૪ | જહાંદારશાહ | ૧૭૧૨-૧૭૧૩—૧ |
| હુમાયુ | ૧૫૩૦-૧૫૪૦-૧૦ | ફરોખશીર | ૧૭૧૩-૧૭૧૯—૬ |
| | ૧૫૫૫-૧૫૫૬—૧ | મહંમદશાહ | ૧૭૧૯-૧૭૪૮-૨૯ |
| અકબર | ૧૫૫૬-૧૬૦૫-૪૯ | અહમદશાહ | ૧૭૪૮-૧૭૫૪—૬ |
| જહાંગીર | ૧૬૦૫-૧૬૨૭-૨૨ | આલમગીર | ૧૭૫૪-૧૭૫૯—૫ |
| શાહજહાં | ૧૬૨૭-૧૬૫૮-૩૧ | શાહઆલમ | ૧૭૫૯-૧૮૦૬-૪૭ |
| ઔરંગઝેબ | ૧૬૫૮-૧૭૦૭-૪૯ | અકબરબીજો | ૧૮૦૬-૧૮૩૭-૩૧ |
| બહાદુરશાહ | ૧૭૦૭-૧૭૧૨—૫ | મહમદબહાદુરશાહ | ૧૮૩૭-૧૮૬૨-૨૫ |

## સુર વંશ (૧૫૪૦-૧૫૫૬-૧૬)

| | | | |
|---|---|---|---|
| શેરશાહ | ૧૫૪૦-૧૫૪૫-૫ | આદીલશાહ | ૧૫૫૩-૧૫૫૬-૩ |
| સલામશાહ | ૧૫૪૫-૧૫૫૩-૮ | | |

## મરાઠા વંશ (૧૬૬૪–૧૮૪૯–૧૮૫)

| | | | |
|---|---|---|---|
| શિવાજી | ૧૬૬૪–૧૬૮૦–૧૬ | રામરાજા | ૧૭૪૮–૧૭૭૮ ૩૦ |
| શંભાજી | ૧૬૮૦–૧૬૮૯–૯ | શાહુ (૨) | ૧૭૭૮–૧૮૧૮–૪૦ |
| રાજારામ | ૧૬૮૯–૧૭૦૦–૧૧ | બાલાસાહેબ | ૧૮૧૮–૧૮૩૭–૧૯ |
| શિવાજી (૨) | ૧૭૦૦–૧૭૦૮–૮ | (પ્રતાપસિંગ) | |
| શાહુ | ૧૭૦૮–૧૭૪૮–૪૦ | આપાસાહેબ | ૧૮૩૭–૧૮૪૯–૧૨ |

## પેશ્વા વંશ (૧૭૧૪–૧૮૧૮–૧૦૪)

| | | | |
|---|---|---|---|
| બાલાજીવિશ્વનાથ | ૧૭૧૪-૧૭૨૦-૬ | નારાયણરાવ | ૧૭૭૨–૧૭૭૪–૨ |
| બાજીરાવ(૧) | ૧૭૨૦–૧૭૪૦–૨૦ | સવાઇમાધવરાવ | ૧૭૭૪ ૧૭૯૫-૨૧ |
| બાલાજી (૨) | ૧૭૪૦–૧૭૬૧–૨૧ | બાજીરાવ | ૧૭૯૫–૧૮૧૮–૨૩ |
| માધવરાવ | ૧૭૬૧–૧૭૭૨–૧૧ | | |

## ગવર્નરો (૧૭૫૮–૧૭૭૪)

| | | | |
|---|---|---|---|
| લોર્ડ ક્લાઇવ | ૧૭૫૮–૧૭૬૭–૯ | જોન કાર્ટિયર | ૧૭૬૯–૧૭૭૨–૩ |
| હેરી વેલેસ્ટ | ૧૭૬૭–૧૭૬૯–૨ | વોરન હેસ્ટિંગ્સ | ૧૭૭૨–૧૭૭૪–૨ |

## હિંદના ગવર્નર જનરલો (૧૭૭૪–૧૮૫૮–૮૪)

| | | | |
|---|---|---|---|
| વોરન હેસ્ટિંગ્સ | ૧૭૭૪ ૧૭૮૫–૧૧ | લોર્ડ આમ્હર્સ્ટ | ૧૮૨૩–૧૮૨૮–૫ |
| સરજોનમેકફર્સન | ૧૭૮૫–૧૭૮૬–૧ | ,, બેન્ટિક | ૧૮૨૮–૧૮૩૫–૭ |
| લોર્ડ કાર્નવોલિસ | ૧૭૮૬–૧૭૯૩–૭ | સરચાર્લ્સમેટકાફ | ૧૮૩૫ ૧૮૩૬-૧ |
| સરજાનશોર | ૧૭૯૩–૧૭૯૮–૫ | લોર્ડ આકલાંડ | ૧૮૩૬–૧૮૪૨–૬ |
| લોર્ડ વેલેસ્લી | ૧૭૯૮–૧૮૦૫–૭ | ,, એલેનબરો | ૧૮૪૨–૧૮૪૪–૨ |
| લોર્ડ કાર્નવોલિસ | ૧૮૦૫–૧૮૦૫–૦ | ,, હાર્ડિંજ | ૧૮૪૪–૧૮૪૮–૪ |
| સરજ્યોર્જબાર્લો | ૧૮૦૫–૧૮૦૭–૨ | ,, ડેલહોસી | ૧૮૪૮–૧૮૫૬–૮ |
| લોર્ડ મિન્ટો | ૧૮૦૭–૧૮૧૩–૬ | ,, કાનિંગ | ૧૮૫૬–૧૮૫૮–૨ |
| લોર્ડ હેસ્ટિંગ્સ | ૧૮૧૩–૧૮૨૩–૧૦ | | |

## હિંદના વાઈસરૉય (૧૮૫૮ થી

| | | | |
|---|---|---|---|
| લોર્ડ કેનિંગ | ૧૮૫૮-૧૮૬૨-૪ | લોર્ડ લેન્સડાઉન | ૧૮૮૮-૧૮૯૩-૫ |
| ,, એલ્ગીન | ૧૮૬૨-૧૮૬૪-૨ | ,, એલ્ગીન(૨) | ૧૮૯૩-૧૮૯૮-૫ |
| ,, લોરેન્સ | ૧૮૬૪-૧૮૬૯-૫ | ,, કર્ઝન | ૧૮૯૮-૧૯૦૫-૭ |
| ,, મેયો | ૧૮૬૯-૧૮૭૨-૩ | ,, મિન્ટો (૨) | ૧૯૦૫-૧૯૧૦-૫ |
| ,, નોર્થબ્રુક | ૧૮૭૨-૧૮૭૬-૪ | ,, હાર્ડિંજ(૨) | ૧૯૧૦-૧૯૧૬-૬ |
| ,, લીટન | ૧૮૭૬-૧૮૮૦-૪ | ,, ચેમ્સફર્ડ | ૧૯૧૬-૧૯૨૧-૫ |
| ,, રીપન | ૧૮૮૦-૧૮૮૪-૪ | ,, રીડિંગ | ૧૯૨૧-૧૯૨૬-૫ |
| ,, ડફરીન | ૧૮૮૪-૧૮૮૮-૪ | ,, ઇરવીન | ૧૯૨૬ |

## તહનામા.

**મદ્રાસ**:—ઇ. સ. ૧૭૫૪. અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે એક બીજાનો મુલક પાછો આપવો, દેશી રાજ્યોની માંહેમાંહેની ખટપટમાં હાથ ઘાલવો નહિ; અને નિઝામ તથા કર્ણાટકના નવાબને એક બીજાએ કબુલ રાખવા.

**કલકત્તા**:—ઇ. સ. ૧૭૫૬. બંગાળાના નવાબ અને અંગ્રેજ વચ્ચે. બંગાળાના અંગ્રેજી થાણાં પાછાં આપવાં, અંગ્રેજી માલનું દાણ ન લેવું.

**મદ્રાસ**:—ઇ. સ. ૧૭૬૯. હૈદર અને અંગ્રેજ વચ્ચે. એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો, તથા સંકટ સમયે એક બીજાને સહાય કરવી.

**પુરંધર**:—ઇ. સ. ૧૭૭૬. પેશ્વા અને અંગ્રેજ વચ્ચે. અંગ્રેજે રાઘોબાનો પક્ષ છોડવો, તેના બદલામાં સાષ્ટી બેટ અંગ્રેજને આપવો.

**સાલબાઇ**:—ઇ. સ. ૧૭૮૨. પેશ્વા અને અંગ્રેજ વચ્ચે. મરેઠી મુલક પાછો આપવો, એક બીજાના દુશ્મનોને મદદ ન કરવી, અંગ્રેજ સિવાય બીજી કોઇ યુરોપી પ્રજાને નોકર ન રાખવી; તથા રાઘોબાને દર સાલ ત્રણ લાખ રૂપીઆનું પેન્શન બાંધી આપવું.

**શ્રીરંગપટ્ટણ**:—ઇ. સ. ૧૭૯૨. અંગ્રેજ અને ટીપુ વચ્ચે. ટીપુએ પોતાનું અર્ધું રાજ્ય તથા લડાઇના ખર્ચ બદલ ત્રણ કરોડ રૂા. અંગ્રેજને આપવા, આ સરત પાળતાં સુધી ટીપુએ તેના બે છોકરાને બાંહેધરીમાં આપવા.

**હૈદ્રાબાદઃ**—ઇ. સ. ૧૭૯૮. નિઝામ અને અંગ્રેજ વચ્ચે નિઝામે તેના ખરચે તેના રાજ્યમાં અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવું, અને ફ્રેંચ લશ્કરને રજા આપવી.

**અયોધ્યાઃ**—ઇ. સ. ૧૮૦૧. અયોધ્યાના નવાબ અને અંગ્રેજ વચ્ચે. અયોધ્યામાં રાખેલ અંગ્રેજી સહાયકારી સૈન્યના ખર્ચ બદલ નવાબે વાયવ્ય પ્રાંતનો મૂલક અંગ્રેજને આપવો.

**વસાઇઃ**—ઇ. સ. ૧૮૦૨. બાજીરાવ પેશ્વા અને અંગ્રેજ વચ્ચે. પુનામાં પેશ્વાના ખરચે અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવું, નિઝામ તથા ગાયકવાડના વાંધા અંગ્રેજ મારફત પતાવવા. સુરત તથા તેની આસપાસનો મૂલક અંગ્રેજને આપવો, બીજી કોઇ યુરોપી પ્રજાને નોકર રાખવી નહિ.

**દેગામઃ**—ઇ. સ. ૧૮૦૩. ભોંસલે અને અંગ્રેજ વચ્ચે. કટક તથા બાલાસોર પ્રાંત અંગ્રેજને આપવા, બીજી યુરોપી પ્રજાને રજા આપવી, પરરાજ્ય વચ્ચેના વાંધા અંગ્રેજ મારફત પતાવવા.

**સીરંજીઅંજેઃ**—( એંજિનગામ ) ઇ. સ ૧૮૦૩. સિંધિઆ અને અંગ્રેજ વચ્ચે. ગંગા અને જમના વચ્ચેનો દોઆબ, તથા ભરૂચ અંગ્રેજને આપવાં, રજપુતસ્થાનપરનો દાવો છોડવો, અહમદનગર પેશ્વાને આપવું, બીજી યુરોપી પ્રજાને નોકરીમાં રાખવી નહિ.

**સેગાઉલીઃ**—ઇ. સ. ૧૮૧૬. ગુર્ખા અને અંગ્રેજ વચ્ચે. કાલી નંદીની પશ્ચિમનો કમાઉન પ્રાંત ( સીમલા, મસુરી, અને નૈનિતાલ વાળો ભાગ) અંગ્રેજને આપી કાલી નદીથી બંનેના રાજ્યની હદ નક્કી કરવી. સિકીમના રાજ્યપરનો દાવો છોડવો, ખટમંડુમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવો, બીજી યુરોપી પ્રજાને નોકર રાખવી નહિ.

**મંદેસરઃ**—ઇ. સ. ૧૮૧૮. હોલકર અને અંગ્રેજ વચ્ચે. સાતપુડાની દક્ષિણનો મૂલક અંગ્રેજને આપવો, રજપૂત રાજ્યો પરનો દાવો છોડવો, પીંઢારાને મદદ ન કરવી, અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવું.

**યાંદાબુઃ**—ઇ. સ. ૧૮૨૬. બ્રહ્મા રાજા અને અંગ્રેજ વચ્ચે. આસામ, આરાકાન, તથા ટિનાસરીમ પ્રાંતો અંગ્રેજને આપવા, તથા લડાઇના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ આપવા.

**ગ્વાલીઅરઃ**—ઇ. સ. ૧૮૪૪. સિંધિઆ અને અંગ્રેજ વચ્ચે. તારાબાઇએ પેનશન લઇ દૂર રહેવું, રાજ્ય કારભાર પંચ મારફત ચલાવવો, સિંધિઆનું લશ્કર ઘટાડવું, ગ્વાલિઅરમાં અંગ્રેજ રેસિડન્ટ તથા અંગ્રેજી સૈન્ય રાખી તેની સલાહ પ્રમાણે કામ કરવું.

**લાહોરઃ**—ઇ. સ. ૧૮૪૬. સીખ અને અંગ્રેજ વચ્ચે. સીખ સૈન્ય ઘટાડવું, સતલજ અને બીઆસ વચ્ચેનો મૂલક અંગ્રેજને આપવો, પંચની મારફત કારભાર ચલાવવો, લાહોરમાં અંગ્રેજ રેસિડન્ટ રાખી તેની સલાહ પ્રમાણે વર્તવું. લડાઇના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ રોકડા આપવા.



## હિંદમાં થએલા વિગ્રહો.

**કર્ણાટકનો પહેલો વિગ્રહઃ**—(ઇ. સ. ૧૭૪૬-૧૭૪૮.)

**કારણઃ**—યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ થઇ, તેની અસર હિંદમાં થતાં હિંદમાં લડાઇ સળગી, અંગ્રેજ સરદાર કલાઇવ તથા મેજર લોરેન્સ હતા, ફ્રેંચ સરદાર લાબોર્ડોનેસ તથા ડુપ્લે હતા; ફ્રેંચોએ મદ્રાસ જીત્યું; પણ ઇ. સ. ૧૭૪૮ માં યુરોપમાં બંને પ્રજા વચ્ચે સલાહ થવાથી હિંદમાં લડાઇ બંધ પડી, અને એક બીજાનો લીધેલો મૂલક પાછો આપ્યો. ઇ. સ. ૧૭૪૮.

**કર્ણાટકનો બીજો વિગ્રહઃ**—(ઇ. સ. ૧૭૪૮-૧૭૫૪)

**કારણઃ**—ફ્રેંચ ગવર્નર ડુપ્લેએ હિંદમાં ફ્રેંચ સત્તા જમાવવાને દક્ષિણના નિઝામ અને કર્ણાટકની ગાદીના વાંધામાં હાથ ઘાલ્યો. અંગ્રેજોએ પણ વિરૂદ્ધ પક્ષમાં હાથ ઘાલ્યો, અંગ્રેજ સરદાર કલાઇવ હતો, ફ્રેંચ પક્ષમાં કર્ણાટકની ગાદીનો ઉમેદવાર ચંદાસાહેબ, ડુપ્લે અને બુસ્સી હતા, ઇ. સ. ૧૭૫૧-૫૨ માં આર્કી અને કાવરેપાક આગળ લડાઇઓ થઇ, તેમાં ફ્રેંચો હાર્યા અને અંગ્રેજો છેવટે વિજયી થયા. ઇ. સ. ૧૭૫૪.

**કર્ણાટકનો ત્રીજો વિગ્રહઃ**—(ઇ. સ. ૧૭૫૮-૧૭૬૧)

**કારણઃ**—ફ્રેંચ ગવર્નર કાઉન્ટ ડી લાલીએ હિંદમાં અંગ્રેજી

સત્તા તોડી પાડવાના ઇરાદાથી અંગ્રેજના ફોર્ટ સેંટ ડેવીડ પર હલ્લો કર્યો, તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર સર આયરકુટ તથા કર્નલ ફોર્ડ હતા, અને ફ્રેંચ સરદાર લાલી તથા બુસ્સી હતા. ઇ. સ. ૧૭૬૦ માં વાંદીવાસ આગળ ફ્રેંચના બંને સરદારો હાર્યા. ઇ. સ. ૧૭૬૧ માં ફ્રેંચ સત્તા હિંદમાંથી પડી ભાંગી.

**પહેલો બંગાળી વિગ્રહ** (ઇ. સ. ૧૭૫૭)

**કારણ**:—નવાબ સુરાજ્દૌલાનો એક સગો બંગાળામાં અંગ્રેજ આશ્રયે ગયા હતો, તેને પાછો માગતાં ન આપ્યો, આથી લડાઇ થઇ. તેમાં નવાબ પ્લાસીના યુધ્ધમાં હાર્યો, તેથી અંગ્રેજ સરદાર કલાઇવે મીરજાફરને ગાદી આપી. ઇ. સ. ૧૭૫૭.

**બીજો બંગાળી વિગ્રહ** (ઇ. સ. ૧૭૬૦–૧૭૬૩)

**કારણ**—નવાબ મીરકાસમના રાજ્યમાં કંપનીનું રાહદારી માલનું દાણ માફ હતું, ને તેની રયતનું દાણ લેવાતું આથી કંપનીના નામે તેના નોકરો પણ વગર દાણે માલ લાવી વેપાર કરવા લાગ્યા, તેથી નવાબની રૈયતે ફરીયાદ કરતાં નવાબે રાહદારી માલનું દાણ કાઢી નાંખી નાકાં ઉઠાડી લીધાં, આથી લડાઇ થઇ. તેમાં ઘેરીઆ તથા પટણા આગળ મીરકાસમ હાર્યો, તથા બકસર પાસે ઇ. સ. ૧૭૬૩ માં અયોધ્યાનો નવાબ, દિલ્હીનો પાદશાહ તથા મીરકાસમ ત્રણે હાર્યા. અંગ્રેજ સરદાર મેજર આદમ્સ, મનરો અને કર્નાક હતા. તેમણે મીરજાફરને ફરીથી ગાદી આપી. ઇ. સ. ૧૭૬૩.

**મ્હૈસુર ૧ લો વિગ્રહ** (ઇ. સ. ૧૭૬૭–૧૭૬૯)

**કારણ**:—મ્હૈસુરના રાજા હૈદરઅલ્લીએ નિઝામ તથા મરેઠા સાથે ઐક્ય કરી હિંદમાંથી અગ્રેજને હાંકી કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો, તેથી લડાઇ થઇ, તેમાં કર્નલ સ્મીથ નામનાં અંગ્રેજ સરદારે હૈદરને હરાવ્યો. પણ છેવટે હૈદરે મદ્રાસ અણધાર્યા જઇ અંગ્રેજને પોતાને ફાવતી સંધી કરવાની ફરજ પાડી. ઇ સ. ૧૭૬૯.

**મ્હૈસુર બીજો વિગ્રહ** (ઇ. સ. ૧૭૮૦–૧૭૮૪)

**કારણ**:—મ્હૈસુરના પહેલા વિગ્રહની સલાહમાં એવી સરત થઇ

હતી કે હૈદર તથા અંગ્રેજોએ એક બીજાને લડાઇ વખતે મદદ કરવી. પણ તે મુજબ હૈદરે જ્યારે મરેઠા સાથે લડાઇ કરી, ત્યારે અંગ્રેજે મદદ કરી નહિ તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર કર્નલ બેલી અને સર આયરકુટ હતા. ઇ. સ. ૧૭૮૨ માં વિગ્રહની અધવચમાં હૈદર માંદો પડી મરણ પામ્યો, તેથી તેના પુત્ર ટીપુએ બે વરસ લડાઇ ચલાવી; અંતે ઇ. સ. ૧૭૮૪ માં સલાહ થઇ.

**મ્હૈસુર ત્રીજો વિગ્રહ** ( ઇ. સ. ૧૭૯૦-૧૭૯૨ )

**કારણ**—અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા પર ટીપુએ ચડાઇ કરી, તેથી લડાઇ થઇ. અંગ્રેજ ગવર્નર જનરલ કાર્નવાલીસે પંડે આ લડાઇમાં ભાગ લીધો. ટીપુ શ્રીરંગપટ્ટણ અને શીમોગા આગળ હાર્યો, છેવટે ઇ. સ. ૧૭૯૨ માં સલાહ થઇ. તેમાં અંગ્રેજને ટીપુનું અર્ધું રાજ્ય તથા ત્રણ કરોડ રૂપીઆ રોકડા મળ્યા.

**મ્હૈસુર ચોથો વિગ્રહ** ( ઇ. સ. ૧૭૯૯ )

**કારણ**—શ્રીરંગપટ્ટણની સલાહમાં ટીપુનું અર્ધું રાજ્ય ગએલું હોવાથી તે ફ્રેંચોના પાદશાહ નેપોલિઅનને તથા કાબુલના અમીર ઝમાનશાહને હિંદપર ચડી આવવા ઉશ્કેરતો હતો તેથી ચડાઇ થઇ. અંગ્રેજ સરદાર જનરલ હારિસ, અને સ્ટુઅર્ટ હતા, છેવટે ટીપુ ઇ. સ. ૧૭૯૯ માં મરણ પામ્યો ને મ્હૈસુરના વિગ્રહની સમાપ્તિ થઇ.

**મરાઠી ૧ લો વિગ્રહ** ( ઇ. સ. ૧૭૭૫-૧૭૮૨ )

**કારણ**—અંગ્રેજે રાઘોબાનો પક્ષ કર્યાથી લડાઇ થઇ, તેમાં વડગામ મુકામે અંગ્રેજની હાર થવાથી પેશ્વાએ પોતાને ફાવતી શરતો કરાવી; તે પછી કેટલીક લડાઇઓ થઇ, પણ છેવટે ઇ. સ. ૧૭૮૨ માં સાલ્બાઇની સલાહ થવાથી લડાઇનો અંત આવ્યો.

**મરાઠી ૨ જો વિગ્રહ** ( ઇ. સ. ૧૮૦૩ )

**કારણ**—બાજીરાવ પેશ્વાએ ભોંસલે તથા સિંધીઆની સલાહ લીધા સિવાય ઇ. સ. ૧૮૦૨ માં વસાઇ મુકામે અંગ્રેજ સાથે સલાહ કરી તેમાં પુનામાં અંગ્રેજી સૈન્ય રાખવાનું કબુલ કર્યું. આથી પેશ્વાની તથા મરેઠાની સ્વતંત્રતા ખોયા બરાબર હોવાથી ભોંસલે તથા

સિંધિઆએ વાંધો લીધો તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર જનરલ લેક તથા સર આર્થર વેલેસ્લી હતા. દિલ્હી, લાસ્વારી, અસાઇ, આરગામ આગળ લડાઇ થઇ, તેમાં સિંધિઆ તથા ભોંસલે હાર્યા, તેથી ભોંસલેએ દેગામ આગળ અને સિંધિઆએ એંજિનગામ આગળ કેટલોક મૂલક આપી સલાહ કરી. ઇ. સ. ૧૮૦૩.

**મરાઠી ૩ જો વિગ્રહ** (ઇ. સ. ૧૮૦૪–૧૮૦૫)

**કારણ:**—હોલ્કરે રજપૂતાનામાં કેટલીક જગાએ લૂટ ચલાવી, તેનો જવાબ માગતાં આપ્યો નહિ, તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર લેક ફ્રેઝર તથા મોન્સન હતા, તેમણે હોલ્કરને હરાવ્યો, છેવટે ઇ. સ. ૧૮૦૫ માં સલાહ થઇ.

**મરાઠી ચોથો વિગ્રહ** ( ઇ. સ. ૧૮૧૭–૧૮૧૮ )

**અ પેશ્વા**—વસાઇની સલાહ પછી તે અંગ્રેજ સાથે લડવાના બહાનાં શોધતો હતો, તેથી ઇ. સ. ૧૮૧૭ માં પુનામાં રેસિડેન્ટે તેની સાથે નવી સંધી કરી તેની સ્વતંત્રતા કમી કરી. તેથી લડાઇ થઇ. તેમાં ખડકી, કોરેગામ, તથા આસ્ટી આગળ બાજીરાવ હાર્યો, તેથી સરકારે તેને પેન્સન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું. ઇ. સ. ૧૮૧૮.

**બ ભોંસલે**—નાગપુરમાં આ વખતે આપાસાહેબ ગાદી પર હતો. તેણે સીતાબલ્દીના અંગ્રેજ રેસિડન્ટ પર હલ્લો કર્યો, તેથી લડાઇ થઇ. તેમાં તે હારીને નાસી ગયો; આથી અંગ્રેજે બીજા રાઘોજીને ગાદી પર બેસાડ્યો. ઇ. સ. ૧૮૧૮.

**ક હોલ્કર**—હોલ્કરની ગાદીનો કારભાર આ વખતે તુલસીબાઇ કરતી હતી, તે અંગ્રેજ પક્ષની હતી, પણ સરદારો વિરૂદ્ધ હોવાથી તેમણે તેને મારી નાંખી, અને અંગ્રેજ સાથે પેશ્વાના પક્ષમાં ભળી લડાઈ આરંભી, અંગ્રેજ સરદાર સરજોન માલ્કમ હતો. તેણે માહીદપુર આગળ હોલ્કરના સૈન્યને હરાવ્યું; તેથી મંદેસર મુકામે સલાહ થઇ. ૧૮૧૮.

**નેપાળ વિગ્રહ** ( ઇ. સ. ૧૭૧૪–૧૮૧૬ )

ગુરખા લોકોએ સરહદ પરનો કેટલોક મુલક દબાવી અંગ્રેજની રૈયતને તથા અંગ્રેજના મિત્ર સીકીમના રાજાને હરકત કરી તેથી લડાઇ

થઇ, મલુન, મકવાનપુર અને હરિહર આગળ ઇ. સ. ૧૮૧૪–૧૬ માં લડાઇ થઇ, અંગ્રેજ સરદાર જનરલ ઓકટરલોની હતો, તેમણે ગુરખાને હરાવ્યા; તેથી સેગાઉલી આગળ ઇ. સ. ૧૮૧૬ માં સલાહ થઇ.

### બ્રહ્મી ૧ લો વિગ્રહ (ઇ. સ. ૧૮૨૪–૧૮૨૬)

કારણ:–બ્રહ્મી રાજાએ શાહપુરીનું અંગ્રેજી થાણું ઉઠાડી મૂક્યું, તથા અંગ્રેજ રૈયતને હરકત કરી, તેનો જવાબ માગતાં ઉધ્ધતાઇથી જવાબ આપ્યો, તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર કેમ્પબેલ હતો, રંગુન, પ્રોમ અને પેગુ આગળ લડાઇઓ થઇ. તેમાં બ્રહ્મી સરદાર મહાબંદુલા માર્યો ગયો. છેવટે બ્રહ્મી રાજાએ કેટલોક મૂલક આપી યાંદાબુ આગળ ઇ. સ. ૧૮૨૬ માં સલાહ કરી.

### બીજો બ્રહ્મી વિગ્રહ (૧૮૫૨)

કારણ:—રંગુનના ગવર્નરે અંગ્રેજ વેપારીઓ તથા અંગ્રેજી વહાણના કપ્તાનોને હરકત કરી, તેથી લડાઇ થઇ, તેમાં અંગ્રેજે રંગુન તથા પેગુ આગળ બ્રહ્મીઓને હરાવ્યા, છેવટે બ્રહ્મી રાજાએ પેગુ આપી સલાહ કરી. ઇ. સ. ૧૮૫૨.

### ત્રીજો બ્રહ્મી વિગ્રહ (૧૮૮૫–૧૮૮૬)

કારણ:—બ્રહ્મી રાજાએ વેપાર કરનારી અંગ્રેજ કંપનીને હરકત કરી, તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર જનરલ પેન્ડરગાસ્ટ્ર હતો; તેણે રાજા થીબોને હરાવી કેદ પકડ્યો. સરકારે તેને રત્નાગીરીમાં કેદ કરી તે પ્રાંત ખાલસા કર્યો ઇ. સ. ૧૮૮૬.

### પહેલો અફઘાન વિગ્રહ (ઇ. સ. ૧૮૩૯–૧૮૪૨)

કારણ—રૂશિઅન લોકોની ધાસ્તીને લીધે ત્યાંના અમીરે દોસ્તમહંમદ પાસે એક એલચીને સલાહ કરવા મોકલ્યો, પણ તેણે ન માનતાં રૂશ લોકોના એલચીને માન આપ્યું; આથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર જોનકીન, જનરલ સેલ, નોટ, અને પોલાક વિગેરે હતા. પરવાન આગળ ઇ. સ. ૧૮૪૦ માં લડાઇ થઇ, તેમાં દોસ્તમહંમદ હાર્યો; તેથી તે હિંદમાં શરણે આવ્યો. પણ પાછળથી તેના

પુત્ર અકબરખાને અંગ્રેજનાં કેટલાક માણસોને કેદ કર્યાં; છેવટ કાબુલ, કંદહાર, ગિઝની વિગેરે જીતી લઇ અંગ્રેજ બંદીવાનોને છોડાવી ઈ. સ. ૧૮૪૨ ના સપ્ટેમ્બરમાં બધું લશ્કર હિંદમાં પાછું આવ્યું.

**બીજો અફઘાન વિગ્રહ** (ઇ. સ. ૧૮૮૦–૧૮૮૧)

**કારણ** -રૂશિઅન ધાસ્તીને લીધે ત્યાંના અમીર શેરઅલી પાસ એલચી મોકલ્યો; પણ તેને કાબુલમાં પેસવા દીધો નહિ, તેથી લડાઇ થઇ. જનરલ રોબર્ટ તથા સ્ટુઅર્ટ અંગ્રેજ સરદાર હતા; સામા પક્ષમાં અયુબખાન તથા યાકુબખાન હતા. અંગ્રજે મૈવંદના મેદાનમાં તેઓને હરાવ્યા. છેવટે અબ્દુલરહેમાનને ગાદી આપી અંગ્રેજી સૈન્ય પાછું આવ્યું. ઇ. સ. ૧૮૮૧.

**સિંધ વિગ્રહ** ( ઇ. સ. ૧૮૪૩ )

**કારણ**—અફઘાન લડાઇ વખતે સિંધના કેટલાક અમીરો સરત પ્રમાણે વર્ત્યા નહિ, તેથી લડાઇ થઇ, સર ચાર્લ્સ નેપીયર નામના સરદારે અમીરોને હૈદ્રાબાદ તથા મીયાની આગળ હરાવી ખૈરપુરના અમીર સિવાય બીજાઓનો મૂલક ખાલસા કર્યો. ઇ. સ. ૧૮૪૩.

**સિંધિઆ વિગ્રહ** (ઇ. સ. ૧૮૪૩–૧૮૪૪)

**કારણ**—સિંધિઆની મા તારાબાઇને અંગ્રેજ સરકારે નીમેલા કારભારી સાથે બન્યું નહિ, તેથી તેણે તેને કાઢી મૂકી બીજો કારભારી નીમ્યો, તેથી લડાઇ થઇ. મહારાજપુર અને પનિઆર આગળ અંગ્રેજ સરદાર જનરલ ગોફે સિંધિઆના લશ્કરને હરાવ્યું. તેથી સલાહ થઇ. ઇ. સ. ૧૮૪૪.

**પહેલો શીખ વિગ્રહ** (ઇ. સ. ૧૮૪૪–૪૬)

**કારણ**—રણજીતના મરણ પછી શીખ લશ્કર બેકેદ થવાથી તેના સરદારો તેમનો નાશ ઇચ્છવા લાગ્યા, ને તે માટે તેમણે પાસના અંગ્રેજી મૂલક પર હલ્લો કર્યો, તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર લોર્ડ ગોફ તથા હારીસ્મિથ હતા. મૂડકી, ફીરોજશહેર, અલીવાલ તથા સોબ્રાઓન પાસે લડાઇઓ થઇ. તેમાં શીખ હાર્યા. તેથી કેટ-

લોક મૂલક તથા ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ રોકડા આપી સલાહ કરી. ઇ. સ. ૧૮૪૬.

**બીજો શીખ વિગ્રહ** (ઇ. સ. ૧૮૪૮–૧૮૪૯)

**કારણઃ**—મૂલતાનના સુબા મૂળરાજે તોફાન કરી બે અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, તેથી લડાઇ થઇ. કીનેરી, ચીનીઅલવાલા, ગુજરાત અને સોબ્રાઉન આગળ જબરી લડાઇઓ થઇ. અંગ્રેજ સરદાર જનરલ ગોફ તથા એડવર્ડસ હતા. શીખ સરદાર શેરસિંગ તથા છત્રાસંગ હતા આ લડાઇમાં શીખ હાર્યા, પણ અંગ્રેજને ઘણું નુકશાન થયું. છેવટે રણજીતના બાળ કુંવર દુલિપસિંહને ૫ લાખનું વર્ષાસન બાંધી આપી એ રાજ્ય અંગ્રેજે ખાલસા કર્યું. ઇ. સ. ૧૮૪૮.

**પહેલો ચીન વિગ્રહ.** (ઇ. સ. ૧૮૪૦–૧૮૪૨)

**કારણઃ**—ચીનના રાજાએ અંગ્રેજ વેપારીઓને ચીનમાં અફીણ લાવતાં અટકાવ્યા, તેથી લડાઇ થઇ. અંગ્રેજ સરદાર જનરલ ગોફે ચીનના રાજાને હરાવી ચીનનાં પાંચ બંદરોમાં અફીણનો વેપાર કરવાની છૂટ મેળવી ઇ. સ. ૧૮૪૨.

**ચીન ૨ જો વિગ્રહ.** (ઇ. સ. ૧૮૫૮ )

**કારણ**—કંતાનના સુબાએ અંગ્રેજ વેપારીઓને હરકત કરી તેથી બીજી વાર લડાઇ થઇ. તેથી ઇંગ્લાંડથી લોર્ડ એલ્જીન લસ્કર લઇ ચીનપર ચઢયો, ને ચીનના શાહને હરાવ્યો. તેથી યુરોપની મુખ્ય પ્રજાને ચીનમાં વેપાર કરવાની છૂટ આપી. ઇ. સ. ૧૮૫૮.

**ભુતાન સાથે વિગ્રહ.**

**કારણઃ**—ભૂતાનની દક્ષિણે આવેલા દુવાર પરગણા ઉપર ભૂતાનનો રાજા દાવો કરતો હતો, તથા અંગ્રેજી રૈયતને પીડતો હતો, તેથી લડાઇ થઇ. તેમાં ભૂતાનના લોકો હાર્યા, પણ ત્યાંના ખરાબ હવા પાણીથી અગ્રેજી સૈન્યનો નાશ થયો. તેથી સરકારે ભૂતાનના રાજાને અમુક રૂપીઆ આપવા કરી પરગણું કબજે લઇ સલાહ કરી.



# સાલવાર પ્રખ્યાત લડાઇઓ.

| સ્થળ. | | સાલ. | પરિણામ |
|---|---|---|---|
| પાણીપત | ઇ.સ.પૂ. | ૫૦૦૦ | પાંડવોએ કૌરવોને હરાવ્યા. |
| ઝેલમ | ,, ,, | ૩૨૭ | સિકંદરે પૌરસને હરાવ્યો. |
| સોમનાથ | ઇ. સ | ૧૦૨૪ | મહમુદ ગિઝનીએ ભીમદેવને હરાવ્યો. |
| સ્થાનેશ્વર | ,, | ૧૧૯૧ | પૃથુરાજે શાહબુદ્દીનને હરાવ્યો. |
| પાણીપત (૨) | ,, | ૧૧૯૩ | શાહબુદ્દીને પૃથુરાજને હરાવ્યો. |
| પાણીપત (૩) | ,, | ૧૫૨૬ | બાબરે ઇબ્રાહિમ લોદીને હરાવ્યો. |
| ફતેપુર (સીક્રી) | ,, | ૧૫૨૭ | બાબરે સંગરાણાને હરાવ્યો. |
| બકસર | ,, | ૧૫૩૯ | શેરશાહે હુમાયુને હરાવ્યો. |
| કનોજ | ,, | ૧૫૪૦ | ,, ,, ,, |
| પાણીપત (૪) | ,, | ૧૫૫૬ | બહેરામે હેમુને હરાવ્યો. |
| હલદીઘાટ | ,, | ૧૫૭૬ | સલીમે પ્રતાપ રાણાને હરાવ્યો. |
| આગ્રા | ,, | ૧૬૫૭ | ઓરંગજેબે દારાને હરાવ્યો. |
| ઉજ્જન | ,, | ૧૬૫૭ | ઓરંગજેબે જસવતસિંહને હરાવ્યો. |
| ભોપાળ | ,, | ૧૭૩૮ | બાજીરાવે મોગલોને હરાવ્યા. |
| અંબુર (૧) | ,, | ૧૭૪૧ | મરાઠાએ કર્ણાટકના નવાબ દોસ્તઅલીને હરાવીને માર્યો. |
| મદ્રાસ | ,, | ૧૭૪૬ | ફ્રેંચે કર્ણાટકના નવાબને હરાવ્યો. |
| સરહીંદ | ,, | ૧૭૪૬ | મોગલોએ અહમદદુર્રાનીને હરાવ્યો. |
| અંબુર (૨) | ,, | ૧૭૪૬ | ડુપ્લેએ અન્વરૂદ્દીનને હરાવ્યો. |
| ત્રિચિનાપલ્લી | ,, | ૧૭૫૦ | નાસીરજંગે મુજફરજંગને હરાવ્યો. |
| આર્કોટ | ,, | ૧૭૫૧ | કલાઇવે રાજાસાહેબને હરાવ્યો. |
| આર્ની | ,, | ૧૭૫૧ | ,, ,, ,, |
| કોરેપાક | ,, | ૧૭૫૨ | ,, ,, ,, |
| પ્લાસી | ,, | ૧૭૫૭ | કલાઇવે સિરાજઉદ્દોલાને હરાવ્યો. |
| ચીનસુરા | ,, | ૧૭૫૯ | કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા. |

| | | | |
|---|---|---|---|
| ઉદગીર | ,, | ૧૭૬૦ | સદાશીવભાઉએ નિઝામને હરાવ્યો. |
| વાંદીવાસ | ,, | ૧૭૬૦ | સર આયરકુટે લાલી તથા બુસ્સીને હરાવ્યા |
| પાણીપત (૫) | ,, | ૧૭૬૧ | અહમદ દુર્રાનીએ મરેઠાને હરાવ્યા. |
| પટણા (૧) | ,, | ૧૭૬૧ | મેજર કર્નાક શાહઆલમને હરાવ્યો. |
| ઘેરીયા | ,, | ૧૭૬૩ | મેજર આદમ્સે મીરકાસમને હરાવ્યો. |
| પટણા (૨) | ,, | ૧૭૬૪ | મેજર કર્નાકે મીરકાસમ, સુજાઉદ્દૌલા ને શાહઆલમને હરાવ્યા. |
| બકસર | ,, | ૧૭૬૪ | મેજર મનરોએ ઉપરના ત્રણને હરાવ્યા. |
| કાલ્પી | ,, | ૧૭૬૪ | મેજર કર્નાક સુજાઉદ્દૌલા તથા મરાઠાને હ. |
| ચંગામ | ,, | ૧૭૬૭ | કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો. |
| ત્રીનોમાલી | ,, | ૧૭૬૭ | ,, ,, ,, ,, |
| અંબુર (૩) | ,, | ૧૭૬૭ | ,, ,, ,, ,, |
| ચેરકુલી | ,, | ૧૭૭૨ | માધવરાવે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૧) | ,, | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો. |
| ચીલાંબ્રમ | ,, | ૧૭૮૧ | હૈદરે સર આયરકુટને હરાવ્યો. |
| પોર્ટોનોવો | ,, | ૧૭૮૧ | સર આયરકૂટે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૨) | ,, | ૧૭૮૧ | ,, ,, ,, ,, |
| શોલિંગર | ,, | ૧૭૮૧ | ,, ,, ,, ,, |
| શીમોગા | ,, | ૧૭૯૧ | લોર્ડ કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. |
| માલવેલી | ,, | ૧૭૯૧ | જનરલ હારીસે ટીપુને હરાવ્યો. |
| સીદાસુર | ,, | ૧૭૯૯ | જનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| શ્રીરંગપટ્ટણ | ,, | ૧૭૯૯ | કર્નલ બેયર્ડે ટીપુને હરાવ્યો. |
| ઇંદોર | ,, | ૧૮૦૧ | દોલતરાવ સિંધિઆએ હોલ્કરને હરાવ્યો. |
| પુના | ,, | ૧૮૦૨ | જસવંતરાવ હોલ્કરે પેશ્વા તથા સિંધિઆને હરાવ્યા. |
| અસાઇ | ,, | ૧૮૦૩ | આર્થર વેલેસ્લીએ દોલતરાવ સિંધિઆ તથા રાઘોજી ભોંસલેને હરાવ્યા. |

| | | | |
|---|---|---|---|
| દિલ્હી | ,, | ૧૮૦૩ | જનરલ લેકે સિંધિઆને હરાવ્યો. |
| લાસવારી | ,, | ૧૮૦૩ | ,, ,, ,, |
| આરગામ | ,, | ૧૮૦૩ | વેલેસ્લીએ સિંધિઆ તથા ભોંસલેને હ. |
| ડીગ | ,, | ૧૮૦૪ | ફ્રેઝર તથા મોન્સને હોલ્કરને હરાવ્યો. |
| ફરૂકાબાદ | ,, | ૧૮૦૪ | લેકે હોલ્કરને હરાવ્યો. |
| ભરતપુર (૧) | ,, | ૧૮૦૫ | લોર્ડ લેકે ઘેરો ઘાલ્યો; પણ જીતાયું નહિ, |
| મલુન | ,, | ૧૮૧૫ | જનરલ એકટરલોનીએ ગુર્ખાને હરાવ્યા. |
| મકવાનપુર | ,, | ૧૮૧૬ | ,, ,, ,, |
| હરિહરપુર | ,, | ૧૮૧૬ | કર્નલ કેલીએ ગુર્ખાને હરાવ્યા. |
| ખડકી | ,, | ૧૮૧૭ | કર્નલ બરે બાજીરાવને હરાવ્યો. |
| કોરેગામ | ,, | ૧૮૧૭ | કપ્તાન સ્ટાન્ટને બાજીરાવને હરાવ્યો. |
| માહીદપુર | ,, | ૧૮૧૭ | સરજોન માલ્કમે હોલ્કરને હરાવ્યો. |
| આસ્ટી | ,, | ૧૮૧૮ | જનરલ સ્મીથે બાજીરાવના સરદાર બાપુ ગોખલેને હરાવ્યો. |
| રંગુન | ,, | ૧૮૨૪ | સર કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| પ્રોમ | ,, | ,, | ,, ,, ,, |
| પેગુ | ,, | ૧૮૨૫ | ,, ,, ,, |
| ભરતપુર (૨) | ,, | ૧૮૨૬ | લોર્ડ કોમ્બરમીયરે તે ગઢ જીત્યો. |
| પરવાન | ,, | ૧૮૪૦ | રોબર્ટ સેલે દોસ્તમહંમદને હરાવ્યો. |
| મીયાની | ,, | ૧૮૪૩ | સરચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હ૦ |
| હૈદ્રાબાદ | ,, | ૧૮૪૩ | સદર |
| મહારાજપુર | ,, | ૧૮૪૩ | લોર્ડ ગોફે સિંધિઆને હરાવ્યો. |
| પનીઆર | ,, | ૧૮૪૩ | સર એડવર્ડ ગ્રેએ સિંધિઆને હરાવ્યો. |
| મુડકી | ,, | ૧૮૪૫ | લોર્ડ ગોફે શીખને હરાવ્યા. |
| ફીરોજશહેર | ,, | ,, | ,, ,, |
| અલીવાલ | ,, | ૧૮૪૬ | સર હેરીસ્મીથે શીખને હરાવ્યા. |
| સોબ્રાઉન | ,, | ૧૮૪૬ | ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ફીનેરી | ઇ. સ. | ૧૮૪૮ મી. | એડવર્ડે | શીખને હરાવ્યા. |
| સદુસેન | ,, | ,, | ,, | ,, |
| રામનગર | ,, | ૧૮૪૮ | લોર્ડ ગોફે | ,, |
| ચીલીઅનવાલા | ,, | ,, | અંગ્રેજ અને શીખ બંને બરાબર | |
| ગુજરાત | ,, | ,, | લોર્ડ ગોફે શીખને હરાવ્યા. | |
| રંગુન | ,, | ૧૮૫૨ | જનરલ ગોડવીને બ્રહ્મોને હરાવ્યા. | |
| પેગુ | ,, | ,, | ,, | ,, |
| મેવંદ | ,, | ૧૮૮૦ | જનરલ રોબર્ટે અયુબખાનને હરાવ્યા. | |



## પ્રખ્યાત પુરૂષોનાં જીવન ચરિત્ર.

**હરિશ્ચંદ્ર**—મહા સત્યવાદી રાજા હતા, એમણે પોતાની પ્રતિજ્ઞા પાળવાને રાજ્ય ખોયું, અસહ્ય સંકટ વેઠયું, પોતાની સ્ત્રી તથા છોકરો વેચ્યાં, પણ પોતાની પ્રતિજ્ઞાથી ચત્યા નહિ, તેમની સ્ત્રી પણ તેમનાં દુઃખમાં ભાગ લેવા માટે ભાગીએણ થઇ, અને તેમનો દીકરો પણ તે માટે વેચાયો, આ પરથી તારામતી સતીને નામે, રોહીતાશ્વ સુપુત્રને નામે આજે પણ આર્યોમાં પુજાય છે.

**રામચંદ્ર**—એ દશરથ રાજાના પુત્ર હતા. દશરથ રાજાની આજ્ઞાથી તેઓએ ૧૪ વર્ષ વનવાસ ભોગવ્યુ, તે વખતે તેમનાં પતિવ્રતા સ્ત્રી સીતા તથા તેમનો ભાઇ લક્ષ્મણ તેમની સાથે હતાં. વનમાં તેઓને બહુ દુઃખ પડયા, પણ તે બધાં તેમણે ધીરજથી સહન કર્યાં, મોટામાં મોટું દુઃખ તેમનાં સ્ત્રી સીતાને લંકાનો દુષ્ટ રાજા રાવણ ઉપાડી ગયો તે પડયું, છેવટે તેમણે લંકાના રાજાને માર્યા ને સીતાને લઇ અયોધ્યે પાછા આવ્યા, ને રાજ્યની લગામ હાથમાં લીધી તે પછી તેમણે રૈયતને બહુ સુખી કરી, અને પ્રજાનો પ્યાર સંપાદન કર્યો, તેથી આજે પણ સારા અને સુખી રાજ્યને રામરાજ્યની ઉપમા અપાય છે.

**યુધિષ્ઠિર**—એ પાંડુના પુત્ર હતા, તેઓ પાંચ ભાઇ હતા, તેમાં સૌથી મોટા યુધિષ્ટિર હતા, સત્યતા માટે તેઓ હજુ પણ વખણાય

છે. ને તે પરથી તેમનો સંવત ચાલતો હતો, તે વિક્રમાદિત્ય સુધી ચાલ્યો.

**ભીષ્મ**—એ ગાંગેવના નામથી ઓળખાય છે. તેઓ ગંગાના પુત્ર હતા, પોતાના પિતાને સુખ આપવા ખાતર તેમણે નહિ પરણવાની ભીષ્મ એટલે ભયંકર પ્રતિજ્ઞા કરી હતી.

**ગૌતમ બુદ્ધ**—એ બૌદ્ધ ધર્મ સ્થાપનાર હતો, નાનપણથીજ એની ધર્મ પર આસ્થા વધારે હતી, તેણે બૌદ્ધ ધર્મ ફેલાવી દુનિયાને માંસાહાર તજાવી વનસ્પતીના આહારી બનાવ્યા તથા "**અહિંસા પરમો ધર્મ**" નો સિદ્ધાંત શીખવ્યો. તે સિવાય દુનિયાને સચારિત્રશાળી બનાવ્યા, એના ઉપદેશમાં તે મુખ્ય ત્રણ વાત લાવતા. (૧) દેહદમન. (૨) મનુષ્ય પર હેત. (૩) સર્વ જીવને સરખા ગણી હલકા જીવનું પાલન કરવું. તે ૪૪ વર્ષ ઉપદેશ કરીને ઇ. સ. પૂ. ૫૪૩ માં ૮૦ વર્ષની ઉમરે મરણ પામ્યા.

**સિકંદર**—એ ગ્રિસ દેશનો રાજા હતો, એણે ઇ. સ. પૂ. ૩૨૭ માં પંજાબ પર સવારી કરી હતી એ વખતે ત્યાં પોરસ નામનો ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો. તેણે સિકંદર સાથે બહાદુરીથી યુદ્ધ કર્યું હતું. જો કે તેમાં તેની હાર થઇ હતી, તોપણ સિકંદરે તેની બહાદુરીથી ખુશી થઇ તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું હતું. એવો તે મોટા મનનો હતો. તેણે પંજાબ તથા સિંધનો કેટલોક મુલક જીતી તાબે કર્યો હતો. તે ઇ. સ. પૂ. ૩૨૩ માં તુર્કસ્તાનના બાબિલોન શહેરમાં અપુત્ર મરણ પામ્યો. વિસ્તિર્ણ રાજ્ય તેના સરદારોએ વહેંચી લીધું.

**ચંદ્રગુપ્ત**—એ નંદ રાજાનો અનૌરસ પુત્ર હતો તેને નંદ રાજા સાથે વાંધો પડવાથી તે પોરસને આશ્રયે પંજાબમાં ઘણો વખત રહ્યો હતો. ત્યાં તેણે સિકંદરને મગધનું રાજ્ય જીતી લેવા ઉશ્કેર્યો હતો. આગળ જતાં તેના ખટપટી અને વૃધ્ધ મંત્રી ચાણાક્યની સહાયથી નંદનો નાશ કરાવી પોતે મગધના રાજ્યનો ધણી થયો. ઇ. સ. પૂ. ૩૧૫. એના વંશજો એની મા મુરાના નામ પરથી **મૌર્યવંશી** કહેવાય છે. એણે ગાદીએ બેઠા પછી એના રાજ્યની હદ વધારી,

તથા પોતે **ચક્રવર્તિ** રાજા થયો. તેણે સિકંદરના સરદાર સેલ્યુકસ પાસેથી કેટલોક મુલક જીતી લીધો હતો. તથા તેની કુંવરી વેરે તે પરણ્યો હતો. તે ઇ. સ. પૂ. ૨૯૨ માં મરણ પામ્યો.

**અશોક**—એ ચંદ્રગુપ્તનો પૌત્ર હતો. તે ઇ. સ. પૂ. ૨૬૪ માં મગધની ગાદી પર આવ્યો. તે પોતે પ્રથમ બ્રાહ્મણ ધર્મી હતો, પણ પાછળથી બૌધ્ધધર્મી થયો હતો. એણે બૌધ્ધ ધર્મને રાજ્ય ધનથી ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું, બૌધ્ધ ધર્મની પ્રથમ એક સભા બોલાવી એ સભાએ પ્રમાણ કરેલાં જાહેરનામાં એના રાજ્યમાં દરેક જુદે જુદે ઠેકાણે થાંભલાપર અને પત્થરોપર એણે કોતરાવ્યાં, તથા બૌદ્ધ ધર્મના ઉપદેશકો ચોતરફ મોકલી બૌધ્ધ ધર્મનો ફેલાવો કર્યો. એના ઉપદેશકો મારફત એ ધર્મ દક્ષિણમાં ઘણો ફેલાયો. તેથી અશોકનો દક્ષિણ સંપ્રદાય કહેવાય છે.

તેણે રૈયતને સારી રીતે સુખ આપી પ્રજાનો પ્યાર મેળવ્યો, તથા ધર્મ સંબંધી કોઇના પર જુલમ કર્યો નહિ. તેથી એના વખતમાં એ રાજ્ય પૂર ચઢતીમાં તથા આબાદીમાં આવ્યું હતું.

**કનિસ્કુ**—એ રાજા શક કે સિથિઅન જાતનો હતો, તે ઇ. સ. ૪૦ મા થયો, તેનું રાજ્ય હિંદના વાયવ્ય કોણમાં અફઘાનિસ્તાનથી બોકાન સુધી હતું. એ રાજા પણ અશોકની પેઠે બૌધ્ધ ધર્મી હતો; અને એણે પણ બૌધ્ધ ધર્મની સભા બોલાવી હતી, તથા ઉપદેશકો મોકલ્યા હતા. એ ઉપદેશકોએ એ ધર્મ ઉત્તરમાં ફેલાવ્યો. તેથી કનિસ્કનો ઉત્તર સંપ્રદાય કહેવાય છે.

**કુમારિલ ભટ્ટ**:—એ બંગાળાના બ્રાહ્મણ હતા. તેમણે બ્રાહ્મણ ધર્મ ફેલાવવાને મહેનત કરી હતી. તેમણે પ્રથમ બંગાળાના રાજાને બ્રાહ્મણ ધર્મમાં લાવી તેની મારફતે જે બ્રાહ્મણ ધર્મમાં ન આવે તેને મારી કુટીને લાવવો એવું જાહેર કરાવ્યું. તેથી બંગાળામાં જલદી બ્રાહ્મણ ધર્મ ફેલાયો.

**શંકરાચાર્ય**—કુમારિલ ભટ્ટ પછી બ્રાહ્મણ ધર્મનો ફેલાવો કરનાર શંકરાચાર્ય થયા, તેમનો જન્મ મલબારકાંઠે થયો હતો, તેમણે

બ્રાહ્મણ ધર્મ ફેલાવવાને દક્ષિણથી તે ઠેઠ ઉત્તરમાં કેદારનાથ સુધી દરેક ઠેકાણે ફરીને ઉપદેશ કર્યો, તેથી બ્રાહ્મણ ધર્મ આખા દેશમાં ફેલાયો. આથી સર્વે વેદ ધર્મી આર્યો આજે પણ તેમને સંભારે છે. તેમનો કાળ તેમના અથાક શ્રમને લીધે ૩૨ વર્ષની કાચી વયે થયો હતો.

**વિક્રમાદિત્ય**—એ ઉજ્જનનો રાજા હતો. તે મહાન પરોપકારી હતો. તેના પરોપકારને લીધે તે આજે પણ દુનિયામાં વખણાય છે, વળી તે વિદ્વાન અને ન્યાયી હતો. તેણે શક લોકોનાં લૂટારૂ ટોળાંને હરાવી કાઢી મૂક્યાં હતાં, તેથી તેનો શક ગણાયો, તે સંવતના નામથી હજુ પણ ચાલે છે. એના દરબારમાં નવ પંડિત રત્નો હતો.

**શાલિવાહન**—એ કુંભારનો છોકરો હતો એમ કહેવાય છે. તેનું રાજ્ય પૈઠણ નગરીમા હતું, તેણે પણ શક લોકોને હરાવી કાઢયા હતા, તેથી તેનો શક ચાલુ થયો. ઇ. સ. ૭૮ તે પણ દક્ષિણમાં ચાલે છે.

**શિલાદિત્ય**--એ કનોજનો રાંકડો રાજા હતો, એણે બૌદ્ધ ધર્મને રાજ્ય ધનથી ઉત્તેજન આપ્યું હતું. દર પાંચ વર્ષે એકઠું થએલું સર્વ રાજ્યધન ધર્મદાનમાં ખરચી નાખતો એવો તે ઉદાર હતો.

**ભોજરાજા**—એ માળવામાં ધારાનગરીમાં રાજ્ય કરતો હતો તે પણ બહુ વિદ્વાન હતો, એણે પોતાની રૈયતને કેળવણી આપવા માટે બહુ મહેનત લીધી હતી, તે બહુ ઉદાર હતો.

**મહુંમદ પેગંબર**—એ મુસલમાની ધર્મ સ્થાપનાર હતા. તેમનો જન્મ ઇ. સ. ૫૬૯ માં મક્કામાં થયો હતો. તેમણે ત્યાંના મૂર્તિપૂજકોને સમજાવી મુસલમાની ધર્મ પ્રથમ અરબસ્તાનમાં ફેલાવ્યો. તેમનો ઇ. સ. ૬૩૨ થી મુસલમાનો સન ગણવા લાગ્યા. તે સનનું નામ હીજરી પડયું. તેઓ ઇ. સ. ૬૬૪ માં મરણ પામ્યા.

**મહુંમદ કાસમ**—હિંદમાં પ્રથમ મુસલમાની રાજ્ય સ્થાપનાર હતો, તેણે સિંધપર ઇ. સ. ૭૧૨ માં સવારી કરી સિંધમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું. પણ તે બહુ નિર્દય વૃત્તિનો હતો તેથી તેનું રાજ્ય વધારે વખત ટકી શક્યું નહિ.

**મહુંમદ ગીઝની**—એ ગીઝનીનો સુલતાન હતો, હિંદુસ્તાન પર ૧૨ મુખ્ય સવારી કરી. તે બહુ બળવાન હતો. હિંદુસ્તાન-માંથી પુષ્કળ પૈસા લઇ જઇ તેણે આખું ગીઝની શહેર ભરી કાઢ્યું હતું. તેનો સ્વભાવ લોભી હતો.

**મહુંમદ ઘોરી**–એને શાહબુદ્દીન પણ કહે છે. એ પણ બહુ પ્રતાપી હતો. હિંદમાં મુસલમાની રાજ્યની ખરી શરૂઆત તેના વખતથી થઇ. તેણે હિંદુસ્તાનપર સવારી કરી ઉત્તર હિંદનો ઘણો ભાગ જીતી લીધો.

**પૃથ્વીરાજ**—એ દિલ્હીનો પાદશાહ બહુ બળવાન હતો, શબ્દ-વેધી બાણ મારવાનું તે જાણતો હતો, જ્યારે શાહબુદ્દીને છેવટ તેને પકડયો ત્યારે તેણે શબ્દવેધી બાણથી શાહને ઘાયલ કર્યો હતો.

**કાફુર**—એ અલાઉદ્દીનનો ગુલામ હતો, જ્યારે તેના સરદારો ગુજરાતપર ચડયા, ત્યારે તે ખંભાતમાંથી પકડાયો હતો, આગળ જતાં પાદશાહની તેનાપર બહુ પ્રીતિ થતાં તેને મોટો સરદાર બનાવ્યો, તથા લશ્કર આપી દક્ષિણ જીતવાને મોકલ્યો. ત્યાં તેણે મોટી જીત મેળવી દક્ષિણમાં ઠેઠ સુધી તેની આણ ફેરવી. પણ પાછળથી તેણે રાજ્ય લોભથી પાદશાહને મરાવી નાંખ્યો. છેવટે તેનો પણ ઘાત થયો.

**જાફરખાં**—દક્ષિણમા બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરનાર એક દિલ્હીના બ્રાહ્મણનો ગુલામ હતો, તેણે ગુલબર્ગમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યની સ્થાપના મહંમદ તઘલખના વખતમાં કરી. ઇ. સ. ૧૩૪૭. તે રાજ્ય આગળ જતાં ઘણું જોરપર આવ્યું.

**તૈમુર**—એ તાતારનો મોગલ પાદશાહ હતો, તેણે ઈ. સ. ૧૩૯૪ માં મહમદ તઘલખ રાજાના વખતમાં હિંદપર સ્વારી કરી હિંદને પાયમાલ કર્યો હતો.

**બહેરામખાન**—હુમાયુનો મિત્ર અને અકબરનો નિમકહલાલ વજીર હતો, તેણે અકબરના નાનપણના વખતમાં રાજ્યની દેખરેખ રાખી હતી, પણ તેનો સ્વભાવ બહુ ક્રુર હતો. તેથી પાછળથી અકબર અને બહેરામને બન્યું નહિ, તેથી તે મક્કે જતો હતો એટલામાં તેને કોઇએ મારી નાખ્યો.

**હેમુ**—એ આદિલશાહનો વજીર હતો, તે વાણીયો હતો, પણ બહાદુર અને નિમકહલાલ હતો. પોતાના પાદશાહની ખાતર તેણે લડાઇઓ કરી હતી, છેવટની પાણીપતની લડાઇમાં તે પકડાયો, અને બહેરામખાને તેને મારી નંખાવ્યો.

**અબુલફ્જલ અને ફૈજી**—એ અકબરના વજીર તથા સલાહકાર હતા. બંને બહુ બહાદુર અને વિદ્વાન હતા, અબુલફ્જલે આઇને અકબરી નામે પુસ્તક લખ્યું છે તેમાં અકબરના સમયનો ઇતિહાસ લખ્યો છે. ફૈજી પણ બહુ વિદ્વાન હતો તેણે રામાયણ, મહાભારતના ફારસીમાં તરજુમા કર્યા હતા.

**ટોડરમલ**—એ અકબરનો વજીર હતો, એણે જમાબંધીની રીત બાંધી રૈયતને સુખ આપ્યું હતું, તે બહુ વિદ્વાન હતો તથા ધર્મપર આસ્થાવાળો હતો.

**ચાંદબીબી**—એ વિજાપુરના પાદશાહની બેગમ હતી, નાનપણમાં વિધવા છતાં તેણે પતિવ્રત ધર્મ બરાબર પાળ્યો હતો, પોતાના પિતાના અહમદનગરના રાજ્યપર અકબરનો દીકરો મુરાદ ચડી આવતાં પોતાના ભત્રીજાવતી બહાદુરીથી લડી હતી, અને મુરાદને પાછો વાળ્યો હતો; પણ પાછળથી તેને કોઇએ મારી નાખવાથી મુરાદ જય પામ્યો.

**નુરજહાં**—એ કોઇ ઇરાનીની દીકરી હતી. તે બહુ ખુબસુરત હતી, તેથી જહાંગીરનો તેની સાથે પરણવાનો વિચાર થયો. પણ તે વાત અકબરને પસંદ ન પડ્યાથી તેણે તેને કોઇ શેર અફ્ઘાન સાથે પરણાવી દીધી હતી. પાછળથી અકબરના મરણ પછી જહાંગીરે શેર અફ્ઘાનને મારી નુરજહાં વેરે લગ્ન કર્યું. એ બાઇ જેવી ખુબસુરત હતી તેવીજ હુશિઆર હતી. તેણે જહાંગીરની કેટલીક કુટેવો છોડાવી તેને સુધાર્યો હતો.

**નાદીરશાહ**—એ ઇરાનનો પાદશાહ હતો, તેણે હિંદુસ્તાન પર ઇ. સ. ૧૭૩૭ માં એક જબરૂં લશ્કર લાવી ચડાઇ કરી હિંદુસ્તાનને લૂટી પાયમાલ કર્યો, પ્રથમ તો તેણે દિલ્હીમાં લોકોને દુખ ન દેવાનો હુકમ કર્યો પણ પાછળથી ઇરાનીપર દિલ્હીના લોકો તૂટી પડયાં તેથી નાદીરે કતલ ચલાવવાની છૂટ આપી હજારો લોકોને મારી નાખ્યા, તે હિંદુસ્તાનની સઘળી પાદશાહી દોલત (મયુરાસન, કોહીનુર વિગેરે) લૂટી ગયો.

**શિવાજી**--એ બહાદુર મરેઠો હતો, નાનપણથીજ એને લડાયક કેળવણી મળી હતી. તેણે આર્ય ધર્મનો ઉદ્ધાર કરવા માટે તથા હિંદમાં હિંદુ રાજ્ય ફેલાવવા માટે નાનપણથી પ્રયત્ન કર્યો હતો. પ્રથમ તેની પાસ લશ્કર ન હતું તેથી તેણે ઓરંગજેબ જેવા પાદશાહ સામે ટક્કર લેવાને આજુબાજુના ઘાટી લોકો પોતાના લશ્કરમાં એકઠા કરી લૂટનો ધંધો આરંભ્યો, પણ છેવટે તેણે રાજ્ય સ્થાપ્યું, અને પોતાનું રાજ્ય ધીમે ધીમે જમાવ્યું. તે પછી તેણે પાદશાહી મુલક પણ જીત્યો. એણે પોતાની રૈયતને સુખ આપ્યું હતું. શિવાજી જેવો બહાદુર માણસ મરાઠી રાજ્યમાં બીજો થયો નથી.

**બાજીરાવ**—શિવાજી જેવોજ બ્રાહ્મણોમાં શૂરવીર બાજીરાવ થયા, તેણે પણ મરાઠી રાજ્ય વધારવા બહુ મહેનત કરી. એ બહુ કદરદાન હતો. તેણે ઘણા મરાઠા સરદારોને રાજ્ય સ્થાપક બનાવ્યા હતા.

**માધવરાવ**—બાલાજી ૨ જાનો દીકરો થાય, એણે પડતી પેશ્વાઇને સજીવન કરી હતી, તે બહુ બહાદુર હતો. તેણે હિંદુસ્તાનમાં મરેઠી રાજ્ય ફેલાવવાને મહેનત કરી, પણ ભર જુવાનીમાજ તે મરણ પામ્યા.

**નાનાફડનવીસ**--મરેઠામાં એ બુદ્ધિશાળી પ્રધાન હતો. એણે પોતાના મરણ પર્યંત પેશ્વાના રાજ્યમાં ઇંગ્રેજ સત્તા દાખલ થવા દીધી ન હતી, મરેઠા સરદારો પર પણ તેનો સારો કાબુ હતો. તે ઇ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યા પછી મરેઠી સ્વતંત્રતાનો નાશ થવા લાગ્યો.

**રાઘોબા**—એ સ્ત્રી મનથી ચાલનારો હતો, તેણે મરેઠી રાજ્યમાં કુસંપ કરાવી નબળું પાડ્યું હતું, પણ તે લડાઇમાં શૂરો હતો, તેણે હિંદના ઉત્તર ભાગમાં મરાઠાની બહાદુરી બતાવી હતી, તે ઇ. સ. ૧૭૮૩ માં મરણ પામ્યો.

**બાજીરાવ ૨ જો**--એ રાઘોબાનો પુત્ર હતો, તે બાયલો, બીકણ, અવિચારી અને ઉતાવળીઓ હતો. તેણે પેશ્વાનું રાજ્ય ગુમાવ્યું. તેણે ઇ. સ. ૧૮૧૭માં અંગ્રેજ સરકાર સાથે લડાઇઓ કરી, પણ તેમાં સજ્જડ હાર ખાધી, અને નાસી ગયો; તેથી સરકારે તેને પેન્શન બાંધી આપી બિઠુરમાં રાખ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૫૩માં મરણ પામ્યો.

**નિઝામઉલ્મુલ્ક**—એ દક્ષિણનો સુબો હતો, તે થોડો વખત દિલ્હીના પાદશાહ મહંમદશાહનો વજીર થયો હતો, પણ પાદશાહની રીતભાત તેને પસંદ ન પડ્યાથી તે દક્ષિણમાં જઈ સ્વતંત્ર અધિકાર ધારણ કરી પાદશાહ થયો. રાજ્ય ચલાવવામાં તે બહુ હુશિઆર હતો. તે ઈ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો.

**અહમદશાહ અબ્દલ્લી**—એ અફઘાનીસ્તાનનો પાદશાહ હતો. તેણે ઠેઠ પંજાબ સુધી પોતાનો મુલક વધાર્યો હતો. ઇ. સ. ૧૭૬૧ માં તેણે મરાઠાને પાણીપતની લડાઇમાં હરાવી હિંદની મરાઠી સત્તાને નબળી પાડી નાખી.

**અહલ્યાબાઇ**—એ ખંડેરાવ હોલ્કરનાં વિધવા રાણી હતાં, તેણે રૈયતને ન્યાય તથા નીતિથી રાજ્ય ચલાવી બહુ સુખ આપ્યું હતું, જુવાનીમાં વિધવા છતાં ધાર્મિક અને સદ્‌ગુણી બની રૈયતમાં દેવી તરીકે પૂજાતાં હતાં.

**વાસ્કોડીગામા**—એ પ્રખ્યાત પોર્ટુગીઝ નાવીક હતો; હિંદમાં આવવાનો દરિઆઇ માર્ગ પ્રથમ શોધનાર એ હતો. તે ઇ. સ. ૧૪૯૮માં પહેલી વાર હિંદમાં આવ્યો, પછી ઇ. સ. ૧૫૦૨માં અને ૧૫૨૪માં આવ્યો. તે ઇ. સ. ૧૫૨૭માં કોચીનમાં મરણ પામ્યો.

**આલ્બુકર્ક**—હિંદમાં ઇ. સ. ૧૫૦૩માં આવ્યો, તે ઇ. સ. ૧૫૦૮ માં પોર્ટુગીઝ થાણાનો ગવર્નર નીમાયો. તેણે તેની રૈયતને બહુજ સુખી કરી તેમનો પ્યાર મેળવ્યો. તે ઇ. સ. ૧૫૧૫માં ગોવામાં મરણ પામ્યો.

**રોબર્ટ કલાઇવ**—હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર વીર પુરૂષ હતો. તે પ્રથમ કંપનીના વેપારી ખાતામાં કારકુન હતો, પણ ત્યાં તેને ઠીક ન પડવાથી તે લશ્કરી ખાતામાં જોડાયો તે ખાતાને તે યોગ્ય હતો. તેણે ચંદાસાહેબની રાજધાની અર્કાટને ઘેરો ઘાલવાની યુક્તિ બતાવી હતી. તેમાં ફાવવાથી તે ઇ. સ. ૧૭૫૫ માં મદ્રાસનો ગવર્નર થયો, તે પછી તેણે બંગાળાના નવાબ સુરાજ-ઉદ્દૌલાને હરાવી બંગાળામાં અંગ્રેજની સત્તા જમાવી. પછી તે બં-

ગાળાનો ગવર્નર થઇ આવ્યો. તેણે હિંદમાં અંગ્રેજી મૂલક ઘણો મેળવી આપ્યો. તે ઇ. સ. ૧૭૬૯ માં મરણ પામ્યો.

**ડુપ્લે**—અંગ્રેજોમાં જેવો કલાઇવ હતો, તેવોજ ફ્રેંચોમાં ડુપ્લે હતો, પણ તેનામાં યુદ્ધ કૌશલ્ય ન હતું. તેણે દેશી માણસોને કવાયત શીખવવાની પ્રથમ પહેલ કરી. ઇ. સ. ૧૭૪૫ માં અંગ્રેજ પાસેથી મદ્રાસ જીતી લીધું. નિઝામનો તથા કર્ણાટકના નવાબનો પક્ષ કરી તેમની પાસેથી પણ કેટલોક મુલક મેળવ્યો. પણ છેવટે કલાઇવ પાસે તે નરમ પડી ગયો. તેને ઇ. સ. ૧૭૫૪ માં ફ્રેંચ સરકારે પાછો બોલાવી લીધો.

**બુસ્સી**—એ ફ્રેંચ સરદાર હતો. તે બહુ બહાદુર હતો, તેણે નિઝામના રાજ્યમાં ફ્રેંચ સત્તા ઘણી વધારી હતી. પણ ત્યાંથી અંગ્રેજ સામે થવાને લાલી નામના અવિચારી ફ્રેચ ગવર્નરે તેને તેડાવી લીધો. આગળ જતાં તે ઇ. સ. ૧૭૬૦ માં અંગ્રેજ સામે લડતાં પકડાયો. તેણે ઇ. સ. ૧૭૮૧માં હૈદરને સારી મદદ કરી હતી.

**લાલી**—એ ફ્રેંચ ગવર્નર હતો, તે અવિચારી અને ઉતાવળીઓ હતો. તેણે ફોર્ટ સેંટ દેવિડ જીતી લીધો. તેથી ફુલ્લાઇને અંગ્રેજ સામે લડવાને બુસ્સીને બોલાવી લીધો, તેઓ બંને ઇ. સ. ૧૭૬૦ માં હાર્યા. તેથી ફ્રેંચ સરકારે ઇ. સ. ૧૭૬૧ માં તેને પાછો બોલાવી લીધો.

**સિરાજઉદ્દૌલા**—બંગાળાનો નવાબ હતો. તેણે અંગ્રેજોને કલકત્તામાં એક નાની સરખી કોટડીમાં પૂર્યા હતા તેને "બ્લેક હોલ" કહેવામાં આવે છે. પ્લાસીની લડાઇમાં તે નાસી ગયો. તેથી બંગાળા અંગ્રેજને હાથ આવતાં અંગ્રેજોએ મીરજાફરને ગાદીએ બેસાર્યો.

**મિરજાફર**—સિરાજઉદ્દૌલાનો સેનાપતિ હતો. તેણે ગાદી મળવાના બદલામાં અંગ્રેજને મોટી લાંચ આપી હતી. પાછળથી તે અંગ્રેજ સામે થયો, ને તે માટે તેણે વલંદાની મદદ માગી; પણ ન ફાવવાથી અંગ્રેજની માફી માગી. છેવટે તે અંગ્રેજને કબુલ કરેલું નાણું આપી શક્યો નહિ, તેથી અંગ્રેજોએ તેને ઉઠાડી તેના જમાઇ મીરકાસમને ગાદી આંપી.

**મીરકાસમ**—અંગ્રેજે ઇ. સ. ૧૭૬૦ માં ગાદી આપી. થોડી મુદ્દત પછી દાણ લેવા સંબંધી કંપની સાથે વાંધો પડ્યો, અને એ બાબતની તકરાર વધી પડતાં લડાઇ થઇ. તેમાં તેણે પટણામાં અંગ્રેજ કેદીઓની કતલ કરાવી. તેવી ઇ. સ. ૧૭૬૩ માં ઘેરીઆ આગળ મેજર આદમ્સે તેને હરાવ્યો તેથી તે દિલ્હીના પાદશાહ તથા અયોધ્યાના નવાબની મદદ લઇ લડવા આવ્યો. પણ એ ત્રણેની ફોજને બકસર આગળ ઇ. સ. ૧૭૬૪ માં મેજર મનરોએ હરાવી.

**સર આયરકુટ**—એ અંગ્રેજ સરદાર હતો, વાંદીવાસની લડાઇમાં તેણે ફ્રેંચોને હરાવી તેમની સત્તા તોડી પાડી. ઇ. સ. ૧૭૬૦. બીજા મ્હૈસુર વિગ્રહમાં ઇ. સ. ૧૭૮૧ માં પોર્ટોનોવો, પોલીલોર અને શોલિંગરની લડાઇઓમાં હૈદરનો તેણે પરાભવ કર્યો હતો.

**જનરલ વેલેસ્લી**—એ લોર્ડ વેલેસ્લીનો ભાઇ હતો, તેણે મરાઠા સાથેની લડાઇમાં બહુ બહાદુરી બતાવી. આગળ તેણે ફ્રાંસના મહાન પાદશાહ નેપોલિઅન બોનાપાર્ટને હરાવી ખ્યાતી મેળવી હતી. તે આગળ જતાં વિલાયતનો મુખ્ય પ્રધાન થયો હતો.

**લોર્ડ લેક**—એણે મરાઠા વિગ્રહમાં બહુ બહાદુરી બતાવી સિંધિઆને હરાવ્યો હતો. તે સિવાય ફરૂકાબાદ આગળ ઇ. સ. ૧૮૦૪ માં હોલ્કરની સાથે અને ઇ. સ. ૧૮૦૫ માં ભરતપુરના ઘેરામાં બહુ બહાદુરી બતાવી હતી.

**લોર્ડ ગોફ**—એ બહુ બહાદુર અંગ્રેજ સરદાર હતો, તેણે ઇ. સ. ૧૮૪૦ માં ચીનના લશ્કરને હરાવ્યું હતું. ઇ. સ. ૧૮૪૩ માં સિંધિઆના લશ્કરને અને ઇ સ. ૧૮૪૫માં. શીખની પહેલી લડાઇમાં તથા ઇ. સ. ૧૮૪૮ માં શીખની બીજી લડાઇમાં શીખને હરાવી બહુ બહાદુરી બતાવી હતી.

**સરજોન માલ્કમ**:—એણે ઇ. સ. ૧૭૯૨માં શ્રીરંગપટ્ટણના ઘેરામાં બહુ બહાદુરી બતાવી હતી. તે ઇ. સ. ૧૮૦૯ માં ઇરાનમાં એલચી તરીકે ગયો હતો. ચોથા મરાઠી વિગ્રહમાં બાજીરાવ પેશ્વાને

કરણે લાવનાર એ પુરૂષ હતો. તે છેવટે મુંબઇનો ગવર્નર બન્યો હતો. તે પ્રખ્યાત લેખક અને વિદ્વાન પુરૂષ હતો.

**એલ્ફીન્સ્ટન**—એ ઇ. સ. ૧૮૧૭માં પુનાનો રેસીડન્ટ હતો, તે પછી તે મુંબાઇનો ગવર્નર થયો હતો; તેણે હિંદુસ્તાનનો ઇતિહાસ લખ્યો છે.

**સર જેમ્સ આઉટરામ**—એ પ્રથમ નાનો લશ્કરી અમલદાર હતો, તથા ઇ. સં. ૧૮૪૨ માં સિંધના અમીર સાથે સલાહ કરી હતી. ઇ. સ. ૧૮૫૭માં ઇરાનની લડાઇમાં તેણે જય મેળવ્યો હતો; તથા ૧૮૫૭નાં બળવામાં લખનોરના બંડમાં બહુ બહાદુરી બતાવી હતી.

**જનરલ હેવલોક**—એ અંગ્રેજ લશ્કરી સરદાર હતો, તેણે ૧૮૫૭ના બળવામાં લખનોરનું બંડ સમાવવામાં બહુ બહાદુરી બતાવી હતી.



## અગત્યના બનાવોની વર્ષવાર ટુંક નોંધ.

ઇ સ. પૂ ૫૦૦૦ મહાભારતનું યુદ્ધ
,, ,, ,, ૬૨૩ ગૌતમ બુદ્ધનો જન્મ.
,, ,, ,, ૫૪૩ ગૌતમ બુદ્ધનો નિર્વાણ.
,, ,, ,, ૫૧૮ ઇરાનના રાજા દરવેશ ગુસ્તાસ્પની હિંદપર સ્વારી.
,, ,, ,, ૩૨૭ સિકંદરની હિંદપર સ્વારી.
,, ,, ,, ૩૧૫ મૌર્યવંશી ચંદ્રગુપ્ત ગાદીએ બેઠા.
,, ,, ,, ૨૬૪ અશોક ગાદીએ બેઠા.
,, ,, ,, ૨૨૪ અશોક મરણ પામ્યો.
,, ,, ,, ૫૬ વિક્રમનો સંવત શરૂ થયો.
,, ,, ૪૦ કનિષ્ક રાજા થયો.
,, ,, ૭૮ શાલિવાહનને નામે ચાલતા શકની શરૂઆત.
,, ,, ૫૬૯ હજરત મહમદ પેગમ્બરનો જન્મ.
,, ,, ૬૨૨ મુસલમાની હિજરી સન શરૂ થયો.
,, ,, ૭૧૨ મહંમદ કાસમની સિંધપર સવારી.
,, ,, ૧૦૦૧ મહંમદ ગીઝનીની પંજાબપર સવારી.

,, ,, ૧૦૨૪ મહંમદ ગીઝનીની સોમનાથપર સવારી.

,, ,, ૧૧૭૬ શાહબુદીનની હિંદપર પહેલી સવારી.

,, ,, ૧૧૯૧ શાહબુદીનની સ્થાનેશ્વરપર સ્વારી.

,, ,, ૧૧૯૩ શાહબુદીનની દિલ્હીપર સવારી.

,, ,, ૧૨૦૨ શાહબુદીનનું ગાદીએ બેસવું.

,, ,, ૧૨૦૩ બંગાળાના રાજા લક્ષ્મણસેનને બખ્તિઆર ખિલજીએ નસાડ્યો.

,, ,, ૧૨૦૬ શાહબુદીનનું મરણ ને કુતબુદીનનું હિંદમાં ગાદીએ આવવું.

,, ,, ૧૨૧૧ અલ્તમશ ગાદીએ આવ્યો.

,, ,, ૧૨૧૫ અલ્તમશે ગિઝની જીત્યું.

,, ,, ૧૨૩૬ રજીઆબેગમ ગાદીપર આવી.

,, ,, ૧૨૯૦ ખીલજીવંશ શરૂ થયો.

,, ,, ૧૨૯૮ અલ્લાઉદ્દીને ગુજરાત જીત્યું.

,, ,, ૧૨૯૮ અલ્લાઉદ્દીને રણથંભોરનો કિલ્લો જીત્યો.

,, ,, ૧૩૦૩ ,, ચીતોડ જીત્યું.

,, , ૧૩૪૭ જાફરખાં હસનગંગુએ બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યુ.

,, ,, ૧૩૯૪ તૈમુર હિંદુસ્તાન પર ચડી આવ્યો.

,, ,, ૧૫૨૬ પાણીપતમાં બાબર અને ઇબ્રાહીમ લડ્યા, તથા બાબરે હિંદમાં મોગલ રાજ્ય સ્થાપ્યું.

,, ,, ૧૫૨૭ બાબરે સીક્રી આગળ સંગને હરાવ્યો.

, ,, ૧૫૨૮ બાબરે ચંદેરી જીત્યું.

,, ,, ૧૫૪૦ શેરશાહે દિલ્હીનો કબજો લીધો.

,, ,, ૧૫૪૨ મહાન અકબરનો જન્મ થયો.

,, ,, ૧૫૫૬ પાણીપતની લડાઇમાં બહેરામખાંએ હેમુને હરાવ્યો.

,, ,, ૧૫૬૮ અકબરે ચીતોડ જીત્યું.

,, ,, ૧૫૭૩ અકબરે ગુજરાત જીત્યું.

,, ,, ૧૫૭૬ હલદીઘાટની લડાઇ થઇ.

,, ,, ૧૬૦૫ અકબર મરણ પામ્યો.

,, ,, ૧૬૧૧ જહાંગીરે શેર અફ્ઘાનને મારી નુરજહાં વેરે લગ્ન કર્યું.

,, ,, ૧૬૧૫ ઈંગ્લાંડથી સર ટોમસરો જહાંગીરના દરબારમાં આવ્યો.

,, ,, ૧૬૨૭ શિવાજીનો જન્મ.

,, ,, ૧૬૩૭ શાહજહાંએ અહમદનગરનું રાજ્ય જીત્યું.

,, ,, ૧૬૪૬ શિવાજીએ તોરણાનો કિલ્લો જીત્યો.

,, ,, ૧૬૫૭ દારા અને ઔરંગજેબ તથા જસવંતસિંહ અને ઔરંગજેબ લડ્યા.

,, ,, ૧૬૫૮ ઔરંગજેબ તેના બાપને કેદ કરી ગાદીએ બેઠો.

,, ,, ૧૬૫૯ શિવાજીએ અફ્જલખાનને માર્યો.

,, ,, ૧૬૬૪ શિવાજી ગાદીએ બેઠો, અને મરેઠી રાજ્યની સ્થાપના કરી.

,, ,, ૧૬૭૪ શિવાજીએ પોતાનો રાયગઢમાં રાજ્યાભિષેક કરાવ્યો.

,, ,, ૧૬૮૦ શિવાજી મરણ પામ્યો.

,, ,, ૧૬૮૬ ઔરંગજેબે વિજાપુરનું રાજ્ય ખાલસા કર્યું.

,, ,, ૧૬૮૭ ,, ગોવળકોંડાનું રાજ્ય ખાલસા કર્યું.

,, ,, ૧૬૮૯ ,, શંભાજીને કેદ પકડી મરાવી નાખ્યો.

,, ,, ૧૭૦૭ ઔરંગજેબ મરણ પામ્યો.

,, ,, ૧૭૦૮ મરેઠા રાજા શાહુ છૂટો થયો અને મરેઠી રાજ્યની સતારા તથા કોલ્હાપુરની બે શાખા જુદી પડી.

,, ,, ૧૭૧૬ શીખ સરદાર બંધુને માર્યો.

ઈ. સ. ૧૭૨૪ નિઝામઉલ્મુલ્કે નિઝામના રાજ્યની સ્થાપના કરી.

,, ,, ૧૭૩૨ સાદતખાંએ અયોધ્યામાં સ્વતંત્ર ગાદી સ્થાપી.

,, ,, ૧૭૩૭ નાદીરશાહ હિંદુસ્તાન પર ચડી આવ્યો.

,, ,, ૧૭૪૦ બાજીરાવ પેશ્વા મરણ પામ્યો.

,, ,, ૧૭૪૭ અહમદશાહ અબ્દલ્લી હિંદુસ્તાન પર ચડી આવ્યો.

,, ,, ૧૭૪૮ મહંમદશાહ પાદશાહ, શાહુ રાજા, તથા નિઝામઉલ્મુલ્ક મરણ પામ્યા.

,, ,, ૧૭૫૧ પેશ્વાએ પુનામાં સ્વતંત્ર ગાદી કરી.
,, ,, ૧૭૫૨ અબ્દલ્લાની બીજી સવારી.
,, ,, ૧૭૬૦ સદાશીવભાઉએ ઉદગીર આગળ નિઝામને હરાવ્યો.
,, ,, ૧૭૬૧ પાણીપતની છેલ્લી લડાઇ થઇ, તેમાં મરાઠા નાઉમેદ થયા.
,, ,, ૧૭૬૭ માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો.
,, ,, ૧૭૮૩ રાઘોબા મરણ પામ્યો.
,, ,, ૧૭૯૫ કુર્દલ્લાનું યુદ્ધ. મરેઠાએ નિઝામને હરાવ્યો.
,, ,, ૧૮૦૧ ઇંદોર તથા પુના પર સિંધિઆની ચડાઇ.
ઇ. સ. ૧૫૨૪ વાસ્કોડાગામા ત્રીજી વાર હિંદમાં આવ્યો.
,, ,, ૧૫૨૭ વાસ્કોડાગામા ગોવામાં મરણ પામ્યો.
,, ,, ૧૬૦૦ ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનીએ ઇલીઝાબેથ રાણી પાસેથી સનંદ મેળવી.
,, ,, ૧૬૦૨ ડચ ઇસ્ટ ઇંડિઆ કંપની સ્થપાઇ.
,, ,, ૧૬૦૪ ફ્રેંચ કંપની સ્થપાઇ.
,, ,, ૧૬૦૫ ડચ લોકોએ આંબોયના જીત્યું.
,, ,, ૧૬૧૧ અંગ્રેજોએ સુરતમાં કોઠી નાંખી.
,, ,, ૧૬૧૫ સર ટોમસરો જહાંગીરના દરબારમાં આવ્યો, તથા કપ્તાન બેસ્ટે પોર્ટુગીઝોને હરાવ્યા.
,, ,, ૧૬૧૯ ડચ લોકોએ બાટેવિઆમાં ગાદી કરી.
,, ,, ૧૬૨૩ ડચ લોકોએ આંબોયનામાં અંગ્રેજની કતલ કરી.
,, ,, ૧૬૩૯ અંગ્રેજોએ મદ્રાસ વસાવ્યું.
,, ,, ૧૬૬૮ કંપનીએ ઇંગ્લાંડના રાજા પાસેથી મુંબાઇ બેટ ૧૦ પાઉંડના ભાડે લીધો.
,, ,, ૧૭૦૯ ફ્રેંચ કંપનીઓ જોડાઇ ગઇ.
,, ,, ૧૭૪૬ ફ્રેંચોએ અંગ્રેજ પાસેથી મદ્રાસ જીતી લીધું.
,, ,, ૧૭૪૮ કર્ણાટકનો બીજો વિગ્રહ, તથા અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે સલાહ થઇ.

,, ,, ૧૭૫૧ ક્લાઇવ અને ચંદા સાહેબ વચ્ચે આર્કાટ તથા આર્નીના લડાઇ.

,, ,, ૧૭૫૨ કોરેપાકની લડાઇ.

,, ,, ૧૭૫૭ અંગ્રેજે બંગાળાના નવાબને પ્લાસી આગળ હરાવ્યો.

,, ,, ૧૭૫૮ ફ્રેંચ સરદાર લાલીએ ફોર્ટ સેંટડેવીડ જીત્યો.

,, ,, ૧૭૬૦ વાંદીવાસ આગળ અંગ્રેજ અને ફ્રેંચ લડયા.

,, ,, ૧૭૬૧ અંગ્રેજ અને ફ્રેંચની લડાઇમાં અંગ્રેજો વિજયશાળી થયા, અને ફ્રેંચોની સત્તાનો હિંદમાંથી નાશ થયો.

,, ,, ૧૭૬૩ પટણા આગળ અંગ્રેજે બંગાળાના નવાબ મીરકાસમને હરાવ્યો.

,, ,, ૧૭૬૭ અંગ્રેજોને બંગાળા, બહાર, તથા ઓરીઆનો દિવાની અધિકાર મળ્યો.

,, ,, ૧૭૬૭ હૈદર સાથે પહેલો વિગ્રહ ચંગામ, ત્રીનોમાલી તથા અંબુરની લડાઇ.

,, ,, ૧૭૭૩ રેગ્યુલેટિંગ એકટ

,, ,, ૧૭૭૪ વોર્ન હેસ્ટિંગ્સ હિંદનો ગવર્નર જનરલ નિમાયો.

,, ,, ૧૭૭૫ રાઘોબા સાથે સુરતની સંધી.

,, ,, ૧૭૭૬ મરેઠા સાથે પુરંધરની સંધી.

,, ,, ૧૭૭૯ મરેઠા અને અંગ્રેજ વચ્ચે વડગામની સલાહ.

,, ,, ૧૭૮૦ મૈસુર બીજો વિગ્રહ શરૂ.

,, ,, ૧૭૮૧ પોર્ટોનોવો, પોલિલોર, શોલિંગરની લડાઇ.

,, ,, ૧૭૮૨ મરેઠા સાથે સાલબાઇની સંધી.

,, ,, ૧૭૮૪ મેંગલુરની હૈદર સાથે સલાહ તથા પીટનું બીલ.

,, ,, ૧૭૯૦–૯૨ મ્હૈસુર ત્રીજો વિગ્રહ. ( ટીપુ સાથે )

,, ,, ૧૭૯૧ શીમોગા, હરિહરની લડાઇ.

,, ,, ૧૭૯૨ શ્રીરંગપટ્ટણની સલાહ.

,, ,, ૧૭૯૩ બંગાળાની સ્થાયી જમાબંધી.

,, ,, ૧૭૯૮ નિઝામ સાથે અંગ્રેજી લશ્કર રાખવાનું તહનામું.

,, ,, ૧૭૯૯ ચોથો મ્હૈસુર વિગ્રહ, ટીપુના રાજ્યનો અંત.
,, ,, ૧૮૦૦ સુરતનું રાજ્ય નવાબને પેન્શન આપી ખાલસા કર્યું.
,, , ૧૮૦૧ વાયવ્યપ્રાંત,કર્ણાટકતથાતંજાવરનારાજ્યોખાલસાકર્યાં.
,, ,, ૧૮૦૨ વસાઇની સલાહ.
,, ,, ૧૮૦૩ સિંધિઆ તથા ભોંસલે સાથે સલાહ.
,, ,, ૧૮૦૪ ત્રીજો મરાઠી વીગ્રહ, ડિગ અને ફરૂકાબાદની લડાઇ તથા હોલ્કર સાથે સલાહ.
,, ,, ૧૮૦૫ ભરતપુરનો ઘેરો.
,, ,, ૧૮૦૯ સરહદના રાજ્ય સાથે સલાહ.
,, ,, ૧૮૧૩ કંપનીના પટ્ટામાં ફેરફારઃ
,, ,, ૧૮૧૬ નેપાળ સાથે સેગાઉલી મુકામે સલાહ.
,, ,, ૧૮૧૭ ચોથો મરાઠી વિગ્રહ, તથા ખડકી, કોરેગામ, જબલપુર, નાગપુર અને માહિદપુરની લડાઇ.
,, ,, ૧૮૧૮ પેશ્વાઇ રાજ્યનો અંત.
,, ,, ૧૮૨૪ પહેલો બ્રહ્મી વિગ્રહ.
,, ,, ૧૮૨૬ યાંદાબુની સલાહ ( બ્રહ્મી રાજા સાથે).
,, ,, ૧૮૨૬ ભરતપુરની જીત.
,, ,, ૧૮૩૧ મ્હૈસુરના રાજ્યપર જપ્તી.
,, ,, ૧૮૩૨ કાચારનું રાજ્ય ખાલસા કર્યું.
,, ,, ૧૮૩૩ કંપનીનો નવો પટ્ટો.
,, ,, ૧૮૩૪ કુર્ગ ખાલસા કર્યું.
,, ,, ૧૮૩૫ સર ચાર્લ્સ મેટકાફે છાપખાનાને સ્વતંત્રતા બક્ષી.
,, ,, ૧૮૪૦ પરવાન આગળ અફઘાન સાથે લડાઇ.
,, ,, ૧૮૪૦–૪૨ ચીન સાથે પહેલો વિગ્રહ.
,, ,, ૧૮૪૩ સિંધ ઉપર ચડાઇ, તથા સિંધિઆ સાથે લડાઇ.
,, ,, ૧૮૪૩ સિંધ ખાલસા કર્યો.
,, ,, ૧૮૪૪ પહેલો શિખ વિગ્રહ.
,, ,, ૧૮૪૬ શીખ સાથે લાહોર મુકામે સલાહ.

,, ,, ૧૮૪૮ બીજો શીખ વિગ્રહ.
,, ,, ૧૮૪૯ પંજાબ તથા સતારાનાં રાજ્યો ખાલસા કર્યાં.
,, ,, ૧૮૫૨ બીજો બ્રહ્મી વિગ્રહ તથા પેગુ પ્રાંત ખાલસા.
,, ,, ૧૮૫૩ ઝાંસી, નાગપુર, વરાડ ખાલસા.
,, ,, ,, રેલ્વે તારની હિંદમાં શરૂઆત તથા કંપનીનો નવો પટો.
,, ,, ૧૮૫૬ અયોધ્યા ખાલસા.
,, ,, ૧૮૫૭ હિંદમાં દેશી સિપાઇઓનો બળવો.
,, ,, ૧૮૫૮ મહારાણીશ્રીનો ઢંઢેરો. તથા મહારાણીશ્રીએ હિંદનું રાજ્ય કંપની પાસેથી પોતાને હસ્તક લીધું.
,, ,, ૧૮૬૧ હિંદમાટેકાયદાબાંધનારીકોન્સિલનીવિલાયતમાંસ્થાપના.
,, ,, ૧૮૬૪ ભૂતાનપર ચડાઇ.
,, ,, ૧૮૬૯ ડ્યુક ઓફ એડિન્બરો હિંદમાં આવ્યા.
,, ,, ૧૮૭૨ લોર્ડ મેયોનું આંદામાનમાં મરણ.
,, ,, ૧૮૭૫ મહારાજા ગાયકવાડ મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યા.
,, ,, ૧૮૭૬ પ્રિન્સ ઓફ વેલ્સ(શહેનશાહ ૭ મા એડવર્ડ)હિંદમાં પધાર્યા.
,, ,, ૧૮૭૭ દિલ્હી દરબાર.
,, ,, ૧૮૭૮ લાઇસન્સ ટેક્સ તથા છાપખાનાપર અંકુશ.
,, ,, ,, અફઘાન લડાઇ.
,, ,, ૧૮૭૯ ગંદામકની સલાહ.
,, ,, ૧૮૮૦ જનરલ રોબર્ટે અફઘાનોને હરાવ્યા.
,, ,, ૧૮૮૧ અબ્દુલ રહેમાનને અફઘાનિસ્થાનની ગાદી આપી.
,, ,, ૧૮૮૨ લોર્ડ રીપને છાપખાનાની સ્વતંત્રતા બક્ષી.
,, ,, ૧૮૮૩ ,, સ્થાનિક સ્વરાજ્ય હક આપ્યો.
,, ,, ૧૮૮૬ બ્રહ્મદેશ ખાલસા.
,, ,, ૧૮૮૭ જ્યુબિલિ મહોત્સવ.
,, ,, ૧૮૯૮ પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર હિંદમાં પધાર્યા.
,, ,, ૧૮૯૦ રૂશિઆના પાટવી કુંવર હિંદમાં આવ્યા.
,, ,, ૧૮૯૧ રાહવાટ બીલ પસાર થયું.

,, ,, ૧૮૯૨ દાદાભાઇ નવરોજજી પાર્લામેન્ટના મેમ્બર નીમાયા.
,, ,, ૧૮૯૬ હિંદુસ્તાનમાં પ્લેગની શરૂઆત થઇ.
,, ,, ૧૮૯૯ છપ્પનીઓ દુષ્કાળ પડ્યો.
,, ,, ૧૯૦૧ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ તખ્તનશીન થયા.
,, ,, ૧૯૦૩ દિલ્હીમાં દરબાર ભરાયો.
,, ,, ૧૯૦૫ પ્રિન્સ ઓફ વેલ્સ (શહેનશાહ પાંચમા જ્યોર્જ) હિંદમાં પધાર્યા.
,, ,, ૧૯૦૭ ઇંડિયા કાઉન્સિલમાં બે હિંદી મેમ્બર નીમાયા.
,, ,, ૧૯૧૦ છાપખાનાપર અંકુશ
,, ,, ૧૯૧૦ શહેનશાહ ૫ મા જ્યોર્જ તખ્તનશીન થયા.
,, ,, ૧૯૧૧ એભોર લોકપર ગડાઇ.
,, ,, ૧૯૧૧ દિલ્હી દરબારના.શહેનશાહ ૫ મા જ્યોર્જનો રાજ્યાભિષેક-
,, ,, ૧૯૧૪ યુરોપમાં મહાન વિગ્રહ,
,, ,, ૧૯૧૯ યુરોપમાં આપણા નામદાર શહેનશાહના પક્ષનો વિજય, અને જર્મનીની મહાન હાર.

## પરીક્ષામાં પુછવા યોગ્ય પ્રશ્નો.

(૧) રામાયણનું પુસ્તક લખનાર કોણ હતા. શા માટે લખ્યું? અને તેમાં કોના કોના વિષે મુખ્યત્વે કરીને હકીકત આવે છે?

(૨) મહાભારત સંબંધી ટુંક સાર વર્ણવો.

(૩) હરિશ્ચંદ્ર, રામચંદ્ર, અને યુધિષ્ઠિરનાં ટુંક વર્ણનો આપો. અને તેમાંથી ચાલુ જમાનાના માણસોએ શો બોધ લેવાનો છે તે કહો.

(૪) બૌદ્ધધર્મ સ્થાપનાર કોણ હતા, ને તેનું જીવનવૃતાંત ટુંકમાં કહો.

(૫) જન ધર્મનું અનાદીપણું સિદ્ધ કરો, તથા જૈન ધર્મ નામ પડવાનું કારણ અને તેનાં મૂળ તત્વો લખો.

(૬) જૈન અને બૌદ્ધ ધર્મની સરખામણી કરો.

(૭) મહાન્ સિકંદરની સવારીનું ટુંકું વર્ણન કરો અને તે વર્ણનપરથી તેના સ્વભાવ સંબંધી માહીતી મળતી હોય તે કહો.

(૮) શ્રીમાન શંકરાચાર્યનું વર્ણન કરો.

(૯) બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો વર્ણવો; અને તે ધર્મનો ફેલાવો કરનાર તથા ઉત્તેજન આપનાર મહારાજાઓનાં નામ જણાવો.

(૧૦) મહારાજા અશોકનું ટુંકું વર્ણન કરો.

(૧૧) મહંમદ પેગંબરનું વર્ણન કરો, તથા તેમના ધર્મમાંથી સૌથી સરસ બોધ હિંદુઓને શું લેવાનો છે તે જણાવો.

(૧૨) ગિજની વંશના મુખ્ય પાદશાહોનાં નામ આપો, તથા તેની પડતીનાં કારણો જણાવો.

(૧૩) મહંમદ ગિઝની અને શાહબુદીન ઘોરીને સરખાવો.

(૧૪) ગુલામ વંશમાં સૌથી સારા અને ડાહ્યા પાદશાહની હકીકત જણાવો તથા તે વંશનું નામ ગુલામ વંશ પડવાનું કારણ જણાવો.

(૧૫) શાહબુદ્દીન ઘોરીએ હિંદુસ્તાન પર સવારીઓ કરી, તે વખતની હિંદની સ્થિતિ લખો. અને હિંદુઓની પડતીનાં કારણ દર્શાવો.

(૧૬) ખીલજી વંશના પાદશાહ અલાઉદ્દીનનું નામ અલાઉદ્દીન ખુની શા માટે નામ પડયું છે તે જણાવો.

(૧૭) તઘલખ વંશમાં સૌથી સારો પાદશાહ કયો હતો, તે જણાવો તથા ફીરોઝુદ્દીન અને નાસરૂદ્દીનને સરખાવો.

(૧૮) તૈમુરના યુદ્ધ સંબંધી વર્ણન કરો.

(૧૯) મોગલવંશની સ્થાપના કરનાર પુરૂષનું નામ તથા તેના ગુણો વર્ણવો.

(૨૦) મહાન અકબરે હિંદમાં મોગલ રાજ્ય સર્વોપરી બનાવ્યું અને આખા હિંદમાં પોતાની કીર્તિ ફેલાવી એ બે બાબતો એણે કઇ તરેહનું ડહાપણ વાપરી સાધ્ય કરી ?

(૨૧) અકબરના ગુણો તથા વસુલાત સંબંધી અને તેના રાજ્ય સંબંધી ટુંકું વર્ણન આપો.

(૨૨) ચાંદબીબી અને રજીઆબેગમની સરખામણી કરો.

(૨૩) રાણા પ્રતાપસિંહનું વર્ણન કરો.

(૨૪) નુરજહાંના ગુણ વર્ણવો.

(૨૫) શાહજહાંના પુત્રોનું વર્ણન આપો.

(૨૬) ઔરંગજેબ અને અકબરનો મુકાબલો કરો.

(૨૭) ઔરંગજેબ અને શિવાજીની સરખામણી કરો.

(૨૮) અકબર તથા ઔરંગજેબના તાબામાં કેટકેટલો મૂલક હતો તે હિંદનો નકશો દોરી તેમાં બતાવો.

(૨૯) મોગલાઇની પડતીનાં મુખ્ય કારણો લખો

(૩૦) શિવાજી અને બાજીરાવને સરખાવો.

(૩૧) પેશ્વાઓ મરાઠી રાજ્ય પચાવી પડયા, અને મરાઠી સત્તા નબળી પડી માત્ર નામનીજ થઇ ગઇ; તેનાં કારણો લખો.

(૩૨) માધવરાવનું વર્ણન કરો.

(૩૩) પેશ્વાઇ રાજ્યની પડતીને અટકાવનાર પુરૂષનું નામ અને તેનું ટુંકું વૃતાંત આપો.

(૩૪) રાઘોબા ( રઘુનાથરાવ ) નું વર્ણન ટુંકામાં લખો.

(૩૫) મરાઠા પહેલા, બીજા અને ચોથા વિગ્રહનું ટુંકું વર્ણન લખો.

(૩૬) પાણીપતની લડાઇમાં મરાઠાઓએ શી ભૂલ કરી તે જણાવો.

(૩૭) નિઝામઉલ્મુલ્ક, શાહુ ને સૈયદ ભાઇઓની ટુંકી હકીકત લખો.

(૩૮) બાજીરાવ બીજાએ કરેલ વસાઇનું તહનામું લખો.

(૩૯) સાલબાઇ, સિરંજીઅંજે તથા દેવગામની સરતોના કરારો લખો.

(૪૦) મરાઠાની ચડતીપડતીનાં કારણો જણાવો.

(૪૧) યુરોપી પ્રજાઓ હિંદમાં વ્યાપાર કરવા આવી તે વખત પહેલાં હિંદનો વ્યાપાર શી રીતે ચાલતો હતો ?

(૪૨) પોર્ટુગીઝ, વલંદા અને ફ્રેંચની પડતીનાં કારણો લખો.

(૪૩) કર્ણાટકનો પહેલો, બીજો અને ત્રીજો વિગ્રહ થવાના કારણો તથા તેનાં પરિણામો લખો.

(૪૪) કલાઇવ, ડુપ્લે, લાલી, બુસ્સી એઓનું ટુંક વર્ણન લખો.

(૪૫) કલાઇવ અને ડુપ્લેની સરખામણી કરો.

(૪૬) પ્લાસીના યુદ્ધનું વર્ણન કરો.

(૪૭) હૈદર અને શિવાજીની સરખામણી કરો.

(૪૮) સિરાજઉદ્દૌલા, મીરજાફર ને મીરકાસમની હકીકત ટુંકમાં લખો.

(૪૯) વોરન હેસ્ટિંગ્સનાં નિંદ્ય અને અપ્રતિત કામો જણાવો.

(૫૦) રેગ્યુલેટિંગ એક્ટ અને પીટનું બીલ વર્ણવો.

(૫૧) વોરન હેસ્ટિંગ્સના ગુણદોષ વર્ણવો.

(૫૨) વોરન હેસ્ટિંગ્સના વખતના બનાવો લખો.

(૫૩) ટીપુ સંબંધી હકીકત અને મ્હેસુર ત્રીજો વિગ્રહ લખો.

(૫૪) લોર્ડ વેલેસ્લી હિંદમાં સર્વોપરી ગવર્નર જનરલમાં ગણાય તેનું શું કારણ?

(૫૫) લોર્ડ વેલેસ્લીએ મેળવેલા મુલકનું વર્ણન કરો.

(૫૬) મ્હેસુરના ચોથા વિગ્રહનું અને સહાયકારી સૈન્ય રાખવાની તેની પદ્ધતિનું વર્ણન કરો.

(૫૭) સને ૧૭૯૩ તથા ૧૮૧૩ના કંપનીના પટ્ટાની હકીકત વર્ણવો.

(૫૮) સેગાઉલીના કરાર લખો.

(૫૯) લોર્ડ વિલિયમ બેન્ટિકના સુધારા તથા સને ૧૮૩૩ ના કંપનીના પટ્ટાની હકીકત લખો.

(૬૦) અફઘાન પેલો વિગ્રહ તથા ચીન સાથેની પેલી લડાઇ થવાનાં કારણો દર્શાવો, અને અફગાન વિગ્રહની પૂરેપૂરી હકીકત લખો.

(૬૧) સિંધ સાથેની લડાઇ અને સિંધિઆ સાથેની લડાઇમાં થએલા કરારો જણાવો.

(૬૨) લોર્ડ હાર્ડિંજે કરેલા સુધારા વર્ણવો.

(૬૩) રણજીતસિંહનું વર્ણન આપો ને તેને શિવાજી સાથે સરખાવો.

(૬૪) શીખ વંશની ઉત્પત્તિનું વર્ણન કરો.

(૬૫) પહેલા શીખ વિગ્રહનું વર્ણન કરો, તથા તેમાં થએલા કરાર જણાવો.

(૬૬) લોર્ડ ડેલહાઉસીના વખતમાં મળેલા અંગ્રેજી મૂલકનો નકશો દોરી, તેમાં કયો પ્રાંત કયે વખતે મળેલો છે તે સાલવાર જણાવો.

(૬૭) હિંદના દેશી સીપાઇઓનાં બળવાનાં કારણ લખો. તથા તેને સમાવનાર મુખ્ય સિવિલીઅન અમલદારોનાં તથા લશ્કરી અમલદારોનાં નામ આપો.

(૬૮) ઇ. સ. ૧૮૫૩ ના કંપનીના પટ્ટાની હકીકત લખો. અને ૧૮૫૮ ના ઇંડિયન એકટની હકીકત લખો.

(૬૯) મહારાણીશ્રીનો ઢંઢેરો તથા બળવાનું છેવટ લખો.

(૭૦) લોર્ડ લીટનના વખતના બનાવો લખો.

(૭૧) બીજો અફઘાન વિગ્રહ થવાનાં કારણો તથા તેમાં થએલ કરારો અને છેવટની બીના જણાવો.

(૭૨) લોર્ડ રીપનના સારાં કામો ગણાવો. અને તેની તથા લોર્ડ વિલિયમ બેન્ટિકની રાજ્યનીતિને સરખાવો.

(૭૩) બીજો બ્રહ્મી વિગ્રહ થવાનાં કારણો, તથા તેનું છેવટ લખો.

(૭૪) હિંદી મહાસભા, ઇલ્બર્ટ બીલ, વિષે વર્ણન કરો.

(૭૫) દાદાભાઇ, ગાંધીજી તથા બીજા ચાલુ જમાનાના મહાન પુરૂષોને વર્ણવો.

(૭૬) લોર્ડ કર્ઝનની રાજ્યનીતિ, તથા તેના કામથી બંગાળી પ્રજામાં અસંતોષ શા માટે ફેલાયો તે લખો.

(૭૭) મીન્ટો મોરલી સુધારાનું વર્ણન કરો.

(૭૮) રોલેટ બીલ, મોણ્ટેગ્યુ, ચેમ્સફર્ડ સુધારા તથા ૧૯૧૯ નો ઇંડિયા એકટ વર્ણવો.

(૭૯) જગતના ભયંકર યુદ્ધનાં કારણો તથા તેના સારાંશનું વર્ણન કરો.

(૮૦) માઇકલ ઓડવાયર, અને જનરલ ડાયરનાં કામો વર્ણવો, અને તેથી હિંદી પ્રજાપર થએલી અસરનું વર્ણન કરો.

(૮૧) વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટસ એજન્સિના પ્રાંતો ગણાવો.

(૮૨) હાલના હિંદી પ્રધાન, વાઇસરોય તથા મુંબાઇના ગવર્નરના નામ જણાવો.

(૮૩) હિંદુસ્તાનના રાજ્ય બંધારણના મુખ્ય ૪ ભાગો વર્ણવો.

(૮૪) પાર્લામેન્ટે હિંદને માટે જે જે એકટ તથા પટ્ટાઓ કર્યા હોય તે દરેક વર્ણવો.

(૮૫) હિંદી પ્રધાનની સત્તા વિષે તથા ઇંડિયા કાઉન્સીલની સત્તા વિષે હકીકત લખો, તથા તે દરેકને પગાર અને તેઓનાં કામો વર્ણવો.

(૮૬) વાઇસરૉયના કારોબારી મંડળના સભ્યો તથા તેમના દરેકનાં કામો વર્ણવો.

(૮૭) વાઇસરૉયની સત્તા, તેમનો પગાર તથા હિંદી સરકારની નીચે ચાલતાં મુખ્ય ખાતાં વર્ણવો.

(૮૮) લેજીસ્લેટિવ એસેમ્બ્લીના મેમ્બરો, તથા તેઓનાં કામો સંબંધે હકીકત લખો.

(૮૯) કાઉન્સીલ ઓફ સ્ટેટના મેમ્બરો કોણ થઇ શકે? અને તેમનાં કામો શું છે? તે જણાવો.

(૯૦) પ્રાંતિક સરકારોની સભાઓનાં નામ આપો.

(૯૧) પ્રાંતિક કારોબારી મંડળના સભ્યો, તથા તેમના પગાર અને તેમનાં કામોનું વર્ણન કરો.

(૯૨) પ્રાંતિક ધારા સભાનું વર્ણન કરો.

(૯૩) દરેક પ્રાંતોના આંતરીક વહીવટ સંબંધી જે જાણતા હો તે વર્ણવો.

(૯૪) સ્થાનિક સ્વરાજ્યની શરૂઆત કોના વખતથી થઇ?

(૯૫) સ્થાનિક સ્વરાજ્યમાં કયાં કયાં ખાતાંઓ ગણાય છે?

(૯૬) હિંદુસ્તાનની દિવાની, ફોજદારી કોર્ટો ગણાવો, અને દરેક કોર્ટના અધિકારનું વર્ણન ટુંકમાં આપો.

(૯૭) હિંદુસ્તાનના લશ્કરી અને પોલીસ ખાતા સંબંધી હકીકત લખો, અને તેમને શું શું કામ કરવાનાં છે, તથા પોલીસ ખાતાના ભાગો વર્ણવો.

(૯૮) હિંદુસ્તાનમાં કેળવણી સંબંધી સુધારા કરનાર ગવર્નર જનરલો તથા વાઇસરૉયનાં નામ આપો.

(૯૯) હિંદુસ્તાનની પોલીસ છાવણીઓ ગણાવો.

(૧૦૦) હથિયાર સંબંધે કાયદો, કલેક્ટર અને સેશન્સ કોર્ટ એ વિગેરેનું વિગતવાર વર્ણન કરો.

સમાપ્ત.